नारायण पण्डित कृत

# सटीकः हितोपदेशः

## संपूर्ण.

### પદાર્થ બોધક ગુજરાતી ભાષાંતર.

લેખક

**शास्त्री विष्णवांचार्य वळे.**

અધ્યાપક, વિદ્યાલક્ષ્મી સંસ્કૃત પાઠશાળા તથા શેઠ
ગોકળદાસ તેજપાલ સંસ્કૃત વિદ્યાલય.

તથા

**વિઠુલ રાજારામ દલાલ.**

પ્રકાશક

**સુવિચાર દર્શક મંડળી.**

સંવત્ ૧૯૫૭. સને ૧૯૦૦.

**કીમત રૂ ૧ા.**

# અનુક્રમણિકા.

વાર્તા. | | પૃષ્ઠ.

# પ્રયોજન.

ભાષાંતરો બે પ્રકારનાં હોય છે. ૧ પદાર્થબોધક અથવા શબ્દાર્થબોધક (Leteral) અને ૨ ભાવાર્થબોધક (Free). પદાર્થબોધકમાં મૂળ ગ્રંથના પ્રતિપદ (દરેક શબ્દ)ને અનુસરીને તેનો અર્થ બીજી ભાષામાં સમજાવેલો હોય છે અને ભાવાર્થબોધક ભાષાંતરમાં મૂળ શબ્દરચનાનું વિશેષ અનુસરણ ન રાખતાં માત્ર તેની મતલબ-ફલિતાર્થ-અસરકારક રીતે દર્શાવવા તરફ વધારે લક્ષ આપવામાં આવે છે. આ બેઉ પ્રકારો ઉપયુક્ત છે, તથાપિ તેમાં શાળામાં ભણતા વિદ્યાર્થીઓને તથા મૂળ ગ્રંથકારનોજ ખરો આશય સમજવાની ઈચ્છા રાખનારને પ્રથમ પ્રકારનું વધારે ઉપયોગી થાય છે. અને મૂળમાં ગમે તે શબ્દો હોય, પરંતુ જે ભાષામાં તે લખાયું હોય તે ભાષાના જાણીતા જનો વિષય તાત્પર્ય માત્ર સારી રીતે સમજવા ચાહનારને બીજા પ્રકારનું વધારે ઉપયોગી થાય છે. તોપણ જે ગ્રંથો મૂળ સાથે છપાય છે, તેમાં તો પ્રથમ પ્રકારનું વધારે પસંદ કરવા યોગ્ય છે. માટે અમે આમાં તે પ્રકાર પસંદ કીધો છે.

આ "હિતોપદેશ" ના મિત્રલાભ પ્રકરણનું મૂળસહિત ગૂજરાતી ભાષાતર રા૦ રા૦ રણછોડભાઈ

ઉદયશંકરે એકવાર બહાર પાડ્યું હતું: પરંતુ તેની નવી આવૃત્તિમાં તેમણે મૂળને ન રાખતાં, એકલા મિત્રલાભનુંજ નહિ, પરંતુ ચારે પ્રકરણનું ગદ્યપદ્યાત્મક ભાષાંતર બહાર પાડવું ઉચિત જોયું છે. પરંતુ તેથી તો બીજા પ્રકારના ભાષાંતરની ગરજ સરે છે. એટલા માટે પ્રથમ પ્રકારના ભાષાંતરની પણ ગૂજરાતીમાં ખોટ છે, તે પૂરી પાડવા અમો આ પુસ્તક ખાસ તૈયાર કરાવી પ્રકટ કીધું છે. અને આશા છે કે યોગ્ય અધિકારીઓ તરફથી એને યોગ્ય ઉત્તેજન મળશે.

પ્રકાશક.



# सटीकः हितोपदेशः

## प्रस्ताविका.

**सिद्धिः साध्ये सतामस्तु प्रसादात्तस्य धूर्जटेः ।**
**जाह्नवीफेनलेखेव यन्मूर्ध्नि शशिनः कला ॥ १ ॥**

જેના મસ્તકપર ચંદ્રની કળા જાહ્નવી (ગંગા) ના ફીણના રેખા પ્રમાણે (છે) તે શિવના પ્રસાદથી સત્પુરુષોની સિદ્ધિ સાધ્ય થાઓ. ૧.

**श्रुतो हितोपदेशोऽयं पाटवं संस्कृतोक्तिषु ।**
**वाचां सर्वत्र वैचित्र्यं नीतिविद्यां ददाति च ॥ २ ॥**

આ હિતોપદેશ સાંભળતાં સંસ્કૃત ભાષામાં ચાતુર્ય, વાણીમાં સર્વત્ર વિચિત્રતા (આશ્ચર્ય) અને નીતિજ્ઞાન મળેછે. ૨.

**अजरामरवत्प्राज्ञो विद्यामर्थं च चिन्तयेत् ।**
**गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत् ॥ ३ ॥**

**પ્રાજ્ઞ** પુરુષે જરા (ઘડપણ) અને મરણ નથી, એમ જાણીને વિદ્યા અને પૈસા (સંપાદન કરવા)નો વિચાર કરવો. અને મૃત્યુએ આવીને આપણી શીખા પકડીજ છે, એમ જાણીને ધર્માચરણ કરવું. ૩.

**सर्वद्रव्येषु विद्यैव द्रव्यमाहुरनुत्तमम् ।**
**अहार्यत्वादनर्घत्वादक्षयत्वाच्च सर्वदा ॥ ४ ॥**

સર્વ દ્રવ્યમાં જેના કરતાં બીજું ઉત્તમ નથી, એવું દ્રવ્ય વિદ્યા એજ છે, કારણ કદી તે કોઈ હરી

શકતું નથી, તેની કીમત થતી નથી, અને તેનો નાશ પણ થતો નથી. ૪.

संयोजयति विद्यैव नीचगापि नरं सरित् ।
समुद्रमिव दुर्धर्षं नृपं भाग्यमतः परम् ॥ ५ ॥

જે પ્રમાણે નીચગા (નદી) પોતામાં રહેલા પદાર્થોને દુર્લભ એવા સમુદ્રનો સંગમ કરાવેછે, તેમ નીચગા (નીચની પાસે રહેલી) વિદ્યા પણ મનુષ્યને દુર્લભ એવા રાજાની પાસે તેડી જાય છે, અને પછી જેનું જેવું નસીબ. (તે પ્રમાણે ફળ થાય છે.) ૫.

विद्या ददाति विनयं विनयाद्याति पात्रताम् ।
पात्रत्वाद्धनमाप्नोति धनाद्धर्मं ततः सुखम् ॥ ६ ॥

વિદ્યાથી નમ્રતા મળેછે, નમ્રતાથી પાત્રતા (યોગ્યતા) આવેછે, પાત્રતાથી દ્રવ્યસંપત્તિ મળેછે, દ્રવ્યથી ધર્મ (સંપાદન) કરાય છે અને ધર્મથી સુખ મળે છે. ૬.

विद्या शस्त्रस्य शास्त्रस्य द्वे विद्ये प्रतिपत्तये ।
आद्या हास्याय वृद्धत्वे द्वितीयाद्रियते सदा ॥ ७ ॥

પ્રતિપત્તિ એટલે પ્રતિષ્ઠા માટે બે વિદ્યા છે. ૧ શસ્ત્રવિદ્યા, ૨ શાસ્ત્રવિદ્યા. તેમાંની પહેલી વિદ્યા ઘડપણમાં હાંસીનું કારણ થાય છે અને બીજી વિદ્યા હમેશ આદર મેળવેછે. ૭.

यन्नवे भाजने लग्नः संस्कारो नान्यथा भवेत् ।
कथाच्छलेन बालानां नीतिस्तदिह कथ्यते ॥ ८ ॥

જે પ્રમાણે નવા વાસણ ઉપર કરેલો સંસ્કાર બદલાતો નથી, તે પ્રમાણે નાના બાળકને વાતને નિમિત્તે આ ગ્રંથમાં નીતિ કહેવામાં આવેછે. ૮.

**मित्रलाभः सुहृद्भेदो विग्रहः संधिरेव च ।**
**पञ्चतन्त्रात्तथान्यस्माद्ग्रन्थादाकृष्य लिख्यते ॥ ९ ॥**

૧ મિત્રલાભ, ૨ સુહૃદભેદ, ૩ વિગ્રહ અને ૪ સંધિ એ ચાર પ્રકરણો પંચતંત્ર ગ્રંથમાંથી તેમજ બીજા ગ્રંથોમાંથી પણ ખેંચીને (હું) લખું છું. ૯.

(ઉપલા નવ શ્લોકોમાં ગ્રંથકારે પહેલામાં મંગળાચરણ કરેલું છે. અને આઠ શ્લોકોમાં ગ્રંથના ચાર અનુબંધો દર્શાવેલા છે. બીજા શ્લોકમાં નીતિવિદ્યાની પ્રાપ્તિ એ પ્રયોજન, ત્રીજાથી સાતમા સૂધી પાંચ શ્લોકમાં વિષય તથા તેની મહત્તા; આઠમા શ્લોકમાં નાના બાળકો એ અધિકારી અને નવમા શ્લોકમાં સંબંધ દર્શાવ્યો છે.)

**अस्ति भागीरथीतीरे पाटलिपुत्रनामधेयं नगरम् । तत्र सर्वस्वामिगुणोपेतः सुदर्शनो नाम नरपतिरासीत् । स भूपतिरेकदा केनापि पठ्यमानं श्लोकद्वयं शुश्राव–**

ભાગીરથી (ગંગા)ને કિનારે પાટલીપુત્ર નામનું નગર છે. ત્યાં સર્વસ્વામિગુણોપેત (રાજાના સર્વ ગુણોથી સંપન્ન) સુદર્શન નામનો રાજા હતો. તે રાજાએ એક દહાડો કોઇને મોઢે બોલતાં બે શ્લોકો સાંભળ્યા. તે એકેઃ—

**"अनेकसंशयोच्छेदि परोक्षार्थस्य दर्शकम् ।**
**सर्वस्य लोचनं शास्त्रं यस्य नास्त्यन्ध एव सः ॥ १० ॥**
**यौवनं धनसंपत्तिः प्रभुत्वमविवेकिता ।**
**एकैकमप्यनर्थाय किमु यत्र चतुष्टयम्" ॥ ११ ॥**

અનેક સંશયોને દૂર કરનાર, પરોક્ષાર્થ બતલાવનાર, સર્વનું નેત્ર શાસ્ત્ર છે, તે જેને નથી તે અંધજ. ૧૦.

૧ જુવાની, ૨ દ્રવ્યસંપત્તિ, ૩ અધિકાર, અને ૪ અવિચારીપણું એમાંની અકેક વસ્તુ અનર્થ (નુકસાન) કારક છે. ત્યારે જ્યાં ચારે હોય ત્યાં તો શુંજ કહેવું? ૧૧.

इत्याकर्ण्यात्मनः पुत्राणामनधिगतशास्त्राणां नित्य-, मुन्मार्गगामिनां शास्त्राननुष्ठानेनोद्विग्नमनाः स राजा चिन्तयामास—

આ સાંભળીને જેણે શાસ્ત્રનો અભ્યાસ કર્યો નથી અને હુમેશા ખરાબ રસ્તે દોરાતા, એવા પોતાના છોકરાઓના શાસ્ત્રના અનભ્યાસને લીધે જેનું મન ઉદ્વેગ પામ્યું છે એવો રાજા વિચાર કરવા લાગ્યો.

"कोऽर्थः पुत्रेण जातेन यो न विद्वान्न धार्मिकः ।
काणेन चक्षुषा किं वा चक्षुःपीडैव केवलम् ॥ १२ ॥

કાણુડોળા (જે આંખે બીલકુલ દેખાતું નથી એવા ડોળા)થી ફળ શું? તેથી આંખે પીડા માત્ર થાય છે તેમ, જે વિદ્વાન્ નથી અને જે ધાર્મિક નથી એવા પુત્રથી પણ શું ફળ? ૧૨.

अजातमृतमूर्खाणां वरमाद्यौ न चान्तिमः ।
सकृद्दुःखकरावाद्यावन्तिमस्तु पदे पदे ॥ १३ ॥

ન થએલો, મૂવેલો અને મૂર્ખ એ (ત્રણ)માંથી પહેલા બે સારા, પરંતુ છેલ્લો (મૂર્ખ) સારો નહિ; કેમકે પહેલા બે એકવારજ દુઃખ દે છે અને છેલ્લો પગળે પગળે દુઃખ દે છે. ૧૩.

किं च । કેમકેઃ—

स जातो येन जातेन याति वंशः समुन्नतिम् ।
परिवर्तिनि संसारे मृतः को वा न जायते ॥ १४ ॥

ફરતા સંસાર (ચક્ર)માં કોણ મરતું નથી અને

કોણ જન્મતું નથી? પરંતુ જે જન્મ્યાથી વંશ ઉન્નતિ પામે છે, તેનોજ જન્મ સફળ છે. ૧૪.

**गुणिगणगणनारम्भे न पतति कठिनी सुसंभ्रमाद्यस्य ।**
**तेनाम्बा यदि सुतिनी वद वन्ध्या कीदृशी नाम ॥ १५ ॥**

ગુણવાનની ગણના કરવા બેસતાં, જેનું નામ દેતાં એકદમ ટચલી આંગળીપર અંગુઠાનો આઘાત થતો નથી, એવા પુત્રની માતા પુત્રવતી કહેવાય, તો વાંઝણી કોને કેવી? ૧૫.

**अपि च ।** વળી

**दाने तपसि शौर्ये च यस्य न प्रथितं मनः ।**
**विद्यायामर्थलाभे च मातुरुच्चार एव सः ॥ १६ ॥**

જેનું મન દાન દેવામાં, તપ કરવામાં, અને પરાક્રમ કરવામાં, વિદ્યામાં અને અર્થલાભમાં પ્રસિદ્ધિ પામ્યું નથી, તે માતાનો મળજ છે. ૧૬.

**अपरं च ।** અને,

**वरमेको गुणी पुत्रो न च मूर्खशतान्यपि ।**
**एकश्चन्द्रस्तमो हन्ति न च तारागणोऽपि च ॥ १७ ॥**

ગુણી પુત્ર એક સારો પરંતુ મૂર્ખ સો નકામા. કેમકે એક ચંદ્ર અંધકાર દૂર કરેછે, પરંતુ સેંકડો તારાનો સમુદાય તે (અંધકાર) દૂર કરી શકતો નથી. ૧૭.

**पुण्यतीर्थे कृतं येन तपः क्वाप्यतिदुष्करम् ।**
**तस्य पुत्रो भवेद्वश्यः समृद्धो धार्मिकः सुधीः ॥ १८ ॥**

જેણે કોઈપણ પુણ્યતીર્થપર અતિ દુષ્કર તપ કર્યું હશે, તેનેજ સમૃદ્ધ, ધાર્મિક, સુબુધ છતાં આજ્ઞાપાળક પુત્ર થાય છે. ૧૮.

अर्थागमो नित्यमरोगिता च
प्रियाश्च भार्या प्रियवादिनी च ।
वश्यश्च पुत्रोऽर्थकरी च विद्या
षड्जीवलोकस्य सुखानि राजन् ॥ १९ ॥

હે રાજા! આ જીવલોકમાં ૬ સુખ છે. ૧ પૈસા પામવા, ૨ નિરંતર નિરોગીપણું, ૩ વહાલી લાગે એવી પત્ની, તથા ૪ પ્રિયવાદિની (પતિવ્રતા), ૫ આજ્ઞાપાળક પુત્ર અને ૬ અર્થદાયક વિદ્યા. ૧૯.

को धन्यो बहुभिः पुत्रैः कुशूलापूरणाढकैः ।
वरमेकः कुलालम्बी यत्र विश्रूयते पिता ॥ २० ॥

ધાન્યના કોઠારમાં ભરી રાખેલા પાલી, ટીપરી વગેરે માપોની પેઠે, જેનું કદી કામ પડતું નથી એવા ઘણા પુત્રોથી કોણ ધન્ય છે? કોઈ નથી. જેના નામથી પિતા પ્રસિદ્ધિ પામે છે, એવો કુળદીપક એકજ સારો. ૨૦.

ऋणकर्ता पिता शत्रुर्माता च व्यभिचारिणी ।
भार्या रूपवती शत्रुः पुत्रः शत्रुरपण्डितः ॥ २१ ॥

કરજ કરનારો પિતા, વ્યભિચારિણી માતા, રૂપવતી ભાર્યા, અને મૂર્ખ પુત્ર એ શત્રુ છે. ૨૧.

अनभ्यासे विषं विद्या अजीर्णे भोजनं विषम् ।
विषं सभा दरिद्रस्य वृद्धस्य तरुणी विषम् ॥ २२ ॥

અભ્યાસ ન રાખતાં વિદ્યા, અજીર્ણમાં ભોજન, દરિદ્ર મનુષ્યને સભા, અને ઘરડા ડોસાને જુવાન સ્ત્રી એ વિષ (ઝેર) સમાન છે. ૨૨.

यस्य कस्य प्रसूतोऽपि गुणवान्पूज्यते नरः ।
धनुर्वंशविशुद्धोऽपि निर्गुणः किं करिष्यति ॥ २३ ॥

ગમે તેનાથી ઉત્પન્ન થએલો માણસ, ગુણવાન્

હોય તો પૂજ્ય બને છે. ધનુષ્ય ઉત્તમ વંશ (વાંસ) માંથી થએલું છે, તથાપિ જો તે ગુણવાન્ (દોરીવાળુ) ન હોય તો શું કામનું? ૨૩

**हा हा पुत्रक नाधीत सुगतैतासु रात्रिषु ।**
**तेन त्वं विदुषां मध्ये पङ्के गौरिव सीदसि ॥ २४ ॥**

અરે, બેટા! આ ઉત્તમ રીતે ગએલી અનેક રાત્રોમાં તેં અધ્યયન કર્યું નહિ, તેથી કાદવમાં જેમ ગાય પીડાય, તેમ વિદ્વાન્ મંડલમાં તું દુઃખ પામે છે. ૨૪.

**तत्कथमिदानीमेते मम पुत्रा गुणवन्तः क्रियन्ताम् ।**

ત્યારે મારા આ પુત્રો ગુણવાન્ કેમ થશે?

**आहारनिद्राभयमैथुनं च**
**सामान्यमेतत्पशुभिर्नराणाम् ।**
**धर्मो हि तेषामधिको विशेषो**
**धर्मेण हीनाः पशुभिः समानाः ॥ २५ ॥**

આહાર, નિંદ્રા, ભય, અને મૈથુન એ માણસો અને જનાવરો બેઉને સમાન છે. મનુષ્યોમાં તેમના કરતાં ધર્મ એ એક વિશેષ છે. જે મનુષ્ય ધર્મરહિત છે, તે પશુ સમાનજ છે. ૨૫.

**यतः ।** કારણ કે—

**धर्मार्थकाममोक्षाणां यस्यैकोऽपि न विद्यते ।**
**अजागलस्तनस्येव तस्य जन्म निरर्थकम् ॥ २६ ॥**

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચાર પુરુષાર્થોમાંથી એક પણ જેણે મેળવ્યો નથી, તે મનુષ્યનો જન્મ બકરાના ગળાના આંચળની પેઠે નકામો છે. ૨૬.

**यथोच्यते—** એમ પણ કહ્યું છે કે:—

**आयुः कर्म च वित्तं च विद्या निधनमेव च ।**
**पञ्चैतान्यपि सृज्यन्ते गर्भस्थस्यैव देहिनः ॥ २७ ॥**

આયુષ્ય, કર્મ, વિત્ત (પૈસા), વિદ્યા, અને નાશ એ પાંચે પ્રાણી ગર્ભમાં હોય છે, ત્યારેજ ઠરાવેલાં હોય છે. ૨૭.

**किं च ।** કેમકે—

**अवश्यंभाविनो भावा भवन्ति महतामपि ।**
**नग्नत्वं नीलकण्ठस्य महाहिशयनं हरेः ॥ २८ ॥**

જે જરૂર બનવાનું તે મોટા માણસનું પણ ટળતું નથી. જુઓ શિવજીને નગ્નપણું, અને ભગવાન્ શ્રીહરિને અનંતસર્પ ઉપર સૂવાનું. ૨૮.

**अपि च ।** વળી—

**यदभावि न तद्भावि भावि चेन्न तदन्यथा ।**
**इति चिन्ताविषघ्नोऽयमगदः किं न पीयते ॥ २९ ॥**

"જે નહિ બનવાનું તે બનશેજ નહિ, જે થવાનું તે ટળવાનું નથી," એ ચિંતારૂપી વિષને ઉતારવાનું ઓષડ કેમ પીતો નથી? ૨૯.

**एतत्कार्याक्षमाणां केषांचिदालस्यवचनम् ।**

આ સર્વ વચનો કાર્ય કરવામાં અશક્ત એવા કેટલાક આળસુઓ બોલેછે.

**न दैवमपि संचिन्त्य त्यजेदुद्योगमात्मनः ।**
**अनुद्योगेन तैलानि तिलेभ्यो नाप्तुमर्हति ॥ ३० ॥**

દૈવજ ફળ આપશે, એમ વિચારી પોતાનો પ્રયત્ન છોડવો નહિ. કેમકે યત્ન કીધા વિના તલમાંથી તેલ પણ નીકળી શકતું નથી. ૩૦.

अन्यच्च । અને—

उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मी-
दैवेन देयमिति कापुरुषा वदन्ति ।
दैवं निहत्य कुरु पौरुषमात्मशक्त्या
यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः ॥३१॥

લક્ષ્મી યત્ન કરનારા પુરુષરૂપી સિંહની પાસે આવે છે. "નસીબમાં હશે તો મળશે" એમ કુત્સિત (હલકા) જનો વદે છે. દૈવને બાજુ રાખીને, પોતાની શક્તિ પ્રમાણે યત્ન કર. યત્ન કર્યા પછી જો કાર્યસિદ્ધ ન થાય, તો તેમાં શો દોષ?

यथा ह्येकेन चक्रेण न रथस्य गतिर्भवेत् ।
एवं पुरुषकारेण विना दैवं न सिध्यति ॥ ३२ ॥

જે પ્રમાણે એક પૈડાથી રથ ચાલી શકતો નથી, તેમ યત્નવિના દૈવ સિદ્ધ થતું નથી. ૩૨.

तथा च । તેમજ—

पूर्वजन्मकृतं कर्म तद्दैवमिति कथ्यते ।
तस्मात्पुरुषकारेण यत्नं कुर्यादतन्द्रितः ॥ ३३ ॥

પૂર્વ જન્મમાં કરેલા કર્મો તેનેજ દૈવ કહે છે. માટે આળસ છોડીને પોતાની શક્તિ મુજબ ઉદ્યોગ કરવો. ૩૩.

यथा मृत्पिण्डतः कर्ता कुरुते यद्यदिच्छति ।
एवमात्मकृतं कर्म मानवः प्रतिपद्यते ॥ ३४ ॥

જે પ્રમાણે માટીના પિંડાળામાંથી કુંભાર જે ધારે તેવા ઘાટ ઘડે છે, તે પ્રમાણે માણસો પોતાનાં કરેલાં કર્મ પ્રમાણે ધારે તે ફળ મેળવેછે. ૩૪.

काकतालीयवत्प्राप्तं दृष्ट्वापि निधिमग्रतः ।
न स्वयं दैवमादत्ते पुरुषार्थमपेक्षते ॥ ३५ ॥

"કાગનું બેસવું અને તાડનું પડવું" તેમ અચાનક એકાદ ખજાનો આપણી સામે પડેલો જોઇએ તોપણ દૈવ પોતે આવીને તે આપણા હાથમાં મૂકી જતું નથી. ત્યાં પણ યત્નની જરૂર પડેછે. ૩૫.

**उद्यमेन हि सिध्यन्ति कार्याणि न मनोरथैः ।**
**न हि सुप्तस्य सिंहस्य प्रविशन्ति मुखे मृगाः ॥ ३६ ॥**

ઉદ્યોગથી કાર્યસિદ્ધિ થાય છે, કેવળ મનોરથથી થતી નથી. કેમકે સૂતેલા સિંહના મુખમાં મૃગ આવીને પેસતો નથી. ૩૬.

**मातृपितृकृताभ्यासो गुणितामेति बालकः ।**
**न गर्भच्युतिमात्रेण पुत्रो भवति पण्डितः ॥ ३७ ॥**

જે પુત્રને માતાપિતાએ વિદ્યાભ્યાસ કરાવ્યો છે, તે પુત્ર ગુણવાન્ બને છે. ગર્ભમાંથી જન્મતાં વેત પુત્ર પંડિત થતો નથી. ૩૭.

**माता शत्रुः पिता वैरी येन बालो न पाठितः ।**
**न शोभते सभामध्ये हंसमध्ये बको यथा ॥ ३८ ॥**

જેણે પુત્રને ભણાવ્યો નથી, તે માતા અને પિતા બંને શત્રુ છે. જેમ હંસોમાં બગલો શોભતો નથી, તેમ વિદ્વાનોની સભામાં તે શોભતો નથી. ૩૮.

**रूपयौवनसंपन्ना विशालकुलसंभवाः ।**
**विद्याहीना न शोभन्ते निर्गन्धा इव किंशुकाः ॥ ३९ ॥**

જેમ કેસુડાનાં ફૂલો ઉત્તમ વૃક્ષમાંથી થએલાં, રાતાંચોળ અને પ્રફુલ્લિત છતાં સુવાસવિનાં શોભતાં નથી, તે પ્રમાણે ઉત્તમ કુળમાં જન્મેલો, રૂપ અને જુવાનીથી સંપન્ન હોય, તોપણ વિદ્યારહિત મનુષ્ય શોભતો નથી. ૩૯.

**मूर्खोऽपि शोभते तावत्सभायां वस्त्रवेष्टितः ।**
**तावच्च शोभते मूर्खो यावत्किंचिन्न भाषते ॥ ४० ॥**

મૂર્ખ પણ સભામાં, જ્યાં સૂધી કંઇ પણ ભાષણ કરતો નથી, ત્યાં સૂધીજ કપડાલત્તાંના ઠાઠમાઠથી શોભે છે. ૪૦

**एतच्चिन्तयित्वा स राजा पण्डितसभां कारितवान् । राजोवाच—भो भोः पण्डिताः, श्रूयताम् । अस्ति कश्चिदेवंभूतो विद्वान्यो मम पुत्राणां नित्यमुन्मार्गगामिनामनधिगतशास्त्राणामिदानीं नीतिशास्त्रोपदेशेन पुनर्जन्म कारयितुं समर्थः । यतः ।**

**काचः काञ्चनसंसर्गाद्धत्ते मारकतीं द्युतिम् ।**
**तथा सत्संनिधानेन मूर्खो याति प्रवीणताम् ॥ ४१ ॥**

આમ સર્વ વિચાર કરીને રાજાએ પંડિતોની સભા કરાવી. અને તેમાં કહ્યું કે—અહો! પંડિતો, મારી વાત સાંભળો. તમારામાં એવો કોઇ વિદ્વાન્ છે કે, જે નિરંતર કુમાર્ગે જનારા, જેને શાસ્ત્રની કંઈ પણ ખબર નથી, એવા આ મારા પુત્રોને નીતિશાસ્ત્રનો ઉપદેશ કરી, તેને પુનર્જન્મ આપી શકે? કેમકે, કાચ પણ સોનાની સોબતથી મરકતમણીની કાંતિ પામે છે, તે પ્રમાણે મૂર્ખ પણ સત્પુરુષની સંગતથી પ્રવીણ થાય છે. ૪૧.

**उक्तं च—** કહ્યું છે કે—

**हीयते हि मतिस्तात हीनैः सह समागमात् ।**
**समैश्च समतामेति विशिष्टैश्च विशिष्टताम ॥ ४२ ॥**

હે તાત! નીચની સંગતથી આપણી બુદ્ધિહીન થાય છે, સમોવડીઆની સોબતથી સમબુદ્ધિ રહે

છે, અને આપણા કરતાં વિશિષ્ટની સંગતથી બુદ્ધિ વિશિષ્ટ થાય છે. ૪૨.

**अत्रान्तरे विष्णुशर्मनामा महापण्डितः सकलनीतिशास्त्रतत्त्वज्ञो बृहस्पतिरिवाब्रवीत्—'देव! महाकुलसंभूता एते राजपुत्राः। तन्मया नीतिं ग्राहयितुं शक्यन्ते। यतः।**

એટલામાં બૃહસ્પતિની પેઠે સકલ નીતિશાસ્ત્રનું તત્ત્વ જાણનાર વિષ્ણુશર્મા નામનો મહાપંડિત સભામાં હતો, તે બોલ્યો—હે મહારાજ! આ રાજકુમારો ઉત્તમ કુળમાં જન્મેલા છે, માટે એમને નીતિશાસ્ત્રમાં કુશળ કરવાને હું સમર્થ છું. કેમકે

**नाद्रव्ये निहिता काचित्क्रिया फलवती भवेत्।**
**न व्यापारशतेनापि शुकवत्पाठ्यते बकः॥ ४३॥**

અયોગ્ય પદાર્થપર કરેલી ક્રિયા સફળ થતી નથી. સેંકડો ઉપાય કરીએ તોપણ બગલાને પોપટ પેઠે પઢાવી ન શકાય ૪૩.

**अन्यच्च।** અને—

**अस्मिंस्तु निर्गुणं गोत्रे नापत्यमुपजायते।**
**आकरे पद्मरागाणां जन्म काचमणेः कुतः॥ ४४॥**

આપના કુળમાં નિર્ગુણ સંતાન થવાનાં નથી, કેમકે પદ્મરાગ મણીની ખાણમાં કાચ કેમ નીપજે? ૪૪

**अतोऽहं षण्मासाभ्यन्तरे तव पुत्रान्नीतिशास्त्राभिज्ञान्करिष्यामि'। राजा सविनयं पुनरुवाच—**

માટે હું છ મહિનામાં આપના પુત્રને "નીતિશાસ્ત્ર" ના જ્ઞાતા કરીશ. ત્યારે રાજા નમ્રતાથી ફરી બોલ્યા—

**कीटोऽपि सुमनःसङ्गादारोहति सतां शिरः**
**अश्मापि याति देवत्वं महद्भिः सुप्रतिष्ठितः॥ ४५॥**

ફૂલની સંગતથી કીડો પણ સત્પુરુષના માથા પર ચઢે છે, મહાત્માએ પ્રતિષ્ઠા કરેલો પથ્થર પણ દેવ બને છે. ૪૫.

**अन्यच्च ।** અને—

**यथोदयगिरेर्द्रव्यं संनिकर्षेण दीप्यते ।**
**तथा सत्संनिधानेन हीनवर्णोऽपि दीप्यते ॥ ४६ ॥**

જેમ ઉદયપર્વત ઉપરનાં પદાર્થો સૂર્યપ્રકાશની સંગતથી પ્રકાશે છે, તેમ હીન વર્ણનો મનુષ્ય પણ સત્સમાગમથી તેજસ્વી બને છે. ૪૬.

**गुणा गुणज्ञेषु गुणा भवन्ति**
**ते निर्गुणं प्राप्य भवन्ति दोषाः ।**
**आस्वाद्यतोयाः प्रभवन्ति नद्यः**
**समुद्रमासाद्य भवन्त्यपेयाः ॥ ४७ ॥**

ગુણ ગુણજ્ઞ પાસે જતાં ગુણ બનેછે, તેજ ગુણ નિર્ગુણ પાસે જવાથી દોષરૂપ બને છે. જુઓ, નદીનું જળ મીઠું હોય છે તેજ નદીઓ સમુદ્ર સાથે મળી જતાં અપેય (પીવાને નાલાયક) બનેછે. ૪૭.

**तदेतेषामस्मत्पुत्राणां 'नीतिशास्त्रोपदेशाय भवन्तः प्रमाणम्' इत्युक्त्वा तस्य विष्णुशर्मणो बहुमानपुरःसरं पुत्रान्समर्पितवान् ॥**

માટે, મારા આ પુત્રોને "નીતિશાસ્ત્રના ઉપદેશમાટે આપ જે કરો તે પ્રમાણ." એમ કહીને અતિ આદરપૂર્વક તે વિષ્ણુશર્માને પોતાના પુત્રો સોંપી દીધા.

**इति प्रस्ताविका ।**

**પ્રસ્તાવના સમાપ્ત.**

# ॥ मित्रलाभः ॥

**अथ प्रासादपृष्ठे सुखोपविष्टानां राजपुत्राणां पुरस्तात्प्रस्तावक्रमेण स पण्डितोऽब्रवीत्—**

પછી રાજમેહેલની અગાસી ઉપર મોજમાં બેઠલા રાજપુત્રોની આગળ ચાલતી વાતમાંને વાતમાં તે પંડિતે કહ્યું—

**'काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।**
**व्यसनेन च मूर्खाणां निद्रया कलहेन वा ॥ ४८ ॥**

બુદ્ધિમાન્ માણસોનો વખત, કાવ્ય અને શાસ્ત્રના વિનોદમાં જાય છે, અને મૂર્ખોનો વખત વ્યસન, ઊંઘ અને કજીઆ કંકાસમાં જાય છે. ૪૮.

**तद्भवतां विनोदाय काककूर्मादीनां विचित्रां कथां कथयामि ।' राजपुत्रैरुक्तम्—'आर्य, कथ्यताम् ।' विष्णुशर्मोवाच—'शृणुत । संप्रति मित्रलाभः प्रस्तूयते यस्यायमाद्यः श्लोकः—**

માટે તમારૂં મનરંજન થવા માટે કાગડા, કાચબા ઇત્યાદિની વિચિત્ર વાર્તા કહુંછું. રાજકુમારો બોલ્યા—'હે આર્ય! કહો.' વિષ્ણુશર્મા કહેછે—સાંભળો. હવે મિત્રલાભનો હું આરંભ કરૂંછું. જેનો આ પ્રથમ શ્લોક છે.

**असाधना वित्तहीना बुद्धिमन्तः सुहृत्तमाः ।**
**साधयन्त्याशु कार्याणि काककूर्ममृगाखुवत्' ॥ ४९ ॥**

જેમ કાગડો, કાચબો, મૃગ (હરણ)ને ઉંદર એણે પોતપોતાનાં કાર્ય સિદ્ધ કર્યાં તે પ્રમાણે જેને બુદ્ધિમાન્ જીવજાન દોસ્તો છે તેઓ સાધન ને દ્રવ્ય પાસે નહિ છતાં જલદીથી પોતાનું કાર્ય સિદ્ધ કરેછે. ૪૯.

**राजपुत्रा ऊचुः—'कथमेतत्।' विष्णुशर्मा कथयति—**

રાજકુમારો બોલ્યા—'એ શી રીતે?' વિષ્ણુશર્મા કહેછે—

**अस्ति गोदावरीतीरे विशालः शाल्मलीतरुः। तत्र नानादिग्देशादागत्य रात्रौ पक्षिणो निवसन्ति। अथ कदाचिदवसन्नायां रात्रावस्ताचलचूडावलम्बिनि भगवति कुमुदिनीनायके चन्द्रमसि लघुपतनकनामा वायसः प्रबुद्धः कृतान्तमिव द्वितीयमायान्तं व्याधमपश्यत्। तमवलोक्याचिन्तयत्—'अद्य प्रातरेवानिष्टदर्शनं जातम्। न जाने किमनभिमतं दर्शयिष्यति' इत्युक्त्वा तदनुसरणक्रमेण व्याकुलश्चलितः। यतः।**

ગોદાવરીને તીરે વિશાલ શાલમલી (સાવરી) વૃક્ષ છે. તે ઉપર ચોતરફથી આવીને પંખીઓ રાતવાસો રહેતાં હતાં, પછી કોઇ એક દિવસે રાત વીતતાં કમલિની નાયક ભગવાન્ ચંદ્રમા અસ્તાચળના શિખરપર ચડતાં, લઘુપત્તનક નામનો કાગડો જાગ્રત થયો. અને જાણે બીજો યમજ હોય, એવા પારાધિને તેણે દીઠો. તેને જોઇને વિચાર કર્યો કે આજ પ્રભાતમાંજ અનિષ્ટ દર્શન થયું છે. શું માઠો પરિણામ થશે તે હું સમજી શકતો નથી. એમ કહીને ગભરાતો ગભરાતો તેની પાછળ પાછળ ચાલ્યો. કેમકે—

**शोकस्थानसहस्राणि भयस्थानशतानि च।**
**दिवसे दिवसे मूढमाविशन्ति न पण्डितम्॥ ५०॥**

શોકનાં હજારો સ્થાનો, અને ભયનાં સેંકડો સ્થાનો મૂર્ખને માથે દરરોજ આવી પડે છે. તેમ પંડિતોપર પડતાં નથી. ૫૦.

**अन्यच्च । विषयिणामिदमवश्यं कर्तव्यम् ।**

અને, વિષયી (ગૃહસ્થ) લોકોએ અવશ્ય આ વિચાર કરવો જોઇએ:—

**उत्थायोत्थाय बोद्धव्यं महद्भयमुपस्थितम् ।**
**मरणव्याधिशोकानां किमद्य निपतिष्यति ॥ ५१ ॥**

મરણ, રોગ, અને શોક એમાંથી કયો મોટો ભય આજ આપણાપર આવી પડશે, એનો દરરોજ ઊઠતાં ઊઠતાં વિચાર કરવો જોઇએ. ૫૧.

**अथ तेन व्याधेन तण्डुलकणान्विकीर्य जालं विस्तीर्णम् । स च प्रच्छन्नो भूत्वा स्थितः । तस्मिन्नेव काले चित्रग्रीवनामा कपोतराजः सपरिवारो वियति विसर्पंस्तांस्तण्डुलकणानवलोकयामास । ततः कपोतराजस्तण्डुलकणलुब्धान्कपोतान्प्रत्याह—'कुतोऽत्र निर्जने वने तण्डुलकणानां संभवः । तन्निरूप्यतां तावत् । भद्रमिदं न पश्यामि । प्रायेणानेन तण्डुलकणलोभेनास्माभिरपि तथा भवितव्यं**

પછી તે પારધિએ ચોખાના દાણા વેરીને તે પર જાળ પાથરી અને પોતે સંતાઈ રહ્યો. તે વખતે પોતાના પરિવાર સહિત આકાશમાં ફરતાં ફરતાં ચિત્રગ્રીવ નામનો કપોતોના રાજાની તે ચોખાના દાણા તરફ નજર પડી. પછી તે કપોતરાજાએ, ચોખાના દાણામાં જેનું મન લોભાયું છે એવા કપોતોને કહ્યું, 'આ નિર્જન જંગલમાં ચોખાના દાણા કયાંથી? એનો બારીક વિચાર કરો. હું એમાં આપણું શ્રેય દેખતો નથી, કારણ કે ઘણું કરીને આ ચોખાના દાણાના લોભમાં પડતાં આપણને પણ તેવાજ (કેદી) થવું પડશે.

**कङ्कणस्य तु लोभेन मग्नः पङ्के सुदुस्तरे ।**
**वृद्धव्याघ्रेण संप्राप्तः पथिकः स मृतो यथा' ॥ ५२ ॥**

જે પ્રમાણે કંકણના લોભથી, અતિ દુસ્તર કીચડમાં દટાયલા વટેમાર્ગુને, વૃદ્ધ વાઘે પકડ્યો અને તે મરણ પામ્યો. ૫૨.

**'कपोता ऊचुः—कथमेतत् ।' सोऽब्रवीत्—**

કપોતો બોલ્યા—'એ કેમ થયું?' તે (ચિત્રગ્રીવ) બોલ્યો.



कथा १ प्रथमा । पथिकव्याघ्रोः ॥

વાર્તા ૧ લી. વટેમાર્ગુ અને વાઘ.

अहमेकदा दक्षिणारण्ये चरन्नपश्यम् । एको वृद्धव्याघ्रः स्नातः कुशहस्तः सरस्तीरे ब्रूते—'भो भोः पान्थाः, इदं सुवर्णकङ्कणं गृह्यताम् ।' ततो लोभाकृष्टेन केनचित्पान्थेनालोचितम्—'भाग्येनैतत्संभवति । किंत्वस्मिन्नात्मसंदेहे प्रवृत्तिर्न विधेया । यतः ।

એક વખતે દક્ષિણવનમાં ફરતાં ફરતાં અમે જોયું. એક ઘરડો વાઘ નાહી ધોઈને, સરોવરની પાળે હાથમાં દર્ભ લઈને બોલ્યો—'અહો! વટેમાર્ગુઓ! આ સોનાનું કડું લ્યો.' પછી કોઈ એક લોભી વટેમાર્ગુએ મનમાં ધાર્યું કે આ વાત દૈવયોગે સંભવે છે. પરંતુ જેમાં જીવનું જોખમ છે, એવા કામમઆપણે પ્રવર્ત થવું નહિ. કેમકે

**अनिष्टादिष्टलाभेऽपि न गतिर्जायते शुभा ।**
**यत्रास्ते विषसंसर्गोऽमृतं तदपि मृत्यवे ॥ ५३ ॥**

અનિષ્ટથી ઇષ્ટનો લાભ થાય તોપણ, તેનું પરિણામ સારૂં થતું નથી, કેમકે જો ઝેરની સાથે અમૃત હોય તો તે અમૃત પણ મૃત્યુકારક થાયછે. ૫૩.

**किंतु सर्वत्रार्थार्जने प्रवृत्तिः संदेह एव । तथा चोक्तम्—**

પરંતુ સર્વ ઠેકાણે દ્રવ્ય મેળવવામાં પ્રવૃત્તિ સંદેહવાળીજ હોય છે. તેમજ કહ્યું છે કે:—

**न संशयमनारुह्य नरो भद्राणि पश्यति ।**
**संशयं पुनरारुह्य यदि जीवति पश्यति ॥ ५४ ॥**

મનુષ્યને જીવના જોખમવાળાં કામો કર્યાવિના શ્રેયની પ્રાપ્તિ થતી નથી. જોખમવાળું કામ કરીને, જો જીવતો રહ્યો, તો તે શ્રેય ભોગવેછે. ૫૪.

**तन्निरूपयामि तावत् ।' प्रकाशं ब्रूते—'कुत्र तव कङ्कणम् ।' व्याघ्रो हस्तं प्रसार्य दर्शयति । पान्थोऽवदन्—'कथं मारात्मके त्वयि विश्वासः ।' व्याघ्र उवाच—'शृणु रे पान्थ, प्रागेव यौवनदशायामतिदुर्वृत्त आसम् । अनेकगोमानुषाणां वधान्मे पुत्रा मृता दाराश्च । वंशहीनश्चाहम् । ततः केनचिद्धार्मिकेणाहमादिष्टः—'दानधर्मादिकं चरतु भवान् ।' तदुपदेशादिदानीमहं स्नानशीलो दाता वृद्धो गलितनखदन्तो न कथं विश्वासभूमिः । यतः ।**

મનમાં વિચાર કરીને ખુલ્લી રીતે બોલ્યો:—'તારૂં કડું ક્યાં છે?' વાઘે હાથ લાંબો કરી દેખાડ્યું. વટેમાર્ગુ બોલ્યો, 'તું મૃત્યુરૂપ છે, તારો શો વિશ્વાસ?' વાઘે કહ્યું, 'અરે વટેમાર્ગુ! તું સાંભળ. હું પૂર્વે જુવાનીમાં ઘણો દુષ્ટ હતો. હજારો ગાયો અને માણસોના વધના પાપથી, મારાં છોકરાં મૂઆં, અને

બૈરી પણ મરી ગઈ. હવે હું નિર્વંશ છું. પછી કો-
ઈએક ધાર્મિક પુરુષે મને ઉપદેશ કીધો કે, ભાઈ,
તું દાનધર્મ વગેરે કરતો રહે. તેના ઉપદેશથી હમ-
ણાં હું દાંત અને નખો જેના ખરી પડેલા છે એ-
વો, ઘરડો થએલો, નિત્ય નાહી ધોઈ, દાન કરનારો,
કેમ વિશ્વાસપાત્ર નથી? કેમકે—

इज्याध्ययनदानानि तपः सत्यं धृतिः क्षमा ।
अलोभ इति मार्गोऽयं धर्मस्याष्टविधः स्मृतः ॥ ५५ ॥

યજ્ઞ, અધ્યયન, દાન, તપ, સત્ય, ધૈર્ય, ક્ષમા, અને અલોભ એ આઠ પ્રકારવાળો ધર્મ કહ્યો છે. ૫૫.

तत्र पूर्वश्चतुर्वर्गो दम्भार्थमपि सेव्यते ।
उत्तरस्तु चतुर्वर्गो महात्मन्येव तिष्ठति ॥ ५६ ॥

તેમાં પહેલા ચાર દંભને માટે પણ કરાય છે, અને પછીના ચાર તો મહાત્મા પાસેજ હોયછે. ૫૬.

मम चैतावांल्लोभविरहो येन स्वहस्तस्थमपि सुवर्णकङ्कणं यस्मैकस्मैचिद्दातुमिच्छामि । तथापि व्याघ्रो मानुषं खादतीति लोकप्रवादो दुर्निवारः । यतः ।

હું તો એટલો નિર્લોભ છું કે, મારા હાથનું સોનાનું સાંકળું પણ ગમે તેને આપી દેવા ચાહું છું. તથાપિ વાઘ મનુષ્યને ખાય છે, એ લોકાપવાદ અટળ છે. કેમકે—

गतानुगतिको लोकः कुट्टनीमुपदेशिनीम् ।
प्रमाणयति नो धर्मे यथा गोघ्नमपि द्विजम् ॥५७॥

લોકો ગતાનુગતિક એટલે ગાડર જેવા છે. બ્રાહ્મણ થઇને ગૌહત્યા કરે તોપણ તેનું વચન ધર્મમાં જેમ પ્રમાણ ગણે છે, તેમ કુટિણીનો સદુપદેશ ધર્મમાં પ્રમાણ માનતો નથી. ૫૭.

मया च धर्मशास्त्राण्यधीतानि । शृणु—

હું ઘણાં ધર્મશાસ્ત્રો ભણ્યો છું. સાંભળઃ—

मरुस्थल्यां यथा वृष्टिः क्षुधार्ते भोजनं तथा ।
दरिद्रे दीयते दानं सफलं पाण्डुनन्दन ॥ ५८ ॥

હે પાંડવ! જે રીતે મારવાડમાં વર્ષાદ, ભૂખ્યાને ભોજન, તેમજ દરિદ્રને દાન દેવું સફળ છે. ૫૮.

प्राणा यथात्मनोऽभीष्टा भूतानामपि ते तथा ।
आत्मौपम्येन भूतेषु दयां कुर्वन्ति साधवः ॥ ५९ ॥

જેમ આપણો જીવ આપણને વહાલો છે, તેમ બીજાનો તેને વહાલો હોય છે. માટે સત્પુરુષ પોતાની પેઠેજ પ્રાણીમાત્રપર દયા રાખે છે. ૫૯.

अपरं च । તથા—

प्रत्याख्याने च दाने च सुखदुःखे प्रियाप्रिये ।
आत्मौपम्येन पुरुषः प्रमाणमधिगच्छति ॥ ६० ॥

તિરસ્કાર કરવામાં, દાન કરવામાં, સુખદુઃખમાં પ્રિય અપ્રિયમાં મનુષ્ય પોતાની પેઠેજ બીજાને સમજે છે. ૬૦.

अन्यच्च । વળી—

मातृवत्परदारेषु परद्रव्येषु लोष्टवत् ।
आत्मवत्सर्वभूतेषु यः पश्यति स पण्डितः ॥ ६१ ॥

પારકી સ્ત્રી માતા જેવી, પારકું દ્રવ્ય ધૂળના ઢગલા જેવું, અને સર્વ પ્રાણી પોતાનાં જેવાં, જે જુએ છે, તેજ પંડિત જાણવો. ૬૧.

त्वं चातीव दुर्गतस्तेन तत्तुभ्यं दातुं सयत्नोऽहम् । तथा चोक्तम्—

તું તો ઘણો ગરીબ છે. માટે તને આ કાંકણુ આપવા હું યત્ન કરૂંછું. તેમજ કહ્યું છે કે—

दरिद्रान्भर कौन्तेय मा प्रयच्छेश्वरे धनम् ।
व्याधितस्यौषधं पथ्यं नीरुजस्य किमौषधैः ॥ ६२ ॥

હે કુંતિપુત્ર (પાંડવ)! તું દરિદ્રનું પોષણ કર. ધનવાન્‌ને ધન આપતો નહિ. કારણ રોગીને ઓષધ ગુણકારક છે, પરંતુ નિરોગીને ઓષધથી શું ફાયદો? ૬૨.

अन्यच्च । અને

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्विकं विदुः ॥ ६३ ॥

જે આપણાપર પ્રત્યુપકાર કરી ન શકે એવાને, આપણે આપવુંજ છે; એમ સમજીને દેશ, કાલ અને પાત્ર જોઈને, જે દાન અપાય તેને સાત્વિક દાન કહે છે. ૬૩.

तदत्र सरसि स्नात्वा सुवर्णकङ्कणं गृहाण ।' ततो यादवसौ तद्वचःप्रतीतो लोभात्सरः स्नातुं प्रविशति तावन्महापङ्के निमग्नः पलायितुमक्षम । पङ्के पतितं दृष्ट्वा व्याघ्रोऽवदत्—अहह, महापङ्के पतितोऽसि । अतस्त्वामहमुत्थापयामि ।' इत्युक्त्वा शनैःशनैरुपगम्य तेन व्याघ्रेण धृतः स पान्थोऽचिन्तयत्—

તે માટે આ સરોવરમાં નાહીને, આ સોનાનું કંકણ લે.' પછી તેના બોલવાપર વિશ્વાસ રાખીને, લોભથી સરોવરમાં સ્નાન કરવા માટે, જેવો પેસવા જાય છે તેટલામાં અત્યંત કાદવમાં દટાઈ ગયો અને ખસવામાં અશક્ત થયો. તેને કાદવમાં પડેલો જોઈને, વાઘ બોલ્યો, 'અરેરે! તું દુસ્તર કાદવમાં દટાયો. ત્યારે હું તને એમાંથી કાઢું છું,' એમ કહીને

ધીમે ધીમે પાસે જઈ તેને પકડયો. ત્યારે તે વટેમાર્ગુએ વિચાર્યું કે—

'न धर्मशास्त्रं पठतीति कारणं
न चापि वेदाध्ययनं दुरात्मनः ।
स्वभाव एवात्र तथातिरिच्यते
यथा प्रकृत्या मधुरं गवां पयः ॥ ६४ ॥

દુરાત્મા, ધર્મશાસ્ત્ર પઠન કરે છે, તેમજ વેદાધ્યયન કરે છે (તેથી તે કાંઈ સજ્જન થતો નથી). કેમકે જેમ ગાયનું દૂધ સ્વભાવથી મધુર છે, તેમ એ (અધ્યયન વગેરેથી કરતાં) દુષ્ટોનો સ્વભાવ અધિક બળવત્તર છે. ૬૪.

किं च । કેમકે,

अवशेन्द्रियचित्तानां हस्तिस्नानमिव क्रिया ।
दुर्भगाभरणप्रायो ज्ञानं भारः क्रियां विना ॥ ६५ ॥

જેની ઇંદ્રિયો અને ચિત્ત સ્વાધીન નથી, તેની ક્રિયા, હસ્તિસ્નાન જેવી (નિરર્થક) છે. સદાચરણ શિવાય, કેવળ જ્ઞાન એ વિધવા સ્ત્રીના અલંકાર પેઠે ભારરૂપ છે. ૬૫.

तन्मया भद्रं न कृतं यदत्र मारात्मके विश्वासः कृतः । तथा ह्युक्तम्—

ત્યારે મેં ઠીક ન કર્યું, કેમકે આ મૃત્યુરૂપ દુષ્ટનો વિશ્વાસ કીધો. તેમજ કહ્યું છે કે—

नदीनां शस्त्रपाणीनां नखिनां शृङ्गिणां तथा ।
विश्वासो नैव कर्तव्यः स्त्रीषु राजकुलेषु च ॥ ६६ ॥

નદીનો, શસ્ત્રધરનો, નખવાળાનો, શીંગડાવાળાનો, સ્ત્રીનો અને રાજકુલનો વિશ્વાસ નજ કરવો. ૬૬.

अपरं च । અને વળી,

सर्वस्य हि परीक्ष्यन्ते स्वभावा नेतरे गुणाः ।
अतीत्य हि गुणान्सर्वान्स्वभावो मूर्ध्नि वर्तते ॥ ६७ ॥

સર્વની સ્વભાવથી પરીક્ષા થાય છે, બીજાના ગુણની પરીક્ષા કરી શકાતી નથી. સર્વ ગુણોને ઉલ્લંઘીને સ્વભાવ માથે ચઢે છે. ૬૭.

अन्यच्च । અને,

स हि गगनविहारी कल्मषध्वंसकारी
दशशतकरधारी ज्योतिषां मध्यचारी ।
विधुरपि विधियोगाद्ग्रस्यते राहुणासौ
लिखितमपि ललाटे प्रोज्झितुं कः समर्थः ॥६८॥

તે ગગનમાં વિહાર કરનાર, અંધકારનો નાશ કરનાર, હજાર કિરણવાળો અને જ્યોતિષ ચક્રનો મધ્યચારી, એવો ચંદ્રમા પણ પોતાના દૈવયોગથી રાહુથી ગ્રસાય છે, માટે લલાટમાં લખેલા લેખને ટાળવા કોણ સમર્થ છે? ૬૮.

इति चिन्तयन्नेवासौ व्याघ्रेण व्यापादितः स्वादितश्च । अतोऽहं ब्रवीमि—'कङ्कणस्य तु लोभेन' इत्यादि । अतः सर्वथाविचारितं कर्म न कर्तव्यम् । यतः ।

એવો વિચાર કરનાર તે વટેમાર્ગુને વાઘે મારી ખાધો. માટે હું કહું છું કે—

સુવર્ણના કંકણના લોભથી વગેરે (જુઓ શ્લોક ૫૨ મું) માટે, સર્વ પ્રકારે વિચાર કર્યાવિના કર્મ કરવાં નહિ. કેમકે—

सुजीर्णमन्नं सुविचक्षणः सुतः
सुशासिता स्त्री नृपतिः सुसेवितः ।
सुचिन्त्य चोक्तं सुविचार्य यत्कृतं
सुदीर्घकालेऽपि न याति विक्रियाम् ॥ ६९ ॥

સારી રીતે પચેલું અન્ન, સુશિક્ષિત પુત્ર, ઉત્તમ શીખેલી સ્ત્રી, સારી પેઠે સેવા કરેલો રાજા, વિચારપૂર્વક બોલેલું વચન, વિચારીને કરેલું કામ, એ સર્વ ઘણો વખત જાય તોપણ વિકાર પામતાં નથી. ૬૯.

**एतद्वचनं श्रुत्वा कश्चित्कपोतः सदर्पमाह—'आः, किमेवमुच्यते ।**

આ વચન સાંભળીને, કોઇ એક કપોત ગર્વથી બોલ્યો, 'અરે, એમ શું બોલોછો ?

**वृद्धानां वचनं ग्राह्यमापत्काले ह्युपस्थिते ।**
**सर्वत्रैवं विचारेण भोजनेऽप्यप्रवर्तनम् ॥ ७० ॥**

વિપત્તિ કાલ આવે ત્યારે વૃદ્ધનું વચન સાંભળવું. એ રીતે સર્વ ઠેકાણે વિચાર કરવા જઈએ, તો જમવામાં પણ પ્રવૃત્તિ ન કરાય. ૭૦

**यतः ।** કેમકે—

**शङ्काभिः सर्वमाक्रान्तमन्नं पानं च भूतले ।**
**प्रवृत्तिः कुत्र कर्तव्या जीवितव्यं कथं नु वा ॥ ७१ ॥**

પૃથ્વીતળપર સર્વ અન્ન અને સર્વ પાણી શંકાથી વ્યાપ્ત છે. આપણે ક્યાં પ્રવૃતિ કરવી અને જીવી પણ કેમ શકાય? ૭૧.

**ईर्ष्यी घृणी त्वसंतुष्टः क्रोधनो नित्यशङ्कितः ।**
**परभाग्योपजीवी च षडेते दुःखभागिनः' ॥ ७२ ॥**

ઇર્ષ્યાવાળા, દયાળુ, અસંતોષી, ક્રોધી અને નિત્ય શંકાશીલ, અને પારકાના ભાગ્યપર આજીવિકા કરનાર એ છ દુઃખભાગી હોય છે. ૭૨.

**एतच्छ्रुत्वा सर्वे कपोतास्तत्रोपविष्टाः । यतः ।**

આ સર્વ સાંભળીને તે સર્વ કપોતો ત્યાં (જાળપર) બેઠા. કેમકે—

**सुमहान्त्यपि शास्त्राणि धारयन्तो बहुश्रुताः ।**
**छेत्तारः संशयानां च क्लिश्यन्ते लोभमोहिताः ॥७३॥**

મોટાં મોટાં શાસ્ત્રો શીખેલાં, બહુશ્રુતો, સંશયનું નિવારણ કરનારા હોય તોપણ લોભથી મોહિત થતાં ક્લેશ પામે છે. ૭૩.

**अन्यच्च ।** અને—

**लोभात्क्रोधः प्रभवति लोभात्कामः प्रजायते ।**
**लोभान्मोहश्च नाशश्च लोभः पापस्य कारणम् ॥ ७४ ॥**

લોભથી ક્રોધ ઉપજે છે, લોભથી કામ (અત્યંત) વધે છે, લોભથી મોહ અને લોભથીજ નાશ. લોભ એ પાપનું મૂળ છે. ૭૪.

**अन्यच्च ।** વળી,

**असंभवं हेममृगस्य जन्म**
**तथापि रामो लुलुभे मृगाय ।**
**प्रायः समापन्नविपत्तिकाले**
**धियोऽपि पुंसां मलिना भवन्ति ॥ ७५ ॥**

સોનાના મૃગનો જન્મજ અસંભવિત છે, તથાપિ રામચંદ્ર તેવા મૃગમાં લોભાયા. ઘણુંકરીને વિપત્તિકાળ સમીપ આવતાં, મનુષ્યની બુદ્ધિ પણ દોષિત થાય છે. ૭૫.

**अनन्तरं सर्वे जालेन बद्धा बभूवुः । ततो यस्य वचनात्तत्रावलम्बितास्तं सर्वे तिरस्कुर्वन्ति । यतः ।**

પછી સર્વ જાળમાં બંધાયા. પછી જેના કહેવાથી જાળપર બેઠા હતા તેનો સર્વે તિરસ્કાર કરવા લાગ્યા. કેમકે—

**न गणस्याग्रतो गच्छेत्सिद्धे कार्ये समं फलम् ।**
**यदि कार्यविपत्तिः स्यान्मुखरस्तत्र हन्यते ॥ ७६ ॥**

ટોળાના આગેવાન થવું નહિ, કેમકે કાર્ય સિદ્ધ થતાં ફળ સરખું મળેછે. પણ કાર્યમાં વિપત્તિ આવે, તો તેમાં આગેવાનની હાનિ થાય છે. ૭૬.

**तस्य तिरस्कारं श्रुत्वा चित्रग्रीव उवाच—'नायमस्य दोषः । यतः ।**

તેનો તિરસ્કાર સાંભળીને, રાજા ચિત્રગ્રીવ બોલ્યો, 'આ એનો દોષ નથી, કારણ—

**आपदामापतन्तीनां हितोऽप्यायाति हेतुताम् ।**
**मातृजङ्घा हि वत्सस्य स्तम्भीभवति बन्धने ॥ ७७ ॥**

આપણાપર આપત્તિ આવવાની હોય, ત્યારે હિતકર્તા પણ તે વિપત્તિનું કારણ બને છે. જેમકે ગાયના વાછડાને બાંધવાનો થાંભળો તેની માની જાંઘ બને છે. ૭૭.

**अन्यच्च ।** વળી,

**स बन्धुर्यो विपन्नानामापदुद्धरणक्षमः ।**
**न तु भीतपरित्राणवस्तूपालम्भपण्डितः ॥ ७८ ॥**

વિપત્તિમાં પડેલા મનુષ્યની વિપત્તિ દૂર કરવાને જે સમર્થ, તેજ બાંધવ. બીધેલાના રક્ષણનો જે ઉપાય, તે ઉપાયની નિંદા કરવામાં પંડિત તે બાંધવ નથી. ૭૮.

**विपत्काले विस्मय एव कापुरुषलक्षणम् । तदत्र धैर्यमवलम्ब्य प्रतीकारश्चिन्त्यताम् । यतः ।**

વિપત્તિમાં ખેદ કરવો, એ કુત્સિત પુરુષનું લક્ષણ છે. ત્યારે હવે ધીરજ ધરી કંઈ ઉપાય શોધવો જોઇએ. કેમકેઃ—

विपदि धैर्यमथाभ्युदये क्षमा
सदसि वाक्पटुता युधि विक्रमः ।
यशसि चाभिरुचिर्व्यसनं श्रुतौ
प्रकृतिसिद्धमिदं हि महात्मनाम् ॥ ७९ ॥

વિપત્તિમાં ધીરજ અને ઉન્નતિમાં ક્ષમા, સભામાં વાક્ચાતુર્ય, યુદ્ધમાં પરાક્રમ, યશમાં અભિરૂચિ, વેદ વિષે વ્યસન. એ સર્વ મહાત્માને સ્વભાવસિદ્ધ હોય છે. ૭૯.

संपदि यस्य न हर्षो विपदि विषादो रणे च धीरत्वम् ।
तं भुवनत्रयतिलकं जनयति जननी सुतं विरलम् ॥८०॥

જેને સંપત્તિમાં હર્ષ થતો નથી, વિપત્તિમાં ખેદ થતો નથી, યુદ્ધમાં ધૈર્ય હોય છે, એવા ત્રણ ભુવનમાં તિલકરૂપ પુત્રને જણનારી માતા વિરલ હોય છે. ૮૦.

अन्यच्च । વળી,

षड् दोषाः पुरुषेणेह हातव्या भूतिमिच्छता ।
निद्रा तन्द्रा भयं क्रोध आलस्यं दीर्घसूत्रता ॥ ८१ ॥

આ લોકમાં કલ્યાણને ઇચ્છતા પુરુષે નિદ્રા, તંદ્રા, ભય, ક્રોધ, આલસાઈ, અને લાસરીઆપણું એ છ દોષો છોડવા યોગ્ય છે. ૮૧.

इदानीमप्येवं क्रियताम् । सर्वैरेकचित्तीभूय जालमादायोड्डीयताम् । यतः ।

હવે પણ આમ કરો—સર્વેએ એકદિલ થઇને જાળને લઇને ઉડવું. કેમકે—

अल्पानामपि वस्तूनां संहतिः कार्यसाधिका ।
तृणैर्गुणत्वमापन्नैर्बध्यन्ते मत्तदन्तिनः ॥ ८२ ॥

અલ્પ વસ્તુનો સંપ પણ કાર્યસાધક હોય છે,

કેમકે ઘાસના તંખલાને એકઠાં કરીને બનાવેલા દોરડાથી મદોન્મત્ત હાથી પણ બંધાય છે. ૮૨.

**संहतिः श्रेयसी पुंसां स्वकुलैरल्पकैरपि ।**
**तुषेणापि परित्यक्ता न प्ररोहन्ति तण्डुलाः' ॥ ८३ ॥**

નાના નાના પોતાના કુટુંબનો સંપ પણ પુરુષને ઘણો શ્રેયકારક થાય છે. (કેમકે) છાલાંથી પણ છૂટો પડેલો ચોખાનો દાણો ફરી ઉગતો નથી.' ૮૩.

**इति विचिन्त्य पक्षिणः सर्वे जालमादायोत्पतिताः । अनन्तरं स व्याधः सुदूराज्जालापहारकांस्तानवलोक्य पश्चाद्धावन्नचिन्तयत्—**

એમ વિચારી સર્વ પંખી જાળ લઇને ઉડયાં. પછી તે પારાધિ દૂરથીજ જાળ ઉપાડીને ઉડતાં તેને જોઇને, પાછળ દોડીને વિચાર કરવા લાગ્યોઃ—

**'संहतास्तु हरन्त्येते मम जालं विहंगमाः ।**
**यदा तु निपतिष्यन्ति वशमेष्यन्ति मे तदा' ॥ ८४ ॥**

'આ સર્વ પંખી સંપવાળા છે, માટે મારી જાળ ઉપાડી ગયાં. પરંતુ (કુસંપથી) જ્યારે નીચે પડશે ત્યારે મારા હાથમાં આવશે.' ૮૪.

**ततस्तेषु चक्षुर्विषयातिक्रान्तेषु स व्याधो निवृत्तः।**

**अथ लुब्धकं निवृत्तं दृष्ट्वा कपोता ऊचुः—'किमिदानीं कर्तुमुचितम् ।' चित्रग्रीव उवाच—**

પછી તે પંખી નજરે ન દેખાય એટલા દૂર જતાં તે પારાધિ પાછો ફર્યો. પછી તે પારાધિને પાછો ગએલો જોઇને કપોત કહેવા લાગ્યા, કે હવે શું કરવું યોગ્ય છે? ચિત્રગ્રીવે કહ્યુંઃ—

**'माता मित्रं पिता चेति स्वभावात्त्रितयं हितम् ।**
**कार्यकारणतश्चान्ये भवन्ति हितबुद्धयः ॥ ८५ ॥**

'માતા, પિતા અને મિત્ર એ ત્રણ સ્વાભાવિક હિત કરનારા છે, અને એ સિવાય બીજાં ગરજ હોય ત્યાં સૂધી હિતકર બને છે. ૮૫.

**तदस्माकं मित्रं हिरण्यको नाम मूषिकराजो गण्डकीतीरे चित्रवने निवसति । सोऽस्माकं पाशांश्छेत्स्यति ।' इत्यालोच्य सर्वे हिरण्यकविवरसमीपं गताः । हिरण्यकश्च सर्वदापायशङ्कया शतद्वारविवरं कृत्वा निवसति । ततो हिरण्यकः कपोतावपातभयाच्चकितस्तूष्णीं स्थितः । चित्रग्रीव उवाच—'सखे हिरण्यक, किमस्मान्न संभाषसे ।' ततो हिरण्यकस्तद्वचनं प्रत्यभिज्ञाय ससंभ्रमं बहिर्निःसृत्याब्रवीत्—'आः, पुण्यवानस्मि । प्रियसुहृन्मे चित्रग्रीवः समायातः ।**

ત્યારે ઉંદરનો રાજા હિરણ્યક નામક મારો મિત્ર ગંડકી કિનારે ચિત્રવનમાં રહેછે. તે આપણી જાળ કાતરી નાખશે.' એવો વિચાર કરીને, સર્વ હિરણ્યકના દર પાસે ગયાં.

હિરણ્યક નિરંતર ભયથી સો કાણાંનું દર કરીને રહેતો હતો. તે હિરણ્યક કપોતના પડવાના ભયથી ચકિત થઇને ચૂપ રહ્યો. પછી ચિત્રગ્રીવ બોલ્યો, 'અરે મિત્ર હિરણ્યક! તું મારી સાથે કેમ બોલતો નથી?' પછી હિરણ્યક તેનો ઘાંટો પારખીને, ઉતાવળો ઉતાવળો બહાર આવીને બોલ્યોઃ—

'અહો! હું ભાગ્યશાળી છું. મારો પ્રિય મિત્ર ચિત્રગ્રીવ મારે ત્યાં આવ્યો.

**यस्य मित्रेण संभाषा यस्य मित्रेण संस्थितिः ।**
**यस्य मित्रेण संलापस्ततो नास्तीह पुण्यवान् ॥ ८६ ॥**

જેનું મિત્ર સાથે સંભાષણ, મિત્ર સાથે સહ-

વાસ, તથા મિત્ર સાથે જેની એકાંતવાર્તા, થાય છે તેના કરતાં આલોકમાં બીજો કોઈ ભાગ્યશાળી નથી.' ૮૬.

**पाशबद्धांश्चैतान्दृष्ट्वा सविस्मयः क्षणं स्थित्वोवाच—'सखे, किमेतत्।' चित्रग्रीवोऽवदत्—'सखे, अस्माकं प्राक्तनजन्मकर्मणः फलमेतत्।**

પાશથી બંધાયલા આ બધાને જોઇને, પળવાર ચકિત થઇને બોલ્યો. 'હે મિત્ર! આ શું?'

ચિત્રગ્રીવ બોલ્યો-'હે મિત્ર! અમારા પૂર્વજન્મના કર્મનું ફળ.

**यस्माच्च येन च यथा च यदा च यच्च**
**यावच्च यत्र च शुभाशुभमात्मकर्म ।**
**तस्माच्च तेन च तथा च तदा च तच्च**
**तावच्च तत्र च विधातृवशादुपैति ॥ ८७ ॥**

જેથી, જેણે, જે રીતે, જ્યારે, જે, જેટલું જે ઠેકાણે શુભ કિંવા અશુભ કર્મ, હોય તેથી, તેણે, તે રીતે, ત્યારે, તે, તેટલું, તે ઠેકાણે દૈવયોગથી (ફળ) મળે છે. ૮૭.

**रोगशोकपरीतापबन्धनव्यसनानि च ।**
**आत्मापराधवृक्षाणां फलान्येतानि देहिनाम्' ॥ ८८ ॥**

રોગ, શોક, પરિતાપ, બંધન અને વ્યસન એ સર્વ પ્રાણીના અપરાધરૂપ વૃક્ષોનાં ફળો છે.' ૮૮.

**एतच्छ्रुत्वा हिरण्यकश्चित्रग्रीवस्य बन्धनं छेत्तुं सत्वरमुपसर्पति। चित्रग्रीव उवाच—'मित्र, मा मैवम्। अस्मदाश्रितानामेषां तावत्पाशांश्छिन्धि, तदा मम पाशं पश्चाच्छेत्स्यसि।' हिरण्यकोऽप्याह—'अहमल्पशक्तिः। दन्ताश्च मे कोमलाः। तदेतेषां पाशांश्छेत्तुं कथं**

समर्थः । तद्यावन्मे दन्ता न त्रुट्यन्ति तावत्तव पाशं छिनद्मि । तदनन्तरमेषामपि बन्धनं यावच्छक्यं छेत्स्यामि ।' चित्रग्रीव उवाच—'अस्त्वेवम् । तथापि यथाशक्त्येतेषां बन्धनं खण्डय ।' हिरण्यकेनोक्तम्—'आत्मपरित्यागेन यदाश्रितानां परिरक्षणं तन्न नीतिविदां संमतम् । यतः ।

એમ સાંભળીને હિરણ્યક જલદી જલદી ચિત્રગ્રીવનું બંધન કાપવા આગળ ચાલ્યો. ચિત્રગ્રીવ બોલ્યો, 'હે મિત્ર! ના, ના. મારા આશ્રિતોની જાળ પ્રથમ કાપ પછી મારી કાપજે.'

હિરણ્યક બોલ્યો—'મારી શક્તિ થોડી છે, મારા દાંત કુમળા છે, તો આ સર્વની જાળ કરડવાને હું કેમ સમર્થ થઈશ? માટે જ્યાં સુધી મારા દાંત પડ્યા નથી ત્યાં સુધી હું તારી જાળ કરડું છું. પછી એમનું બંધન પણ હું યથાશક્તિ કાપીશ.' ચિત્રગ્રીવ બોલ્યો—'ભલે, એમ હો, તથાપિ યથાશક્તિ એના બંધનનું પ્રથમ ખંડન કર.'

હિરણ્યક બોલ્યો—'પોતાનો ત્યાગ કરીને આશ્રિતોનું રક્ષણ કરવું એ વાત નીતિ જાણનારને સંમત નથી. કેમકે—

आपदर्थे धनं रक्षेद्दारान्रक्षेद्धनैरपि ।
आत्मानं सततं रक्षेद्दारैरपि धनैरपि ॥ ८९ ॥

આપત્તિને માટે ધનનું રક્ષણ કરવું, ધનથી સ્ત્રીઓનો રક્ષણ કરવું, અને દ્રવ્ય અને સ્ત્રીથી પણ આપણું પોતાનું રક્ષણ કરવું. ૮૯.

अन्यच्च । વળી,

धर्मार्थकाममोक्षाणां प्राणाः संस्थितिहेतवः ।
तान्निघ्नता किं न हतं रक्षता किं न रक्षितम्' ॥९०॥

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂ-ષાર્થોનું કારણ પ્રાણ છે. તે પ્રાણનો નાશ કરનારે શું ન ખોયું? અને એના રક્ષણ કરનારે શું ન રક્ષ્યું?' ૯૦.

**चित्रग्रीव उवाच—'सखे, नीतिस्तावदीदृश्येव । किं त्वहमस्मदाश्रितानां दुःखं सोढुं सर्वथासमर्थः । तेनेदं ब्रवीमि । यतः ।**

ચિત્રગ્રીવ બોલ્યો, 'હે મિત્ર! નીતિ તો એવી-જ છે, પરંતુ હું મારા આશ્રિતોનું દુઃખ દેખવામાં સર્વથા અસમર્થ છું, માટે આમ બોલુંછું. કેમકે—

**धनानि जीवितं चैव परार्थे प्राज्ञ उत्सृजेत् ।**
**सन्निमित्ते वरं त्यागो विनाशे नियते सति ॥ ९१ ॥**

પ્રાજ્ઞ પુરુષ દ્રવ્ય, અને પોતાનું જીવિત પણ બીજાને માટે છોડે છે. કારણ, નાશ નિયમથી થવાનો છે ત્યારે સારા કામમાટે ત્યાગ કરેલો ઉત્તમ. ૯૧.

**अयमपरश्चासाधारणो हेतुः ।**

બીજું એક મને અસાધારણ કારણ છે,

**जातिद्रव्यगुणानां च साम्यमेषां मया सह ।**
**मत्प्रभुत्वफलं ब्रूहि कदा किं तद्भविष्यति ॥ ९२ ॥**

જાતિ, દ્રવ્ય, અને ગુણ એથી હું અને આ કપોત સરખાં છીએ. ત્યારે હું એમનો રાજા છું એનું ફળ એમને ક્યારે મળશે, તે કહે? ૯૨.

**अन्यच्च ।** અને,

**विना वर्तनमेवैते न त्यजन्ति ममान्तिकम् ।**
**तन्मे प्राणव्ययेनापि जीवयैतान्ममाश्रितान् ॥ ९३ ॥**

પગાર લીધા વિના એ મને છોડવાના નથી.

માટે મારા પ્રાણના ભોગથી પણ આ મારા આશ્રિતોનું રક્ષણ કર. ૯૩.

किं च । કેમકે,

मांसमूत्रपुरीषास्थिनिर्मितेऽस्मिन्कलेवरे ।
विनश्वरे विहायास्थां यशः पालय मित्र मे ॥ ९४ ॥

હે મિત્ર, માંસ, મૂત્ર, વિષ્ઠા અને હાંડકા એથી બનેલા અને વિનાશકારી આ મારા દેહ વિષયની આશા છોડીને, મારા યશનું રક્ષણ કર. ૯૪.

अपरं च पश्य । વળી એમ જાણ કે—

यदि नित्यमनित्येन निर्मलं मलवाहिना ।
यशः कायेन लभ्येत तन्न लब्धं भवेन्नु किम् ॥ ९५॥

અનિત્ય, મલીન, એવા દેહથી નિત્ય અને નિર્મળ એવો યશ મળે તો શું ન મળ્યું? ૯૫.

यतः । કેમકે—

शरीरस्य गुणानां च दूरमत्यन्तमन्तरम् ।
शरीरं क्षणविध्वंसि कल्पान्तस्थायिनो गुणाः ॥ ९६ ॥

શરીર અને ગુણ એ બેમાં ઘણો તફાવત છે. શરીર ક્ષણમાં નાશ પામે છે અને ગુણ કલ્પ સૂધી ટકનારા છે.' ૯૬.

इत्याकर्ण्य हिरण्यकः प्रहृष्टमनाः पुलकितः सन्नब्रवीत्—'साधु मित्र, साधु । अनेनाश्रितवात्सल्येन त्रैलोक्यस्यापि प्रभुत्वं त्वयि युज्यते ।' एवमुक्त्वा तेन सर्वेषां बन्धनानि छिन्नानि । ततो हिरण्यकः सर्वान्सादरं संपूज्याह—'सखे चित्रग्रीव, सर्वथात्र जालबन्धनविधौ दोषमाशङ्क्यात्मन्यवज्ञा न कर्तव्या ।
यतः ।

એમ સાંભળીને, હિરણ્યક આનંદિત મનથી, રોમાંચિત થઇને બોલ્યો, 'વાહ વાહ! સાધુ મિત્ર! આશ્રિત ઉપર તારા આ દયાળુપણાથી તને ત્રૈલોક્યનું પણ પ્રભુત્વ યોગ્ય છે.' એમ કહીને, તેણે સર્વનાં બંધન કાતરી નાખ્યાં. પછી હિરણ્યક સર્વનો આદરપૂર્વક સત્કાર કરીને બોલ્યો—'મિત્ર ચિત્રગ્રીવ! આ જાળ બંધન વિષે સર્વ પ્રકારે, પોતાનો દોષ ગણીને તું પોતાના મનમાં માઠું આણતો નહિ. કેમકે—

**योऽधिकाद्योजनशतात्पश्यतीहामिषं खगः ।**
**स एव प्राप्तकालस्तु पाशबन्धं न पश्यति ॥ ९७ ॥**

જે પક્ષી ૧૦૦ યોજન કરતાં અધિક દૂરથી પણ જે માંસને જૂએ છે, તેજ પક્ષી કાળ પાસે આવતાં પાશબંધનને જોતા નથી. ૯૭.

**अपरं च ।** અને વળી,

**शशिदिवाकरयोर्ग्रहपीडनम्**
**गजभुजंगमयोरपि बन्धनम् ।**
**मतिमतां च विलोक्य दरिद्रतां**
**विधिरहो बलवानिति मे मतिः ॥ ९८ ॥**

ચંદ્ર અને સૂર્ય એને ગ્રહની પીડા, હાથી અને સર્પ એને બંધન, બુદ્ધિમાન્ લોકને દરિદ્ર એમ જોઇને "દૈવ ઘણું બળવાન્ છે" એમ મને લાગે છે. ૯૮.

**अन्यच्च ।** અને—

**व्योमैकान्तविहारिणोऽपि विहगाः संप्राप्नुवन्त्यापदं**
**बध्यन्ते निपुणैरगाधसलिलान्मत्स्याः समुद्रादपि ।**
**दुर्नीतं किमिहास्ति किं सुचरितं कः स्थानलाभे गुणः**
**कालो हि व्यसनप्रसारितकरो गृह्णाति दूरादपि' ॥ ९९ ॥**

આકાશમાંજ હુમેશા સંચાર કરનારા પક્ષીઓને પણ વિપત્તિ પ્રાપ્ત થાય છે, જેનું જળ અગાધ છે એવા સમુદ્રમાંથી પણ, હુશિયાર લોક માછલાં પકડે છે, આ લોકમાં દુરાચરણ શું અને સદાચરણ શું? સ્થાન લાભમાં શું ફળ? કેમકે કાળ વ્યસનથી પોતાનો હાથ લંબાવી દૂરથી પણ પકડે છે.' ૯૯.

**इति प्रबोध्यातिथ्यं कृत्वालिङ्ग्य च चित्रग्रीवस्तेन संप्रेषितो यथेष्टदेशान्सपरिवारो ययौ । हिरण्यकोऽपि स्वविवरं प्रविष्टः ।**

એવો ઉપદેશ કરીને, પરોણાચાર કરીને, ભેટીને, તે હિરણ્યકની આજ્ઞા લઇને તે ચિત્રગ્રીવ પરિવાર સહિત ઇચ્છિત સ્થળે ચાલી નીકળ્યો. હિરણ્યક પણ પોતાના દરમાં પેસી ગયો.

**यानि कानि च मित्राणि कर्तव्यानि शतानि च ।**
**पश्य मूषिकमित्रेण कपोता मुक्तबन्धनाः ॥ १०० ॥**

ગમે તેવા સેંકડો મિત્રો કરવા યોગ્ય છે, જુઓ! ઉંદર મિત્રે કપોતોનો બંધ છોડયો. ૧૦૦.

**अथ लघुपतनकनामा काकः सर्ववृत्तान्तदर्शी साश्चर्यमिदमाह—'अहो हिरण्यक, श्लाघ्योऽसि । अतोऽहमपि त्वया सह मैत्रीमिच्छामि । अतो मां मैत्र्येणानुग्रहीतुमर्हसि ।' एतच्छ्रुत्वा हिरण्यकोऽपि विवराभ्यन्तरादाह—'कस्त्वम् ।' स ब्रूते—'लघुपतनकनामा वायसोऽहम् ।' हिरण्यको विहस्याह—'का त्वया सह मैत्री । यतः ।**

પછી લઘુપતનક નામનો કાગડો આ સર્વ બનાવ જોઇને આશ્ચર્યથી બોલ્યો, 'અહો! હિરણ્યક! તું સ્તુત્ય છે. માટે હું પણ તારી સાથે મિત્રતા ક-

રવા ઇચ્છુંછું. માટે મારી સાથે દોસ્તી કરી, મારા પર તું કૃપા કરવા યોગ્ય છે.' આ વચન સાંભળી હિરણ્યક પણ દરની અંદરથીજ બોલ્યો, 'તું કોણ?' તેણે કહ્યું—'લઘુપત્તનક નામનો હું કાગડો છું.'

હિરણ્યક હસીને બોલ્યો, 'તારી સાથે દોસ્તી કેવી? કેમકે

**यद्येन युज्यते लोके बुधस्तत्तेन योजयेत् ।**
**अहमन्नं भवान्भोक्ता कथं प्रीतिर्भविष्यति ॥ १०१ ॥**

લોકોમાં જે જેની સાથે યોગ્ય હોય, તેની સાથે વિદ્વાનોએ તેની યોજના કરવી. હું તારો ભક્ષ્ય છું. તું મારો ભક્ષક છે. પ્રીતિ કેમ થશે? ૧૦૧.

**अपरं च ।** વળી,

**भक्ष्यभक्षकयोः प्रीतिर्विपत्तेरेव कारणम् ।**
**शृगालात्पाशबद्धोऽसौ मृगः काकेन रक्षितः' ॥१०२॥**

ભક્ષ્ય અને ભક્ષક એ બેની પ્રીતિ વિપત્તિનું કારણ છે. જુઓ, શિયાળે જાળમાં બંધાવેલો મૃગ, કાગડાએ બચાવ્યો.' ૧૦૨.

**वायसोऽब्रवीत्—'कथमेतत् ।' हिरण्यकः कथयति—**
કાગડો બોલ્યો, 'એ શી રીતે?' હિરણ્યક કહેછે.—



कथा २ द्वितीया । मृगकाकजंबूकानाम् ॥

વાર્તા ૨ જી. મૃગ, કાગડો અને શિયાળ.

**अस्ति मगधदेशे चम्पकवती नामारण्यानी । तस्यां चिरान्महता स्नेहेन मृगकाकौ निवसतः । स च मृगः स्वेच्छया भ्राम्यन्हृष्टपुष्टाङ्गः केनचिच्छृगालेनावलो-**

कितः । तं दृष्ट्वा शृगालोऽचिन्तयत्—'आः, कथमेतन्मांसं सुललितं भक्षयामि । भवतु । विश्वासं तावदुत्पादयामि ।' इत्यालोच्योपसृत्याब्रवीत्—मित्र, कुशलं ते ।' मृगेणोक्तम्—'कस्त्वम् ।' स ब्रूते—'क्षुद्रबुद्धिनामा जम्बुकोऽहम् । अत्रारण्ये बन्धुहीनो मृतवन्निवसामि । इदानीं त्वां मित्रमासाद्य पुनः सबन्धुर्जीवलोकं प्रविष्टोऽस्मि । अधुना तवानुचरेण मया सर्वथा भवितव्यम् ।' मृगेणोक्तम्—'एवमस्तु ।' ततः पश्चादस्तंगते सवितरि भगवति मरीचिमालिनि तौ मृगस्य वासभूमिं गतौ । तत्र चम्पकवृक्षशाखायां सुबुद्धिनामा काको मृगस्य चिरमित्रं निवसति । तौ दृष्ट्वा काकोऽवदत्—'सखे चित्राङ्ग, कोऽयं द्वितीयः ।' मृगो ब्रूते—'जम्बुकोऽयम् । अस्मत्सख्यमिच्छन्नागतः ।' काको ब्रूते—मित्र, अकस्मादागन्तुना सह मैत्री न युक्ता । तथा चोक्तम्—

મગધ દેશમાં ચંપકવતી નામનું મોટું વન છે. તેમાં ઘણા દિવસથી ઘણા સ્નેહથી મૃગ અને કાગડો રહેતા હતા. પોતાની ઇચ્છા પ્રમાણે આમતેમ ફરતા હૃષ્ટપુષ્ટ શરીરવાળા તે મૃગને કોઇ એક શિયાળે દીઠો. તેને જોઇને શિયાળે મનમાં વિચાર્યું, 'અહો! આનું માંસ કેવું સુંદર છે? હશે. એને વિશ્વાસ તો બેસાડું.' એમ વિચારી પાસે જઇને બોલ્યો, 'હે મિત્ર! તું કુશળ છે ને?' મૃગ બોલ્યો, 'તું કોણ?' તેણે કહ્યું, 'ક્ષુદ્રબુદ્ધિ નામને હું શિયાળ છું. આ વનમાં બાંધવરહિત હોવાથી હું મૂઆ જેવો પડયો છું. હવે તને મિત્ર કરી આ જીવલોકમાં હું સબંધુ થયો છું. હવે હું હમેશા તારો અનુચર થઇ

રહીશ.' મૃગે કહ્યું, 'ઠીક.' પછી કિરણની માળા ધરનાર ભગવાન્ સૂર્યનારાયણ અસ્તાચળપર જતાં, તે બેઉ જણા મૃગને ઘેર ગયા. ત્યાં ચંપકવૃક્ષની ડાલ ઉપર સુબુદ્ધિ નામનો કાગડો જે કે મૃગનો ઘણા દિવસનો મિત્ર રહેતો હતો. તે બેઉને જોઇને બોલ્યો, 'મિત્ર ચિત્રાંગ (મૃગ)! આ બીજો કોણ છે?' મૃગ કહે છે—'આ શિયાળ છે. મારી દોસ્તી કરવાની ઇચ્છાથી તે આવ્યો છે.' કાગડો કહેછે—'મિત્ર! એકાએક આવી ચઢેલા આગંતુક સાથે મૈત્રી કરવી યોગ્ય નથી. તેમજ કહ્યું છે કેઃ—

**'अज्ञातकुलशीलस्य वासो देयो न कस्यचित् ।**
**मार्जारस्य हि दोषेण हतो गृध्रो जरद्गवः' ॥१०३॥**

જેનાં કુળ અને સ્વભાવની ખબર નથી, તેને રહેવાને જગ્યા ન આપવી. કેમકે બીલાડાના દોષથી, જરદ્ગવ નામનો ગીધ મરણ પામ્યો. ૧૦૩.

**तावाहतुः—'कथमेतत् ।' काकः कथयति—**

તે બેઉ બોલ્યા, 'એ શી રીતે બન્યું?' કાગડો કહેછે—

---

કથા ૩ તૃતીયા । ગૃધ્રમાર્જારયોઃ ॥

વાર્તા ૩ જી. ગીધ અને બીલાડાની.

**अस्ति भागीरथीतीरे गृध्रकूटनाम्नि पर्वते महान्पर्कटीवृक्षः । तस्य कोटरे दैवदुर्विपाकाद्गलितनखनयनो जरद्गवनामा गृध्रः प्रतिवसति । अथ कृपया तज्जीवनाय तत्वृक्षवासिनः पक्षिण स्वहारात्किंचित्किंचिदुत्धृत्य ददाति । तेनासौ जीवति । अथ कदाचि-**

दीर्घकर्णनामा मार्जारः पक्षिशावकान्भक्षितुं तत्रागतः। ततस्तमायान्तं दृष्ट्वा पक्षिशावकैर्भयार्तैः कोलाहलः कृतः। तच्छ्रुत्वा जरद्गवेनोक्तम्—'कोऽयमायाति।' दीर्घकर्णो गृध्रमवलोक्य सभयमाह—'हा, हतोऽस्मि। यतः।

ભાગીરથી (ગંગા)ને તીરે ગૃધ્રકૂટ નામના પર્વતપર એક મોટો પીપળો હતો. તેની બખોળમાં દૈવયોગે જેનાં નખ ને આંખ ગળી ગયાં હતાં એવો **જરદ્ગવ** નામનો એક ગીધ રહેતો હતો. તેની આજીવિકા માટે તે ઝાડ પર રહેનારા સર્વ પક્ષી, દયાથી પોતાના ખોરાકમાંથી થોડો થોડો કાઢીને તેને ખાવા આપતા. તેથી તે જીવતો હતો. પછી કોઈએક વખતે દીર્ઘકર્ણ નામનો બીલાડો, પંખીના બચ્ચાં ખાવાને ત્યાં આવ્યો. પછી તેને આવેલો જોઈને, પંખીના બચ્ચાં, ભયથી પીડાઈ કોલાહલ કરવા લાગ્યાં. તે સાંભળી **જરદ્ગવ** બોલ્યો, 'આ કોણ આવે છે?' દીર્ઘકર્ણ બિલાડો, ગીધને જોઈ ભયથી બોલ્યો, 'અરેરે! હું મૂઓ. કેમકે

तावद्भयस्य भेतव्यं यावद्भयमनागतम्।
आगतं तु भयं वीक्ष्य नरः कुर्याद्यथोचितम् ॥१०४॥

જ્યાં સૂધી ભય આવ્યું નથી, ત્યાં સૂધી ભયનો ડર રાખવો. ભય આવેલું જોઈને પછી, મનુષ્યે યથાયોગ્ય ઉપાય કરવો. ૧૦૪.

अधुनास्य संनिधाने पलायितुमक्षमः। तद्यथा भवितव्यं तद्भवतु। तावद्विश्वासमुत्पाद्यास्य समीपमुपगच्छामि।' इत्यालोच्योपसृत्याब्रवीत्—'आर्य, त्वामभिवन्दे'। गृध्रोऽवदत्—'कस्त्वम्।' सोऽवदत्—

'मार्जारोऽहम् ।' गृध्रो ब्रूते—'दूरमपसर । नो चेद्धन्तव्योऽसि मया ।' मार्जारोऽवदत्—'श्रूयतां तावदस्मद्वचनम् । ततो यद्यहं वध्यस्तदा हन्तव्य । यतः।

હવે આની પાસેથી નાશી જવાને હું અસમર્થ છું. માટે જેમ થવાનું હોય તેમ થાઓ. આને વિશ્વાસ ઉપજાવી, તેની પાસે જાઉં.' એમ વિચારી પાસે જઇને બોલ્યો, 'આર્ય! તને હું નમસ્કાર કરૂં છું.' ગીધ બોલ્યો—'તું કોણ?' તેણે કહ્યું, 'હું બીલાડો છું.' ગીધ બોલ્યો—'દૂર જા. નહિ તો હું મારી નાખીશ.' બિલાડો કહેછે—'મારૂં વેણ તો સાંભળો. પછી જો હું મારવા યોગ્ય હોઉં તો મારજો. કેમકે—

जातिमात्रेण किं कश्चिद्धन्यते पूज्यते क्वचित् ।
व्यवहारं परिज्ञाय वध्यः पूज्योऽथवा भवेत् ॥ १०५ ॥

કેવળ જાતિથી કોઈ કોઇને પૂજ્ય થતું નથી અને કોઈ કોઇને વધ્ય થતું નથી. વ્યવહાર જાણીને વધ્ય કિંવા પૂજ્ય બને છે.' ૧૦૫.

गृध्रो ब्रूते—'ब्रूहि । किमर्थमागतोऽसि ।' सोऽवदत्—'अहमत्र गङ्गातीरे नित्यस्नायी ब्रह्मचारी चान्द्रायणव्रतमाचरंस्तिष्ठामि । यूयं धर्मज्ञानरता विश्वासभूमय इति पक्षिणः सर्वे सर्वदा ममाग्रे प्रस्तुवन्ति । अतो भवद्भ्यो विद्यावयोवृद्धेभ्यो धर्मं श्रोतुमिहागतः । भवन्तश्चैतादृशा धर्मज्ञा यन्मामतिथिं हन्तुमुद्यताः । गृहस्थधर्मश्चैषः ।

ગીધ બોલ્યો, 'કહે. તું શા માટે આવ્યો છે?' તેણે કહ્યું, 'હું આ ગંગાતીરે રોજ સ્નાન કરનાર, બ્રહ્મચારી, ચાંદ્રાયણ વ્રત કરતો રહું છું. આપ! ધ-

મિજ્ઞાનમાં પ્રેમવાળા વિશ્વાસપાત્ર છો, એમ સર્વ પંખી, નિરંતર મારી કને આપનાં વખાણ કરેછે. માટે વિદ્યા અને વયથી વૃદ્ધ એવા આપની પાસે ધર્મ સાંભળવા હું અહીં આવ્યો છું. તમે તો એવો ધર્મ જાણનાર છો કે, મારા જેવા અતિથિને મારવા તૈયાર થયા. ગૃહસ્થોનો ધર્મ તો એવો છે કે-

अरावप्युचितं कार्यमातिथ्यं गृहमागते ।
छेत्तुः पार्श्वगतां छायां नोपसंहरते द्रुमः ॥ १०६ ॥

શત્રુ છતાં, આપણે ઘેર અતિથિ થઈ આવે, તોપણ તેને આદરમાન આપવું. કેમકે (જડ) વૃક્ષ પણ, પોતાને કાપવામાટે આવનાર (શત્રુ)પરથી છાયા કાઢી લેતા નથી. ૧૦૬.

यदि वा धनं नास्ति तदा प्रीतिवचसाप्यतिथिः पूज्य एव । यतः ।

જો પાસે પૈસા ન હોય, તો કેવળ મીઠાં વચનથી પણ અતિથિપૂજન કરવું. કેમકે—

तृणानि भूमिरुदकं वाक्चतुर्थी च सूनृता ।
एतान्यपि सतां गेहे नोच्छिद्यन्ते कदाचन ॥ १०७ ॥

સાદડી, સ્થાન, પાણી; અને મધુર વચન એ ચાર તો સત્પુરુષના ઘરમાંથી કદી જતા નથી. ૧૦૭.

अपरं च । અને વળી,

निर्गुणेष्वपि सत्त्वेषु दयां कुर्वन्ति साधवः ।
न हि संहरते ज्योत्स्नां चन्द्रश्चाण्डालवेश्मनि ॥१०८॥

સત્પુરુષ નિર્ગુણ પ્રાણીપર દયા કરેછે. જુઓ, ચંદ્ર ચાંડાલના ઘરપરથી પણ પોતાની ચાંદની બંધ કરતો નથી. ૧૦૮.

अन्यच्च । અને—

अतिथिर्यस्य भग्नाशो गृहात्प्रतिनिवर्तते ।
स तस्मै दुष्कृतं दत्त्वा पुण्यमादाय गच्छति ॥१०९॥

જેને ઘેરથી અતિથિ નિરાશ થઈ પાછો ફરે છે, તે પોતાનું પાપ તેને આપી તેનું પુણ્ય લઈ જાય છે. ૧૦૯.

अन्यच्च । અને,

उत्तमस्यापि वर्णस्य नीचोऽपि गृहमागतः ।
पूजनीयो यथायोग्यं सर्वदेवमयोऽतिथिः' ॥ ११० ॥

ઉત્તમ વર્ણને ઘેર નીચ આવે તોપણ તેને યથાયોગ્ય આદરમાન આપવું, કેમકે અતિથિ એ સર્વદેવ રૂપ છે.' ૧૧૦.

गृध्रोऽवदत्—'मार्जारो हि मांसरुचिः । पक्षिशावकाश्चात्र निवसन्ति । तेनाहमेवं ब्रवीमि' । तच्छ्रुत्वा मार्जारो भूमिं स्पृष्ट्वा कर्णौ स्पृशति । ब्रूते च—'मया धर्मशास्त्रं श्रुत्वा वीतरागेणेदं दुष्करं व्रतं चान्द्रायणमध्यवसितम् । परस्परं विवदमानानामपि धर्मशास्त्राणाम् 'अहिंसा परमो धर्मः' इत्यत्रैकमत्यम् । यतः ।

ગીધ કહેછે—'બિલાડાની માંસપર પ્રીતિ હોય છે. અહીં પંખીઓના બચ્ચાં રહેછે, માટે હું આમ કહુંછું.' તે સાંભળી, બીલાડો—ભોંયને હાથ લગાડી કાને હાથ લગાડે છે. (પૃથ્વી અને કાનના દેવતાની સાક્ષી.) 'હું ધર્મશાસ્ત્ર સાંભળી વૈરાગ્ય પામી આ દુષ્કર ચાંદ્રાયણ વ્રત કરૂંછું. પરસ્પર વાદવિવાદ કરનાર ધર્મશાસ્ત્રકારો પણ "અહિંસા એ પરમ ધર્મ છે" એ વિષે એકમતવાળા છે. કેમકે—

सर्वहिंसानिवृत्ता ये नराः सर्वसहाश्च ये ।
सर्वस्याश्रयभूताश्च ते नराः स्वर्गगामिनः ॥ १११ ॥

જે માણસ સર્વ પ્રકારની હિંસાથી નિવૃત્ત છે, જે સર્વ સહન કરનાર છે, જે સર્વને આશ્રય દેનાર છે, તે સ્વર્ગમાં જાય છે. ૧૧૧.

एक एव सुहृद्धर्मो निधनेऽप्यनुयाति यः ।
शरीरेण समं नाशं सर्वमन्यत्तु गच्छति ॥ ११२ ॥

એક ધર્મરૂપી મિત્રજ, મૂઆ પછી પણ આપણી સાથે આવે છે, બાકી સર્વ શરીરની સાથે નાશ પામે છે. ૧૧૨.

योऽत्ति यस्य यदा मांसमुभयोः पश्यतान्तरम् ।
एकस्य क्षणिका प्रीतिरन्यः प्राणैर्विमुच्यते ॥ ११३ ॥

જે વખતે જે જેનું માંસ ખાય છે, તે બેઉમાં ફરક કેટલો છે તે જુઓ. એકને ક્ષણમાત્ર પ્રીતિ, અને બીજો પ્રાણથી મૂકાય છે. ૧૧૩.

मर्तव्यमिति यद्दुःखं पुरुषस्योपजायते ।
शक्यते नानुमानेन परेण परिवर्णितुम् ॥ ११४ ॥

હવે હું મરનાર માટે જે દુઃખ મનુષ્યને થાય છે, તે દુઃખ બીજાથી અનુમાનથી પણ કહી શકાય તેવું નથી. ૧૧૪.

शृणु पुनः । વળી સાંભળ—

स्वच्छन्दवनजातेन शाकेनापि प्रपूर्यते ।
अस्य दग्धोदरस्यार्थे कः कुर्यात्पातकं महत् ॥११५॥

યથેચ્છ વનમાં ઉગેલાં શાકભાજીથી પેટ ભરાય છે. આ બળેલા પેટ માટે મોટું પાપ કોણ કરે ? ૧૧૫.

एवं विश्वास्य स मार्जारस्तरुकोटरे स्थितः ।

આ રીતે તેને વિશ્વાસમાં ઉતારી તે બિલાડો તે ઝાડની બખોળમાં રહ્યો.

ततो दिनेषु गच्छत्सु पक्षिशावकानाक्रम्य कोटरमानीय प्रत्यहं खादति । येषामपत्यानि खादितानि तैः शोकार्तैर्विलपद्भिरितस्ततो जिज्ञासा समारब्धा । तत्परिज्ञाय मार्जारः कोटरान्निःसृत्य बहिः पलायितः । पश्चात्पक्षिभिरितस्ततो निरूपयद्भिस्तत्र तरुकोटरे शावकास्थीनि प्राप्तानि । अनन्तरं त ऊचुः—'अनेनैव जरद्गवेनास्माकं शावकाः खादिताः' इति सर्वैः पक्षिभिर्निश्चित्य गृध्रो व्यापादितः । अतोऽहं ब्रवीमि—'अज्ञातकुलशीलस्य' इत्यादि ॥ इत्याकर्ण्य स जम्बुकः सकोपमाह—'मृगस्य प्रथमदर्शनदिने भवानप्यज्ञातकुलशील एव । तत्कथं भवता सहैतस्य स्नेहानुवृत्तिरुत्तरोत्तरं वर्धते ।

કેટલાક દિવસ ગયા પછી, પંખીના બચ્ચાને દરરોજ પકડીને પોતાના કોતરમાં આણીને ખાવા લાગ્યો. જેનાં જેનાં બચ્ચાં ખાધાં, તેણે તેણે શોકથી પીડાઈ, વિલાપ કરી, આમતેમ શોધખોળનો આરંભ કર્યો. તે જાણીને બિલાડો કોતરની બહાર નાસી ગયો. પછી પંખીઓને આમતેમ શોધ કરતાં, તે બખોળમાં બચ્ચાનાં હાડકાં મળ્યાં. પછી તે બોલ્યા, 'આ જરદગવેજ અમારાં બચ્ચાં ખાધાં.' એમ સર્વ પંખીએ નિશ્ચય કરી તે ગીધનો જીવ લીધો. માટે હું કહું છું કે—(શ્લોક ૧૦૩.)

(દોહરો)

કુલ શીલ નહીં જાણતાં, દ્યો નહિ કોને વાસ;
બીલાડાના દોષથી, થયો ગીધનો નાશ.

આ સાંભળીને તે શિયાળ ખીજવાઇને બોલ્યો, 'મૃગ સાથે તારી પહેલી ગાંઠ પડી તે વખતે તારા પણ કુલ શિલની તેને ખબર નહોતી. ત્યારે પછી તારો સ્નેહ ઉત્તરોત્તર કેમ વધતો જાય છે.

**यत्र विद्वज्जनो नास्ति श्लाघ्यस्तत्राल्पधीरपि ।**
**निरस्तपादपे देशे एरण्डोऽपि द्रुमायते ॥ ११६ ॥**

જ્યાં વિદ્વાન્ લોક નથી, ત્યાં અલ્પબુદ્ધિવાળા પણ પૂજ્ય બને છે. જ્યાં ઝાડ નથી, તેવા દેશમાં એરંડો (દીવેલી) પણ ઝાડ કહેવાય છે. ૧૧૬.

**अन्यच्च ।** અને,

**अयं निजः परो वेति गणना लघुचेतसाम् ।**
**उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् ॥ ११७ ॥**

આ પોતાનો, આ પારકો, એવી ગણના હલકા મનના માણસ કરેછે. જેનું મન ઉદાર છે, તેને તો આખી પૃથ્વી એ કુટુંબજ છે. ૧૧૭.

**यथायं मृगो मम बन्धुस्तथा भवानपि ।' मृगोऽब्रवीत्—'किमनेनोत्तरेण । सर्वैरेकत्र विश्रम्भालापैः सुखिभिः स्थीयताम् । यतः ।**

જેમ આ મૃગ મારો બંધુ, તેવો તું પણ.' મૃગ બોલ્યો—'આમ કેવલ બોલ્યાથી શું? સર્વેએ એકઠા મળી એકમેકની રહસ્ય વાતો કરી સુખમાં રહેવું. કેમકે,

**न कश्चित्कस्यचिन्मित्रं न कश्चित्कस्यचिद्रिपुः ।**
**व्यवहारेण मित्राणि जायन्ते रिपवस्तथा' ॥ ११८ ॥**

કોઇ કોઇનો મિત્ર નથી, અને કોઈ કોઇનો શત્રુ નથી. વ્યવહારથી મિત્ર તેમજ શત્રુ બનેછે. ૧૧૮.

**काकेनोक्तम्—'एवमस्तु ।' अथ प्रातः सर्वे यथाभिमतदेशं गताः ।**

કાગડો બોલ્યો, 'ઠીક છે.' પછી પ્રાતઃકાલે સર્વે પોતપોતાને સ્થાને ગયા.

**एकदा निभृतं शृगालो ब्रूते—'सखे, अस्मिन्वनैकदेशे सस्यपूर्णक्षेत्रमस्ति । तदहं त्वां नीत्वा दर्शयामि ।' तथा कृते सति मृगः प्रत्यहं तत्र गत्वा सस्यं खादति । अथ क्षेत्रपतिना तद्दृष्ट्वा पाशो योजितः । अनन्तरं पुनरागतो मृगः पाशैर्बद्धोऽचिन्तयत्—'कोमामितः कालपाशादिव व्याधपाशात्त्रातुं मित्रादन्यः समर्थः ।' तत्रान्तरे जम्बुकस्तत्रागत्योपस्थितोऽचिन्तयत्—'फलिता तावदस्माकं कपटप्रबन्धेन मनोरथसिद्धिः । एतस्योत्कृत्यमानस्य मांसासृग्लिप्तान्यस्थीनि मयावश्यं प्राप्तव्यानि । तानि बाहुल्येन भोजनानि भविष्यन्ति ।' मृगस्तं दृष्ट्वोल्लासितो ब्रूते—'सखे, छिन्धि तावन्मम बन्धनम् । सत्वरं त्रायस्व माम् । यतः ।**

એક દહાડો શિયાળ મૃગને કહેછે, મિત્ર મૃગ! આ વનની એક બાજુમાં પાકેલા અનાજનું એક ખેતર છે, તે તને તેડી જઇને બતલાવીશ. તેમ કરતાં તે મૃગ દરરોજ ત્યાં જઇને અનાજ ખાવા લાગ્યો. પછી ખેતરના માલિકે તેને જોઇને જાળ નાખી. પછી તે મૃગ ફરી આવતાં તે જાળમાં સપડાયો. અને વિચાર કરવા લાગ્યો, 'મને મૃત્યુજાળ જેવી આ પારાધિની જાળમાંથી રક્ષણ કરવાને મિત્રવિના બીજો કોણ સમર્થ છે?' એટલામાં તે શિયાળ ત્યાં આવીને, પાસે ઊભો રહી વિચાર કરવા લાગ્યો કે આપણા કપટપ્રપંચથી મનોરથ સિદ્ધ થ-

ચો. આ મૃગને ચીરતાં તેનાં માંસ, રક્ત ભરેલાં હાડકાં મને મળશે. પછી તેનું ભોજન મને ઘણા દિવસ પહોંચશે. મૃગ તેને જોઇને ઉલ્લાસધરી બો-લ્યો—'મિત્ર! મારૂં બંધન તોડ. અને જલદી મારૂં રક્ષણ કર. કેમકે,

आपत्सु मित्रं जानीयाद्युद्धे शूरमृणे शुचिम् ।
भार्यां क्षीणेषु वित्तेषु व्यसनेषु च बान्धवान् ॥११९॥

વિપત્તિમાં મિત્ર, યુદ્ધમાં શૂર, કર્જમાં શુદ્ધ દાનત, દ્રવ્ય ઘટતાં સ્ત્રી, અને વ્યસનમાં બંધુની પરીક્ષા કરવી. ૧૧૯.

अपरं च । અને—

उत्सवे व्यसने चैव दुर्भिक्षे राष्ट्रविप्लवे ।
राजद्वारे श्मशाने च यस्तिष्ठति स बान्धवः' ॥१२०॥

ઉત્સવમાં, સંકટ (વ્યસન)માં, દુકાળમાં અને રાજ્યક્રાંતિમાં, રાજદ્વારમાં અને સ્મશાનમાં, જે સાથે રહે, તેને બાંધવ જાણવો. ૧૨૦.

जम्बुको मुहुर्मुहुः पाशं विलोक्याचिन्तयत्—'दृढस्तावदयं बन्धः ।' ब्रूते च—'सखे, स्नायुनिर्मिता एते पाशाः । तदद्य भट्टारकवारे कथमेतान्दन्तैः स्पृशामि । मित्र, यदि चित्ते नान्यथा मन्यसे तदा प्रभाते यत्त्वया वक्तव्यं तत्कर्तव्यम् ।' इत्युक्त्वा तत्समीप आत्मानमाच्छाद्य स्थितः सः । अनन्तरं स काकः प्रदोषकाले मृगमनागतमवलोक्येतस्ततोऽन्विष्य तथाविधं दृष्ट्वोवाच—'सखे, किमेतत् ।' मृगेणोक्तम्—'अवधीरितसुहृद्वाक्यस्य फलमेतत् । तथा चोक्तम्—

શિયાળ ફરી ફરીને તેની જાળ જોઇને વિચાર કરે છે કે, 'આ જાળ ઘણી મજબૂત છે,' એમ ધા-

રીને બોલ્યો, 'મિત્ર! આ જાળ સ્નાયુ—આંતરડાની બનાવેલી છે, તો આજે ભટ્ટારકવાર (રાજાએ અણોજા માટે ઠરાવેલો (દિવસ) માં હું આને કેમ દાંત લગાડું. હે મિત્ર! જો તારા મનમાં બીજી કંઈ કલ્પના નહિ હોય, તો કાલે સવારે જે તું કહેછે તે કરીશ.' એમ કહીને, તેની પાસેજ પોતે છુપાઈ રહ્યો. પછી તે કાગડો સાંજના મૃગને ન આવેલો જોઇને, અહીં તહીં શોધતાં તે (મૃગ)ને બંધનમાં પડેલો જોઇને બોલ્યો, 'હે મિત્ર! આ શું?' મૃગ બોલ્યો, 'મિત્રની શીખામણ ન માની તેનું ફળ. તેમજ કહ્યું છે કે—

**सुहृदां हितकामानां यः शृणोति न भाषितम् ।**
**विपत्संनिहिता तस्य स नरः शत्रुनन्दनः' ॥ १२१ ॥**

જે હિતેચ્છુ મિત્રનું વચન સાંભળતો નથી, તેને વિપત્તિ પાસેજ હોય છે. અને તે શત્રુને આનંદ દેનારજ છે.' ૧૨૧.

**काको ब्रूते—'स वञ्चकः क्वास्ते ।' मृगेणोक्तम्—'मन्मांसार्थी तिष्ठत्यत्रैव ।' काको ब्रूते—'उक्तमेव मया पूर्वम् ।**

કાગડો બોલ્યો, 'તે ઠગ ક્યાં છે?' મૃગ બોલ્યો, 'મારા માંસની ઈચ્છા કરનારો અહીંઆજ છે.' કાગડો બોલ્યો, 'પૂર્વેજ મેં તને કહ્યું હતું.

**अपराधो न मेऽस्तीति नैतद्विश्वासकारणम् ।**
**विद्यते हि नृशंसेभ्यो भयं गुणवतामपि ॥ १२२ ॥**

મારો કંઈ અપરાધ નથી, આ વિશ્વાસપાત્ર નથી, કેમકે ગુણવાન્ લોકોને પણ વંચક (ઠગારા) થી ભય રહેછે. ૧૨૨.

दीपनिर्वाणगन्धं च सुहृद्वाक्यमरुन्धतीम् ।
न जिघ्रन्ति न शृण्वन्ति न पश्यन्ति गतायुषः ॥१२३॥

જેનું આયુષ્ય પૂરૂં થયું છે, તેનાથી દીવો હોલાતાં નીકળતી દુર્ગંધ સમજાતી નથી, તે મિત્રનું વચન સાંભળતો નથી, અને અરૂંધતિનો તારો દેખતો નથી. ૧૨૩.

परोक्षे कार्यहन्तारं प्रत्यक्षे प्रियवादिनाम् ।
वर्जयेत्तादृशं मित्रं विषकुम्भं पयोमुखम् ॥ १२४ ॥

જેના કાંઠામાં અમૃત અને અંદર વિષ ભરેલું છે એવા ઘડાની પેઠે પછવાડે કાર્યભંગ કરનાર, મોંઢે મીઠું મીઠું બોલનાર, એવા મિત્રનો ત્યાગ કરવો. ૧૨૪.

ततः काको दीर्घं निःश्वस्य 'अरे वञ्चक, किं त्वया पापकर्मणा कृतम् । यतः ।

પછી કાગડો નિસાસો મૂકી બોલ્યો, 'અરે લુચ્ચા! તે પાપીએ આ શું કીધું? કેમકે—

संलापितानां मधुरैर्वचोभि-
र्मिथ्योपचारैश्च वशीकृतानाम् ।
आशावतां श्रद्दधतां च लोके
किमर्थिनां वञ्चयितव्यमस्ति ॥ १२५ ॥

મધુર મધુર ભાષણથી, ખોટા ખોટા ઉપચાર કરીને, જેમને પોતાને વશ કર્યા છે એવા વિશ્વાસુ અને આશાવાળા ગરીબને ઠગવું યોગ્ય છે શું? ૧૨૫.

उपकारिणि विश्रब्धे शुद्धमतौ यः समाचरति पापम् ।
तं जनमसत्यसंधं भगवति वसुधे कथं वहसि ॥१२६॥

શુદ્ધ મનનો, વિશ્વાસુ અને ઉપકાર કરનાર પર જે પાપાચરણ કરે છે, એવા ખોટું બોલના-

શા મનુષ્યને હે ભગવતી પૃથ્વી! તું કેમ ધારણ કરે છે? ૧૨૬.

**दुर्जनेन समं सख्यं प्रीतिं चापि न कारयेत् ।**
**उष्णो दहति चाङ्गारः शीतः कृष्णायते करम् ॥१२७॥**

દુર્જન સાથે મિત્રતા કે પ્રીતિ કંઈ ન કરવી. કેમકે દુર્જન અંગાર જેવો છે. અંગારો સળગતો હોય તો બાળે છે અને ઓળવાયલો હોય તો હાથ કાળા કરે છે. ૧૨૭.

**अथवा स्थितिरियं दुर्जनानाम् ।**

કિંવા દુર્જનનો એવો સ્વભાવજ છે.

**प्राक्पादयोः पतति खादति पृष्ठमांसं**
**कर्णे कलं किमपि रौति शनैर्विचित्रम् ।**
**छिद्रं निरूप्य सहसा प्रविशत्यशङ्कः**
**सर्वं खलस्य चरितं मशकः करोति ॥१२८॥**

મચ્છની પેઠે દુર્જન, પ્રથમ પગે લાગે છે, પછી પછવાડેથી ડંખ મારેછે. એટલે દુર્જન પીઠ પાછળ નિંદા કરી દુઃખ દે છે; કાન પાસે આવીને કંઇપણ વિચિત્ર ધીમું ધીમું કંઈ મધુર ભાષણ કરે છે; કંઈ છિદ્ર જોઇને એકાએક તેમાં નિઃશંક પ્રવેશ કરે છે, અર્થાત્ ખળનું સર્વ કામ મચ્છર કરી દેખડાવે છે. ૧૨૮.

**दुर्जनः प्रियवादी च नैतद्विश्वासकारणम् ।**
**मधु तिष्ठति जिह्वाग्रे हृदि हालाहलं विषम् ॥१२९॥**

દુર્જન મીઠું બોલે છે, તેટલાપરથીજ તે વિશ્વાસપાત્ર નથી; કેમકે જીભના અગ્રમાં મધ છે, પરંતુ તેના હૃદયમાં હલાહલ ઝેર ભરેલું છે. ૧૨૯.

अथ प्रभाते क्षेत्रपतिर्लगुडहस्तस्तं प्रदेशमागच्छन्काकेनावलोकितः । तमालोक्य काकेनोक्तम्—'सखे मृग, त्वमात्मानं मृतवत्संदर्श्य वातेनोदरं पूरयित्वा पादान्स्तब्धीकृत्य तिष्ठ । यदाहं शब्दं करोमि तदा त्वमुत्थाय सत्वरं पलायिष्यसि ।' मृगस्तथैव काकवंचनेन स्थितः । ततः क्षेत्रपतिना हर्षोत्फुल्ललोचनेन तथाविधो मृग आलोकितः । 'आः, स्वयं मृतोऽसि' इत्युक्त्वा मृगं बन्धनान्मोचयित्वा पाशान्ग्रहीतुं सयत्नो बभूव । ततः काकशब्दं श्रुत्वा मृगः सत्वरमुत्थाय पलायितः । तमुद्दिश्य तेन क्षेत्रपतिना क्षिप्तेन लगुडेन शृगालो हतः । तथा चोक्तम्—

પછી પ્રભાતે તે ખેતરનાં માલિકને, હાથમાં ડંડુકો લઇને તે ઠેકાણે આવેલો દીઠો. તેને જોઇને કાગડો બોલ્યો—'હે મિત્ર મૃગ! તું પોતાને મૂવેલા જેવો દેખાઇને, વાયુથી પોતાનું પેટ ફૂલાવી ને, પગ ચેષ્ટારહિત રાખીને, પડી રહે. જે વખતે હું શબ્દ કરૂં ત્યારે તું ઊઠીને ઝટ નાશી જજે.' મૃગે કાગડાના કહેવા પ્રમાણે કીધું. પછી ખેડુતે આનંદથી પ્રફુલિત આંખે તે રીતે પડેલો મૃગ દીઠો. (ખેદથી) 'અરેરે! પોતાની મેળે મરણ પામ્યો!' એમ બોલીને તે મૃગને જાળમાંથી કાઢીને, પોતાની જાળ લેવાને ઊઠાવવા ગયો. પછી ઝટ કાગડાનો શબ્દ સાંભળી મૃગ ઝટ ઊઠીને નાશી ગયો. તેને નાશતું જોતાં, તે ખેડુતે મૃગને મારવાને છૂટું લાકડું ફેંક્યું. તે લાકડું મૃગને ન લાગતાં શિયાળ પર પડ્યું. તેથી શિયાળ મરણ પામ્યો. માટેજ કહ્યું છે કેઃ—

**त्रिभिर्वर्षैस्त्रिभिर्मासैस्त्रिभिः पक्षैस्त्रिभिर्दिनै ।**
**अत्युत्कटैः पापपुण्यैरिहैव फलमश्नुते ॥ १३० ॥**

અતિ તીવ્ર પુણ્ય કે પાપનું ફળ આ લોકમાંજ ત્રણ વર્ષે, ત્રણ મહિને, ત્રણ પખવાડિયે, અથવા ત્રણ દિવસમાં જરૂર મળે છે. ૧૩૦.

**अतोऽहं ब्रवीमि—'भक्ष्यभक्षकयोः प्रीतिः' इत्यादि ॥ काकः पुनराह—**

માટે હું કહુંછું કે—(શ્લોક ૧૦૨) વળી કાગડાએ (ઉંદરને) કહ્યું કે—

**'भक्षितेनापि भवता नाहारो मम पुष्कलः ।**
**त्वयि जीवति जीवामि चित्रग्रीव इवानघ ॥१३१॥**

તને મેં ખાધો હોત તો મારૂં પેટ ભરાત નહિ, પરંતુ હે નિષ્પાપ! તું જીવતો રહેતાં હું ચિત્રગ્રીવ પેઠે જીવતો રહીશ. ૧૩૧.

**अन्यच्च ।** અને—

**तिरश्चामपि विश्वासो दृष्टः पुण्यैककर्मणाम् ।**
**सतां हि साधुशीलत्वात्स्वभावो न निवर्तते ॥१३२॥**

પુણ્યકર્મજ કરનારા એવા તિર્યક્ (પશુ પંખી) વગેરેનો પણ વિશ્વાસ જોયો. કેમકે સત્પુરુષનું શીલ (સદાચરણ) ઉત્તમ હોવાથી, તેનો સ્વભાવ કદી બદલાતો નથી. ૧૩૨.

**किं च ।** કેમકે,

**साधोः प्रकोपितस्यापि मनो नायाति विक्रियाम् ।**
**न हि तापयितुं शक्यं सागराम्भस्तृणोल्कया' ॥१३३॥**

સત્પુરુષ ક્રોધ કરે તોપણ તેનું મન વિકાર પામતું નથી. કેમકે સમુદ્રનું પાણી સળગતાં ઘાસના તંખલાથી તપાવી શકાતું નથી. ૧૩૩.

**हिरण्यको ब्रूते—'चपलस्त्वम् । चपलेन सह स्नेहः सर्वथा न कर्तव्यः । तथा चोक्तम्—**

હિરણ્યક બોલ્યો—'તું ચપલ છે. ચપલ સાથે કદી પણ મિત્રતા કરવી નહિ. તેમજ કહ્યું છે કે—

**मार्जारो महिषो मेषः काकः कापुरुषस्तथा ।**
**विश्वासात्प्रभवन्त्येते विश्वासस्तत्र नोचितः ॥१३४॥**

બિલાડો, પાડો, બકરો, કાગડો અને દુર્જન એ સર્વ વિશ્વાસ રાખ્યાથી ફાવી જાય છે. માટે તેઓનો વિશ્વાસ રાખવો યોગ્ય નથી. ૧૩૪.

**किं चान्यत् । शत्रुपक्षो भवानस्माकम् । उक्तं चैतत्—**

વળી બીજું, તું અમારા શત્રુપક્ષી છે. એમ કહ્યું છે કે—

**शत्रुणा न हि संदध्यात्सुश्लिष्टेनापि संधिना ।**
**सुतप्तमपि पानीयं शमयत्येव पावकम् ॥ १३५ ॥**

એકજીવાત્મક સલાહ સુદ્ધાં શત્રુની સાથે કરવી નહિ. કેમકે ઘણું તપેલું (અગ્નિરૂપ) થએલું પાણી પણ અગ્નિને શાંત કરે છે. ૧૩૫.

**दुर्जनः परिहर्तव्यो विद्ययालंकृतोऽपि सन् ।**
**मणिना भूषितः सर्पः किमसौ न भयंकरः ॥१३६॥**

દુર્જન જો કે વિદ્યાથી અલંકૃત છે, તોપણ તેનો ત્યાગ કરવો. મણીથી અલંકૃત સર્પ શું ભયંકર નથી? ૧૩૬.

**यदशक्यं न तच्छक्यं यच्छक्यं शक्यमेव तत् ।**
**नोदके शकटं याति न च नौर्गच्छति स्थले ॥१३७॥**

જે અશક્ય તે શક્ય થવાનું નથી, જે શક્ય

છે તે શક્યજ છે. ગાડી પાણીમાં ચાલતી નથી. અને વહાણ જમીનપર ચાલી શકતું નથી. ૧૩૭.

अपरं च । વળી,

महताप्यर्थसारेण यो विश्वसिति शत्रुषु ।
भार्यासु च विरक्तासु तदन्तं तस्य जीवनम् ॥१३८॥

જે ઘણી માલમિલકત સાથે શત્રુપર વિશ્વાસ રાખે છે, અને જે સ્ત્રી આપણાપર પ્રીતિવાળી નથી, તેનાપર વિશ્વાસ રાખે છે, તેનું જીવન મરણ તે (શત્રુ અને સ્ત્રી)ના હાથમાં છે. ૧૩૮.

लघुपतनको ब्रूते—'श्रुतं मया सर्वम् । तथापि मम चैतावान्संकल्पस्त्वया सह सौहृद्यमवश्यं करणीयमिति । नो चेदनाहारेणात्मानं व्यापादयिष्यामि । तथा हि ।

લઘુપત્તનક (કાગડો) કહેછેઃ—મેં સર્વ સાંભળ્યું. તથાપિ મારો તો એવો સંકલ્પ છે કે, તારી સાથે અવશ્ય મિત્રતા કરવીજ. જો એમ ન થાય તો હું અપવાસ કરી આપઘાત કરીશ. તેજ કહેવાનું છે કે—

मृद्घटवत्सुखभेद्यो दुःसंधानश्च दुर्जनो भवति ।
सुजनस्तु कनकघटवद्दुर्भेद्यश्चाशु संधेयः ॥ १३९ ॥

દુર્જન માટીના ઘડાની પેઠે, ફોડાવો સુલભ અને સંધાવો દુર્લભ હોય છે અને સજ્જન સોનાના ઘડાની પેઠે ફોડાવો દુર્લભ અને સંધાવો સુલભ હોય છે. ૧૩૯.

किं च । કેમકે—

द्रवत्वात्सर्वलोहानां निमित्तान्मृगपक्षिणाम् ।
भयाल्लोभाच्च मूर्खाणां संगतं दर्शनात्सताम् ॥१४०॥

સર્વ પ્રકારનું લોખંડ દ્રવરૂપ હોવાથી; અને મૃગો અને પંખી એ કંઈ નિમિત્ત મળવાથી; અને મૂર્ખ જનો લોભ તથા ભયથી; અને સત્પુરુષો દર્શનમાત્રથી સ્નેહ બાંધે છે. ૧૪૦.

**किं च ।** કેમકે,

**नारिकेलसमाकारा दृश्यन्ते हि सुहृज्जनाः ।**
**अन्ये बदरिकाकारा बहिरेव मनोहराः ॥ १४१ ॥**

સુજનો નારીએળના આકાર જેવા દેખાય છે; અને બીજા (દુર્જનો) બોરના જેવા બહારથી સુંદર રૂપવાળા દેખાય છે. ૧૪૧.

**स्नेहच्छेदेऽपि साधूनां गुणा नायान्ति विक्रियाम् ।**
**भङ्गेऽपि हि मृणालानामनुबध्नन्ति तन्तवः ॥ १४२ ॥**

સુજન લોકોના સ્નેહનો છેદ થાય (મિત્રતા તૂટે) તોપણ તેના ગુણ વિકાર પામતાં નથી. કમળતંતુનો ભંગ કરીએ તોપણ તેના ઝીણા ઝીણા રેસા પરસ્પર વળગી રહે છે. ૧૪૨.

**अन्यच्च ।** અને,

**शुचित्वं त्यागिता शौर्यं सामान्यं सुखदुःखयोः ।**
**दाक्षिण्यं चानुरक्तिश्च सत्यता च सुहृद्गुणाः ॥१४३॥**

પવિત્રતા, દાન, શૂરાતન, સુખદુઃખમાં સમાનપણું; ચતુરાઈ, પ્રીતિ અને સત્યતા એ (સાત) મિત્રના ગુણો છે. ૧૪૩.

**एतैर्गुणैरुपेतो भवदन्यो मया कः सुहृत्प्राप्तव्यः ।' इत्यादि तद्वचनमाकर्ण्य हिरण्यको बहिर्निःसृत्याह— 'आप्यायितोऽहं भवतामनेन वचनामृतेन । तथा चोक्तम्—**

આ ગુણોથી યુક્ત તારા સિવાય બીજો કોણ મિત્ર મને મળવા યોગ્ય છે? આવાં તેનાં સર્વ વચનો સાંભળી, ઉંદરરાજ હિરણ્યક બહાર આવીને બોલ્યો—'તારા આ વચનામૃતથી હું ધરાઈ ગયો.

**घर्मार्तं न तथा सुशीतलजलैः स्नानं न मुक्तावली**
**न श्रीखण्डविलेपनं सुखयति प्रत्यङ्गमप्यर्पितम् ।**
**प्रीत्या सज्जनभाषितं प्रभवति प्रायो यथा चेतसः**
**सद्युक्त्या च पुरस्कृतं सुकृतिनामाकृष्टिमन्त्रोपमम् ॥१४४॥**

જેમ યુક્તિ અને પ્રીતિપૂર્વક સત્પુરુષોનું ભાષણ અંતઃકરણને મંત્ર પ્રમાણે ખેંચીને સુખ આપે છે, તેમ બફારાથી પીડાતા મનુષ્યને; ઉત્તમ શીતળ જળનું સ્નાન, તેમજ મોતીની માળા, પ્રત્યેક અંગે લગાડેલો ચંદનનો લેપ સુખ આપતો નથી. મતલબ કે ઉપરના ઉપચારો કરતાં પ્રીતિ અને યુક્તિવાળું ભાષણ વિશેષ સુખકર છે. ૧૪૪.

**अन्यच्च ।** અને

**रहस्यभेदो याञ्चा च नैष्ठुर्यं चलचित्तता ।**
**क्रोधो निःसत्यता द्यूतमेतन्मित्रस्य दूषणम् ॥१४५॥**

રહસ્ય ભેદ કરવો, યાચના, નિર્દયતા, ચિત્ત ચંચલતા, ક્રોધ, અને જુઠાણું એ સર્વ મિત્રના દોષ છે. ૧૪૫.

**अनेन वचनक्रमेण तदेकदूषणमपि त्वयि न लक्ष्यते । यतः ।**

**पटुत्वं सत्यवादित्वं कथायोगेन बुध्यते ।**
**अस्तब्धत्वमचापल्यं प्रत्यक्षेणावगम्यते ॥ १४६ ॥**

આ તારા ભાષણના અનુસંધાનથી જોતાં, તારામાં એક પણ દૂષણ નથી, કેમકે; તેં કહેલી કથા

ઉપરથી, સત્યવાદીપણું, અને ચતુરાઈ દેખાય છે. અને પ્રત્યક્ષ અનુભવથી શાંતિ અને અચપલતા સાફ સમજાય છે. ૧૪૬.

अपरं च । અને,

अन्यथैव हि सौहार्दं भवेत्स्वच्छान्तरात्मनः ।
प्रवर्ततेऽन्यथा वाणी शाठ्योपहतचेतसः ॥ १४७ ॥

જેનો અંતરાત્મા નિર્મળ છે, તેની મિત્રતા બીજા પ્રકારનીજ હોય છે. અને જેના મનમાં કપટ હોય છે, તેની વાણી બીજાજ પ્રકારની હોયછે. ૧૪૭.

मनस्यन्यद्वचस्यन्यत्कार्यमन्यद्दुरात्मनाम् ।
मनस्येकं वचस्येकं कर्मण्येकं महात्मनाम् ॥ १४८ ॥

દુર્જન મનુષ્યના મનમાં બીજું, બોલવામાં બીજું, અને કૃતિમાં બીજું એમ જુદાઈ હોય છે અને મહાત્માના મનમાં એક, વચનમાં એક અને કર્મમાં એક એમ ત્રણેમાં એકતા હોય છે. ૧૪૮.

तद्भवतु भवतोऽभिमतमेव ।' इत्युक्त्वा हिरण्यको मैत्र्यं विधाय भोजनविशेषैर्वायसं संतोष्य विवरं प्रविष्टः । वायसोऽपि स्वस्थानं गतः । ततः प्रभृति तयोरन्योन्याहारप्रदानेन कुशलप्रश्नैर्विश्रम्भालापैश्च कालोऽतिवर्तते ।

તો ભલે, તારું અભિષ્ટ થાઓ. એમ કહીને તે હિરણ્યકે કાગડા સાથે મિત્રતા કરીને, તેને સારૂં સારૂં ખાવા આપી, સંતોષ દઈ પોતે દરમાં પેઠો. અને કાગડો પણ પોતાને ઠેકાણે ચાલ્યો ગયો. તે દિવસથી તે બેઉનો એકમેકને જમાડવાથી, કુશલ પ્રશ્ન પૂછવાથી, વિશ્વાસલાયક ભાષણ કરવાથી, વખત જાય છે.

एकदा लघुपतनको हिरण्यकमाह—'सखे, कष्टतरलभ्याहारामिदं स्थानं परित्यज्य स्थानान्तरं गन्तुमिच्छामि ।' हिरण्यको ब्रूते—'मित्र, क गन्तव्यम् । तथा चोक्तम्—

કોઇએક વખતે લઘુપત્તનક નામનો કાગડો હિરણ્યકને કહેવા લાગ્યો, 'હે મિત્ર! આ ઠેકાણે આપણને ખોરાક બહુ મુશ્કેલીથી મળે છે. માટે આ સ્થાન છોડીને, હું બીજે સ્થળે જવા ઇચ્છુંછું.' હિરણ્યકે કહ્યું—'હે મિત્ર! ક્યાં જવું? તેમજ કહ્યું છે કે—

चलत्येकेन पादेन तिष्ठत्येकेन बुद्धिमान् ।
ना समीक्ष्य परं स्थानं पूर्वमायतनं त्यजेत्' ॥ १४९॥

બુદ્ધિમાન્ એક પગે ચાલે છે અને બીજે પગે ઉભો રહે છે. પણ બીજું સ્થાન જોયા વગર પહેલું સ્થાન છોડતા નથી.' ૧૪૯.

वायसो ब्रूते—'अस्ति सुनिरूपितस्थानम् ।' हिरण्यको वदत्—'किं तत् ।' वायसो ब्रूते—'अस्ति दण्डकारण्ये कर्पूरगौराभिधानं सरः । तत्र चिरकालोपार्जितः प्रियसुहृन्मे मन्थराभिधानः कच्छपो धार्मिकः प्रतिवसति । यतः ।

કાગડો બોલ્યો—'આ મારૂં ઘણી ચોકસાઇથી શોધેલું સ્થાન છે.' હિરણ્યક બોલ્યો—'તે કયું?' કાગડો કહે છે—'દંડકારણ્યમાં કર્પુરગૌર નામક એક સરોવર છે, ત્યાં ઘણા દિવસથી થએલો મારો પ્રિય મિત્ર મંથર નામનો એક કાચબો રહેછે. કારણ કે—

परोपदेशे पाण्डित्यं सर्वेषां सुकरं नृणाम् ।
धर्मे स्वीयमनुष्ठानं कस्यचित्तु महात्मनः ॥ १५० ॥

બીજાને ઉપદેશ કરવાની પંડિતાઈ સર્વને સુલભ છે, પરંતુ પોતે ધર્મ પ્રમાણે વર્તવું, એ કોઇએક મહાત્મામાંજ હોય છે. ૧૫૦

**स च भोजनविशेषैर्मां संवर्धयिष्यति ।' हिरण्यकोऽप्याह—'तत्किमत्रावस्थाय मया कर्तव्यम् । यतः ।**

તે મિત્ર (કાચબો) મને ઉત્તમ ખોરાક આપી મારૂં પોષણ કરશે.' હિરણ્યકે કહ્યું—'ત્યારે મારે હવે અહીં રહીને શું કરવું? કેમકે

**यस्मिन्देशे न संमानो न वृत्तिर्न च बान्धवः ।**
**न च विद्यागमः कश्चित्तं देशं परिवर्जयेत् ॥ १५१ ॥**

જે દેશમાં સન્માન નહિ, આજીવિકા નહિ, મિત્ર નહિ, કંઈ વિદ્યાલાભ નહિ, તે દેશ છોડી દેવો. ૧૫૧.

**अपरं च ।** અને વળી,

**लोकयात्रा भयं लज्जा दाक्षिण्यं त्यागशीलता ।**
**पञ्च यत्र न विद्यन्ते न कुर्यात्तत्र संस्थितिम् ॥१५२॥**

જે ઠેકાણે લોકયાત્રા (આલોકની આજીવિકા), ભીતિ, લજ્જા, ચતુરાઈ, દાન, એ પાંચ ન જ્યાં ન હોય ત્યાં રહેવું નહિ. ૧૫૨.

**तत्र मित्र न वस्तव्यं यत्र नास्ति चतुष्टयम् ।**
**ऋणदाता च वैद्यश्च श्रोत्रियः सजला नदी ॥१५३॥**

હે મિત્ર! જ્યાં શાહુકાર, વૈદ્ય, વૈદિક કર્મ કરનાર, નિર્મળ જળવાળી નદી, એ ચાર ન હોય ત્યાં રહેવું નહિ. ૧૫૩.

**ततो मामपि तत्र नय ।' अथ वायसस्तत्र तेन मित्रेण सह विचित्रालापैः सुखेन तस्य सरसः स-**

मीपं ययौ । ततो मन्थरो दूरादवलोक्य लघुपतनकस्य यथोचितमातिथ्यं विधाय मूषिकस्यातिथिसत्कारं चकार । यतः ।

ત્યારે મને પણ ત્યાં તેડી જા.' પછી તે કાગડો, તે મિત્ર ઉંદરને સાથે લઇને વિચિત્ર મનોરંજન વાર્તાલાપ કરતો કરતો તે સરોવર પર ગયો. પછી તે મંથર નામના કાચબાએ દૂરથીજ લઘુપત્તનક કાગડાને જોઇને, યથાયોગ્ય આદરસત્કાર કરીને, પછી ઉંદરનો પણ સત્કાર કર્યો. કેમકે—

बालो वा यदि वा वृद्धो युवा वा गृहमागतः ।
तस्य पूजा विधातव्या सर्वत्राभ्यागतो गुरुः ॥१५४॥

બાલક કિંવા વૃદ્ધ કે તરુણ આપણે ઘેર આવે ત્યારે તેની પૂજા કરવી. કેમકે સર્વત્ર આવેલો અતિથિ ગુરૂ (પૂજ્ય) છે. ૧૫૪.

गुरुरग्निर्द्विजातीनां वर्णानां ब्राह्मणो गुरुः ।
पतिरेको गुरुः स्त्रीणां सर्वत्राभ्यागतो गुरुः ॥१५५॥

દ્વિજ (બ્રાહ્મણ, ક્ષત્રીય અને વૈશ્ય)નો ગુરુ અગ્નિ છે, વર્ણોનો ગુરુ બ્રાહ્મણ છે, સ્ત્રીનો ગુરુ પતિ છે, અને અભ્યાગત (અતિથિ) સર્વનો ગુરુ છે. ૧૫૪.

वायसोऽवदत्—'सखे मन्थर, सविशेषपूजामस्मै विधेहि । यतोऽयं पुण्यकर्मणां धुरीणः कारुण्यरत्नाकरो हिरण्यकनामा मूषिकराजः । एतस्य गुणस्तुतिं जिह्वासहस्रद्वयेनापि सर्पराजो न कदाचित्कथयितुं समर्थः स्यात् ।' इत्युक्त्वा चित्रग्रीवोपाख्यानं वर्णितवान् । मन्थरः सादरं हिरण्यकं संपूज्याह—'भद्र, आत्मनो निर्जनवनागमनकारणमाख्यातुमर्हसि ।' हिरण्यकोऽवदत्—'कथयामि । श्रूयताम् ।

કાગડો બોલ્યો, 'સખા મંથર! આ હિરણ્યકનો વિશેષ સત્કાર કર. કેમકે, આ પુણ્યવાન્ લોકોમાં અગ્રેસર, દયાનિધિ, હિરણ્યક નામનો મૂષકરાજ છે. સર્પરાજ (અનંત) બે હજાર જીભો છતાં પણ કદી એના ગુણની સ્તુતિ કરવામાં સમર્થ નહિ થાય.' એમ કહીને ચિત્રગ્રીવની વાત કહી સંભળાવી.

મંથર આદરપૂર્વક હિરણ્યકને માન આપીને બોલ્યો, 'અહો? તમોને આ નિર્જન વનમાં આવવાનું કારણ કહો.' હિરણ્યક બોલ્યો, 'કહુંછું. સાંભળો.



कथा ४ चतुर्थी । चूडाकर्ण वीणाकर्ण संन्यासिनोः ॥

વાર્તા ૪ થી. ચૂડાકર્ણ વીણાકર્ણ સંન્યાસીની.

अस्ति चम्पकाभिधानायां नगर्यां परिव्राजकावसथः । तत्र चूडाकर्णो नाम परिव्राट् प्रतिवसति । स च भोजनावशिष्टभिक्षान्नसहितं भिक्षापात्रं नागदन्तकेऽवस्थाप्य स्वपिति । अहं च तदन्नमुत्प्लुत्य प्रत्यहं भक्षयामि । अनन्तरं तस्य प्रियसुहृद्वीणाकर्णो नाम परिव्राजकः समायातः । तेन सह कथाप्रसङ्गावस्थितो मम त्रासार्थं जर्जरवंशखण्डेन चूडाकर्णो भूमिमताडयत् । वीणाकर्ण उवाच—'सखे, किमिति मम कथाविरक्तोऽन्यासक्तो भवान् ।' चूडाकर्णेनोक्तम्—'मित्र, नाहं विरक्तः । किंतु पश्यायं मूषिको ममापकारी सदा पात्रस्थं भिक्षान्नमुत्प्लुत्य भक्षयति ।' वीणाकर्णो नागदन्तकं विलोक्याह—"कथं मूषिकः स्वल्पबलोऽप्येतावद्दूरमुत्पतति । अत्र मूषिकबलोपस्तम्भेन के-

**नापि कारणेनात्र भवितव्यम् ।" क्षणं विचिन्त्य परिव्राजकेनोक्तम्—'कारणं चात्र धनबाहुल्यमेव भविष्यति । यतः**

ચંપા નામની નગરીમાં એક સંન્યાસીનો મઠ હતો. ત્યાં ચૂડાકર્ણ નામનો સંન્યાસી રહેતો હતો. તે જમી રહેતાં બાકી વધેલું અન્ન ભિક્ષાપાત્ર (ખટીઓ-ઝોળી)માં રાખી ખુંટીએ ભેરવી સૂતો. હું (ઉંદર) છલંગ મારી તેમાંનું અન્ન રોજ ખાતો હતો. તેનો પ્રિય મિત્ર વીણાકર્ણ નામનો સંન્યાસી ત્યાં આવ્યો. તેની સાથે તે વાર્તાલાપ કરતો હતો એટલામાં મને દુઃખ દેવા માટે એક ભાંગેલા વાંસનો કટકો લઇને તે ચૂડાકર્ણ ભોંયપર ઠોકવા લાગ્યો. વીણાકર્ણે કહ્યું—'મિત્ર ચૂડાકર્ણ! મારી વાત છોડીને તારૂં મન ત્યાં બીજે ઠેકાણે કેમ ગયું?' ચૂડાકર્ણ બોલ્યો—'મિત્ર હું (તારી વાતમાં) વિરક્ત (અપ્રીતિવાળો) નથી. પણ રોજ મારો અપરાધ કરનારો આ ઉંદર નિરંતર મારી ઝોળીમાંનું ભીક્ષાન્ન છલંગ મારી ખાઈ જાય છે.' ખૂંટી તરફ જોઇને વીણાકર્ણ બોલ્યો—'આ ઉંદર અલ્પ બળવાળો છતાં, એટલે દૂર કેમ ફલંગ મારી શકે છે? માટે અત્રે ઉંદરના બળને ઉત્તેજક કંઈ પણ કારણ હોવું જોઇએ.' ક્ષણભર વિચાર કરીને, તે સંન્યાસી બોલ્યો, 'પુષ્કળ પૈસા એજ અત્રે કારણ હશે. કેમકે,

**धनवान्बलवांल्लोके सर्वः सर्वत्र सर्वदा ।**
**प्रभुत्वं धनमूलं हि राज्ञामप्युपजायते' ॥ १५६ ॥**

આ લોકમાં સર્વ ઠેકાણે અને સર્વદા ધનવાન્ એજ બલવાન્ ગણાય છે, કેમકે રાજાને પણ પ્રભુત્વ દ્રવ્યને લીધેજ મળે છે.' ૧૫૬.

**ततः खनित्रमादाय तेन विवरं खनित्वा चिर-संचितं मम धनं गृहीतम् । ततः प्रभृति निजशक्तिहीनः सत्त्वोत्साहरहितः स्वाहारमप्युत्पादयितुमक्षमः सत्रासं मन्दं मन्दमुपसर्पंश्चूडाकर्णेनावलोकितः। ततस्तेनोक्तम्—**

.. પછી એક કોદાળી લઈને તે દર ખોદી કાઢી. તેમાં ઘણા દિવસથી ભેગું કરેલું મારૂં બધું દ્રવ્ય કાઢી લીધું. તે દિવસથી મારી શક્તિ નષ્ટ થઈને, હું સત્વ (ઓજ) અને ઉત્સાહ હીન થયો. અને હું મારો આહાર મેળવવામાં પણ અસમર્થ થયો. ત્રાસથી ધીમે ધીમે ચાલતો મને ચૂડાકર્ણે દીઠો. તેણે મને કહ્યું—

**'धनेन बलवांल्लोके धनाद्भवति पण्डितः ।**
**पश्यैनं मूषिकं पापं स्वजातिसमतां गतम् ॥** १५७ ॥

'લોકોમાં દ્રવ્યથી બલવાન્ થવાય છે, ધનથી પંડિત બને છે, જુઓ, ધન જવાથી આ ઉંદર બીજા ઉંદરો જેવોજ થયો. ૧૫૭.

**किं च ।** કેમકે—

**अर्थेन तु विहीनस्य पुरुषस्याल्पमेधसः ।**
**क्रियाः सर्वा विनश्यन्ति ग्रीष्मे कुसरितो यथा ॥**१५८॥

જે રીતે ગ્રીષ્મ ઋતુમાં નાના નાના વહેલા સૂકાઈને નષ્ટ પામે છે, તે પ્રમાણે અલ્પ બુદ્ધિવાળા મનુષ્ય દ્રવ્યવિહીન થતાં તેની સર્વ ક્રિયા નાશ પામે છે. ૧૫૮.

**अपरं च ।** અને વળી,

**यस्यार्थास्तस्य मित्राणि यस्यार्थास्तस्य बान्धवाः ।**
**यस्यार्थाः स पुमांल्लोके यस्यार्थाः स हि पण्डितः ॥**१५९॥

આ લોકમાં જેની પાસે પૈસો તેને મિત્રો, જેની પાસે પૈસો તેને બાંધવો હોય છે. જેની પાસે

પૈસો હોય તેજ પુરુષ અને જેની પાસે પૈસો હોય તેજ પંડિત ગણાય છે. ૧૫૯.

अन्यच्च । અને વળી,

अपुत्रस्य गृहं शून्यं सन्मित्ररहितस्य च ।
मूर्खस्य च दिशः शून्याः सर्वशून्या दरिद्रता ॥१६०॥

જેમ પુત્રવિના ઘર સૂનું, તેમ સારા મિત્ર રહિતનું (જીવિત) સૂન્ય છે; મૂર્ખને દશેદિશા શૂન્ય છે અને દરિદ્રને સર્વ શૂન્ય છે. ૧૬૦.

अपरं च । અને વળી,

तानीन्द्रियाण्यविकलानि तदेव नाम
सा बुद्धिरप्रतिहता वचनं तदेव ।
अर्थोष्मणा विरहितः पुरुषः स एव
अन्यः क्षणेन भवतीति विचित्रमेतत् ॥ १६१ ॥

તેજ ઉત્તમ ચાલાક ઇંદ્રિયો, તેજ નામ, તેજ અકુંઠિત બુદ્ધિ, તેજ ભાષણ, અને તેજ પુરુષ દ્રવ્યની ગરમી ઉતરતાં એક ક્ષણમાં બદલાઈ જાય છે. એ મોટું આશ્ચર્ય છે. ૧૬૧.

एतत्सर्वमाकर्ण्य मयालोचितम्—'ममात्रावस्थानमयुक्तमिदानीम् । यच्चान्यस्मा एतद्वृत्तान्तकथनं तदप्यनुचितम् । यतः ।

આ સર્વ સાંભળીને, મેં વિચાર કર્યો કે હવે મારે અહીં રહેવું યોગ્ય નથી. અને આ આપણી વાત બીજાને કહેવી એ પણ અયોગ્ય છે. કેમકે,

अर्थनाशं मनस्तापं गृहे दुश्चरितानि च ।
वञ्चनं चापमानं च मतिमान्न प्रकाशयेत् ॥ १६२ ॥

બુદ્ધિમાન્ પુરુષ, દ્રવ્યનાશ, મનની ચિંતા, ઘ-

રમાંનું છિદ્ર, ફેસાવટ અને અપમાન એ લોકમાં પ્રકટ કરતા નથી. ૧૬૨.

**अपि च ।** વળી પણ,

**आयुर्वित्तं गृहच्छिद्रं मन्त्रमैथुनभेषजम् ।**
**तपो दानापमानं च नव गोप्यानि यत्नतः ॥ १६३ ॥**

આયુષ્ય, દ્રવ્ય, ઘરનું છિદ્ર, મંત્ર, મૈથુન, ઔષધ, તપ, દાન, અને અપમાન એ નવ યત્નથી ગુપ્ત રાખવાં. ૧૬૩.

**तथा चोक्तम् ।** તેમજ કહ્યું છે કે—

**अत्यन्तविमुखे दैवे व्यर्थे यत्ने च पौरुषे ।**
**मनस्विनो दरिद्रस्य वनादन्यत्कुतः सुखम् ॥ १६४ ॥**

દૈવ અત્યંત પ્રતિકૂળ થતાં, મનુષ્યનો યત્ન નિષ્ફળ થતાં, મનસ્વી છતાં, દરિદ્ર થએલા મનુષ્યને વન શિવાય, બીજે સુખ ક્યાં મળે? ૧૬૪.

**अन्यच्च ।** અને,

**मनस्वी म्रियते कामं कार्पण्यं न तु गच्छति ।**
**अपि निर्वाणमायाति नानलो याति शीतताम् ॥ १६५ ॥**

જેમ અગ્નિ છેવટે રાખ થાય છે પરંતુ પોતે ઠંડો પડતો નથી, તેમ માની પુરુષ મરણમાં સુખ માનેછે, પરંતુ દીનતા દર્શાવતો નથી. ૧૬૫.

**किं च ।** કેમકે—

**कुसुमस्तबकस्येव द्वे वृत्ती तु मनस्विनः ।**
**सर्वेषां मूर्ध्नि वा तिष्ठेद्विशीर्येत वनेऽथवा ॥ १६६ ॥**

ફૂલના ઝુમખા પેઠે માની પુરુષોની બે અવસ્થાં થાય છે. (૧) સર્વના માથાપર રહેવું અથવા (૨) વનમાં રહીને સૂકાઈ જવું. ૧૬૬.

यच्चात्रैव याञ्चया जीवनं तदतीव गर्हितम् । यतः ।

અને યથેચ્છ ભિક્ષા માંગીને પેટ ભરવું એ તો અતિ નિંદ્ય છે. કેમકે,

वरं विभवहीनेन प्राणैः संतर्पितोऽनलः ।
नोपचारपरिभ्रष्टः कृपणः प्रार्थितो जनः ॥ १६७ ॥

પૈસો ન હોય તો પોતાનો પ્રાણ અગ્નિને અર્પણ કરવો બહેતર, પરંતુ જેની તરફથી આપણો સત્કાર ન થાય, એવા કંજુસ પાસે માગવું ઠીક નથી. ૧૬૭.

दारिद्र्याद्ध्रियमेति ह्रीपरिगतः सत्त्वात्परिभ्रश्यते
निःसत्त्वः परिभूयते परिभवान्निर्वेदमापद्यते ।
निर्विण्णः शुचमेति शोकनिहतो बुद्ध्या परित्यज्यते
निर्बुद्धिः क्षयमेत्यहो निधनता सर्वापदामास्पदम् ॥१६८॥

દરિદ્રતાથી લજ્જા પમાય છે, લજ્જાથી સત્વ (ઓજ-વીર્ય-કરપ) નાશ પામે છે, નિઃસત્વ થતાં લોકો તેને હરાવી શકે છે, હારતાં ખેદ થાય છે, ખેદ થતાં શોક કરે છે, શોકથી બુદ્ધિ જતી રહેછે; નિર્બુધ થતાં નાશ પામે છે. અરે! નિર્ધનતા એ સર્વ વિપત્તિનું સ્થાન છે. ૧૬૮.

किं च । કેમકે—

वरं मौनं कार्यं न च वचनमुक्तं यदनृतं
वरं क्लैब्यं पुंसां न च परकलत्राभिगमनम् ।
वरं प्राणत्यागो न च पिशुनवाक्येष्वभिरुचि-
र्वरं भिक्षाशित्वं न च परधनास्वादनसुखम् ॥ १६९ ॥

મુંગા રહેવું ઉત્તમ, પરંતુ જુઠું બોલવું એ સારૂં નથી; નપુંસકપણું સારૂં, પરંતુ પુરુષ થઇને પ-

સ્ત્રીગમન કરવું એ સારૂં નથી; પ્રાણત્યાગ સારો, પરંતુ ચુગલખોર ચાડીઆના વાકયપર પ્રીતિ સારી નથી; ભીખ માંગી ખાવું સારૂં, પરંતુ પારકા ધનનો ઉપભોગ લેવો સારો નથી. ૧૬૯.

वरं शून्या शाला न च खलु वरो दुष्टवृषभो
वरं वेश्या पत्नी न पुनरविनीता कुलवधूः ।
वरं वासोऽरण्ये न पुनरविवेकाधिपपुरे
वरं प्राणत्यागो न पुनरधमानामुपगमः ॥ १७० ॥

ગોઠો ખાલી રહે તે ભલો, પરંતુ તેમાં દુષ્ટ બળદ સારો નહિ; વેશ્યા સ્ત્રી સારી, પરંતુ અવિનયવાળી કુલવધૂ સારી નહિ; વનમાં વસવું ઉત્તમ, પરંતુ અવિચારી રાજાના નગરમાં રહેવું સારૂં નહિ; પ્રાણત્યાગ કરવો સારો, પરંતુ અધમની સંગત કરવી સારી નથી. ૧૭૦.

अपि च । વળી પણ,

सेवेव मानमखिलं ज्योत्स्नेव तमो जरेव लावण्यम् ।
हरिहरकथेव दुरितं गुणशतमप्यर्थिता हरति ॥१७१॥

જે રીતે સેવા સંપૂર્ણ માનને, ચાંદની અંધકારને, ઘડપણ લાવણ્યને, હરિહર કથા પાપને, હરણ કરે છે; તેમ યાચના (ભીખ) સેંકડો ગુણોને નષ્ટ કરે છે. ૧૭૧.

इति विमृश्य 'तत्किमहं परपिण्डेनात्मानम् पोषयामि । कष्टं भोः । तदपि द्वितीयं मृत्युद्वारम् । यतः ।

એવો વિચાર કરીને, હવે હું બીજાએ આપેલા ખોરાકથી મારૂં પેટ કેમ ભરૂં ? અહો ! તે પણ મોટું દુઃખ છે. તેપણ મરણનું બીજું બારણું છે. કેમકે—

पल्लवग्राहि पाण्डित्यं क्रयक्रीतं च मैथुनम् ।
भोजनं च पराधीनं तिस्रः पुंसां विडम्बनाः ॥१७२॥

પલ્લવગ્રાહી પાંડિત્ય એટલે અનેક વિષયોનું જ-રાતરા જ્ઞાન મેળવીને પોતાને પંડિત સમજવો, પૈ-સા ખર્ચીને મૈથુન કરવું; અને પરાધીન ભોજન એ ત્રણ પુરુષોની વિટંમણા છે. ૧૭૨.

रोगी चिरप्रवासी परान्नभोजी परावसथशायी ।
यज्जीवति तन्मरणं यन्मरणं सोऽस्य विश्रामः' ॥१७३॥

રોગી, નિરંતર મુસાફરી કરનારો, પારકું અ-ન્ન ખાનાર, પારકે ઘેર સૂનાર, એનું જે જીવતર તેજ મરણ; અને જે મરણ તેજ વિશ્રાંતિ છે. ૧૭૩.

इत्यालोच्यापि लोभात्पुनरप्यर्थं ग्रहीतुं ग्रहमकरवम् । तथा चोक्तम् ।

એવો વિચાર કર્યા છતાં લોભથી ફરી પૈસા મેળવવાની ઈચ્છાથી ઘર બાંધ્યું. તેમજ કહ્યું છે—

लोभेन बुद्धिश्चलति लोभो जनयते तृषाम् ।
तृषार्तो दुःखमाप्नोति परत्रेह च मानवः ॥ १७४ ॥

લોભથી બુદ્ધિ ચળે છે; લોભ તૃષ્ણા ઉપજાવે છે; તૃષ્ણાવાળો માણસ આલોક અને પરલોક બેઉ-માં દુઃખ પામે છે. ૧૭૪.

ततोऽहं मन्दं मन्दमुपसर्पंस्तेन वीणाकर्णेन जर्जरवंशखण्डेन ताडितश्चाचिन्तयम्—

પછી ધીમે ધીમે ચાલનાર, મને, વીણાકર્ણે જૂના વાંસના કટકાથી માર્યો. પછી મેં વિચાર કર્યો,

'धनलुब्धो ह्यसंतुष्टोऽनियतात्माजितेन्द्रियः ।
सर्वा एवापदस्तस्य यस्य तुष्टं न मानसम् ॥१७५॥

'ધન માટે જે લોભી; અસંતોષી, જેનું મન અને ઇંદ્રિયો વશ નથી તેને સર્વ આપત્તિ પ્રાપ્ત થાય છે, કેમકે તેનું મન સંતોષરહિત છે. ૧૭૫.

तथा च । તેમજ—

सर्वाः संपत्तयस्तस्य संतुष्टं यस्य मानसम् ।
उपानद्गूढपादस्य ननु चर्मावृतेव भूः १७६ ॥

જેણે પગમાં જોડા પહેર્યો છે, તેને મન જાણે આખી પૃથ્વી ચામડે મઢેલી હોય છે, તેમ જેના મનમાં સંતોષ છે તેને સર્વ સંપત્તિ સિદ્ધ છે. ૧૭૬.

अपरं च । અને વળી,

संतोषामृततृप्तानां यत्सुखं शान्तचेतसाम् ।
कुतस्तद्धनलुब्धानामितश्चेतश्च धावताम् ॥ १७७ ॥

સંતોષરૂપ અમૃત પીને તૃપ્ત થએલા શાંત મનવાળા પુરુષોને જે સુખ છે; તે ધનલોભથી આમતેમ ભટકનારને ક્યાંથી મળે? ૧૭૭.

किं च । કેમકે—

तेनाधीतं श्रुतं तेन तेन सर्वमनुष्ठितम् ।
येनाशाः पृष्ठतः कृत्वा नैराश्यमवलम्बितम् ॥ १७८ ॥

જેણે સર્વ આશા જીતી છે, અને જે નિરાશ (આશાપાશથી છૂટેલો) છે, તેણે સર્વ વાત જાણી, તેણે સર્વ સાંભળ્યું અને તેણે સર્વ ક્રિયા કરી. ૧૭૮.

अपि च । અને વળી,

असेवितेश्वरद्वारमदृष्टविरहव्यथम् ।
अनुक्तक्लीबवचनं धन्यं कस्यापि जीवनम् ॥ १७९ ॥

જેણે ધનવાનનું બારણું સેવ્યું નથી, જેણે વિરહવ્યથા જોઈ નથી, જેણે દૈન્ય ભાષણ કીધું નથી; એવો જે કોઈ તેના જીવતરને ધન્ય છે. ૧૭૯.

**यतः ।** કેમકે—

**न योजनशतं दूरं बाध्यमानस्य तृष्णया ।**
**संतुष्टस्य करप्राप्तेऽप्यर्थे भवति नादरः ॥ १८० ॥**

તૃષ્ણાથી પીડિત મનુષ્યને ૧૦૦ યોજન (૪૦૦ ગાઉ)નું છેટું પણ દૂર નથી અને જે સંતુષ્ટ છે તે હાથમાં આવેલી ચીજપર પણ પ્રેમ બાંધતો નથી. ૧૮૦.

**तदत्रावस्थोचितकार्यपरिच्छेदः श्रेयान् ।**

ત્યારે આ વખતે પોતાની અવસ્થાને યોગ્ય એવા કાર્યનો નિશ્ચય કરવો એજ ઉત્તમ છે.

**को धर्मो भूतदया किं सौख्यमरोगिता जगति जन्तोः ।**
**कः स्नेहः सद्भावः किं पाण्डित्यं परिच्छेदः ॥१८१**

ધર્મ કયો? ભૂતદયા. જગતમાં પ્રાણીને સુખ કયું? આરોગ્યતા. સ્નેહ કયો? સારો ભાવ. પાંડિત્ય શું? નિર્ણય કરવો, ૧૮૧

**तथा च ।** તેમજ—

**परिच्छेदो हि पाण्डित्यं यदापन्ना विपत्तयः ।**
**अपरिच्छेदकर्तॄणां विपदः स्युः पदे पदे ॥ १८२ ॥**

નિશ્ચય એજ પાંડિત્ય છે. જેના યોગથી વિપત્તિ દૂર થાય છે. અનિશ્ચયીને પગલે પગલે વિપત્તિ આવે છે. ૧૮૨.

**त्यजेदेकं कुलस्यार्थे ग्रामस्यार्थे कुलं त्यजेत् ।**
**ग्रामं जनपदस्यार्थे स्वात्मार्थे पृथिवीं त्यजेत् ॥१८३॥**

કુલને માટે એકનો ત્યાગ કરવો, ગ્રામને માટે કુલનો ત્યાગ કરવો, દેશને માટે ગામનો ત્યાગ કરવો. અને પોતાને માટે પૃથ્વીનો ત્યાગ કરવો. ૧૮૩.

**अपरं च ।** અને વળી,

**पानीयं वा निरायासं स्वाद्वन्नं वा भयोत्तरम् ।**
**विचार्य खलु पश्यामि तत्सुखं यत्र निर्वृतिः' ॥ १८४ ॥**

શ્રમવગરનું જળ, અને ભયસહિત મિષ્ટાન્ન, એનો વિચાર કરીને હું જોઉછું તો જ્યાં નિર્વૃત્તિ ત્યાં સુખ. ૧૮૪.

**इत्यालोच्याहं निर्जनवनमागतः । यतः ।**

એવો વિચાર કરી હું આ નિર્જન વનમાં આવ્યો છું. કેમકે

**वरं वनं व्याघ्रगजेन्द्रसेवितं**
**द्रुमालयं पक्कफलाम्बुभोजनम् ।**
**तृणानि शय्या परिधानवल्कलं**
**न बन्धुमध्ये धनहीनजीवनम् ॥ १८५ ॥**

જેમાં વાઘ, હાથી વગેરે ભયંકર પ્રાણી છે, જેમાં ઝાડરૂપી ઘર છે, પાકેલાં ફળ અને જળ એનું ખાનપાન છે, ઘાસની સળીનું બિછાનું છે, ઓઢવાને વલ્કલ (ઝાડની છાલ) છે; એવું વન સારૂ, પરંતુ જ્ઞાતિજનોમાં દ્રવ્યહીન આયુષ્ય ગાળવું ઠીક નથી. ૧૮૫.

**ततोऽस्मत्पुण्योदयादनेन मित्रेणाहं स्नेहानुवृत्त्यानुगृहीतः । अधुना च पुण्यपरम्परया भवदाश्रयः स्वर्ग एव मया प्राप्तः । यतः ।**

પછી અમારા પુણ્યના ઉદયથી આવા મિત્ર સાથે સ્નેહ વધીને, તેણે મારાપર કૃપા કરી. હવે પુણ્યની પરંપરાથી તમારો આશ્રય એ મને સ્વર્ગજ મળ્યું છે. કેમકે—

संसारविषवृक्षस्य द्वे एव रसवत्फले ।
काव्यामृतरसास्वादः संगमः सुजनैः सह ॥ १८६ ॥

સંસારરૂપ વિષવૃક્ષના રસભર્યાં ફળ બે છે. એક કાવ્યરૂપી અમૃત રસનો આસ્વાદ અને સજ્જન સાથે સંગતિ. ૧૮૬.

मन्थर उवाच— મંથર કહેછે—

'अर्थाः पादरजोपमा गिरिनदीवेगोपमं यौवनं
आयुष्यं जललोलबिन्दुचपलं फेनोपमं जीवितम् ।
धर्मं यो न करोति निन्दितमतिः स्वर्गार्गलोद्घाटनं
पश्चात्तापयुतो जरापरिगतः शोकाग्निना दह्यते ॥१८७॥

પગની રજ જેવું દ્રવ્ય, વહેલાના વેગ જેવી જુવાની, પાણીના ચંચળ બિંદુ જેવું ચપલ આયુષ્ય, અને ફીણ જેવું જીવિત; એમ છતાં, જે નિંદિત મતિ; સ્વર્ગનું દ્વાર ઉઘાડનાર ધર્મ કરતો નથી, તે ઘડપણ આવતાં પશ્ચાત્તાપયુક્ત થઈ શોકરૂપ અગ્નિથી બળી મરે છે. ૧૮૭.

युष्माभिरतिसंचयः कृतः । तस्यायं दोषः । शृणु ।

તમે અતિ સંચય કીધો, તેનું એ પરિણામ છે. સાંભળો—

उपार्जितानां वित्तानां त्याग एव हि रक्षणम् ।
तडागोदरसंस्थानां परीवाह इवाम्भसाम् ॥ १८८ ॥

જેમ તલાવમાં ભરેલા પાણીની નેહેર એ તેનું રક્ષણ છે, તેમ મેળવેલા ધનનું દાન દેવું એ તેનું રક્ષણ છે. ૧૮૮.

अन्यच्च । અને વળી,

यदधोऽधः क्षितौ वित्तं निचखान मितंपचः ।
तदधोनिलयं गन्तुं चक्रे पन्थानमग्रतः ॥ १८९ ॥

પેટ બાળનારો, કંજુસ, જેમ જેમ ભોંયમાં ખોદીને દ્રવ્ય દાટી મૂકતો જાય છે, તેમ તેમ તે દ્રવ્ય નાશ થવા માટે નીચે નીચે ઉતરવાનો રસ્તો કરે છે. ૧૮૯.

अन्यच्च । અને

निजसौख्यं निरुन्धानो यो धनार्जनमिच्छति ।
परार्थभारवाहीव क्लेशस्यैव हि भाजनम् ॥ १९० ॥

જે પોતાનો સુખ ભોગ બંધ કરી, દ્રવ્ય સાંચવાની ઈચ્છા કરે છે તે, બીજાને માટે ધનનો ભારવાહક; માત્ર પરિશ્રમનોજ ભાગી છે. ૧૯૦.

अपरं च । અને વળી,

दानोपभोगहीनेन धनेन धनिनो यदि ।
भवामः किं न तेनैव धनेन धनिनो वयम् ॥ १९१ ॥

દાન અને ઉપભોગ કીધા વિના, કેવલ દ્રવ્ય સંચયથીજ જો શ્રીમાન્ ધનિક છે, તો તેજ ધનથી આપણે પણ કેમ ધનવાન્ ન થઇએ? ૧૯૧.

अन्यच्च । અને—

असंभोगेन सामान्यं कृपणस्य धनं परैः ।
अस्येदमिति संबन्धो हानौ दुःखेन गम्यते ॥ १९२ ॥

ઉપભોગ કીધા વિનાના કંજુસનો ધન સાથેનો સંબંધ; દ્રવ્ય નાશ થયા પછી, તેણે કરેલા શોકપરથી બીજો જાણી શકે છે. ૧૯૨.

दानं प्रियवाक्सहितं ज्ञानमगर्वं क्षमान्वितं शौर्यम् ।
वित्तं त्यागनियुक्तं दुर्लभमेतच्चतुष्टयं लोके ॥ १९३ ॥

મધુર ભાષણપૂર્વક દાન, ગર્વવિના જ્ઞાન, ક્ષમાસહિત પરાક્રમ, ત્યાગસહિત દ્રવ્ય, એ ચાર વસ્તુ આ લોકમાં દુર્લભ છે. ૧૯૩.

**उक्तं च ।** કહ્યું છે કે—

**कर्तव्यः संचयो नित्यं कर्तव्यो नातिसंचयः ।**
**पश्य संचयशीलोऽसौ धनुषा जम्बुको हतः' ॥१९४॥**

**દુહો.**

સંચય કરવો નિત્ય પણ, અતિશયમાં નહિ માલ;
અતિસંચયકૃત ધનુષથી, પામ્યો મોત શિયાળ. ૧૯૪.

**तावाहतुः—'कथमेतत् ।' मन्थरः कथयति—**

તે બેઉએ કહ્યું, 'એ કેમ બન્યું.' મંથર કહે છે.

---

कथा ५ पंचमी । अति कृपण जंबूकस्य ॥

વાર્તા ૫ મી. પરમ કંજુસ શિયાળની.

**आसीत्कल्याणकटकवास्तव्यो भैरवो नाम व्याधः । स चैकदा मृगमन्विष्यमाणो विन्ध्याटवीं गतवान् । ततस्तेन व्यापादितं मृगमादाय गच्छता घोराकृतिः शूकरो दृष्टः । तेन व्याधेन मृगं भूमौ निधाय शूकरः शरेणाहतः । शूकरेणापि घनघोरगर्जनं कृत्वा स व्याधो मुष्कदेशे हतः संछिन्नद्रुम इव भूमौ निपपात । यतः ।**

કલ્યાણ કટકમાં રહેનાર એક ભૈરવ નામનો પારાધિ હતો. તે કોઇએક સમયે મૃગનો શોધ કરતાં કરતાં વિંધ્યાટવીમાં જઈ ચઢયો. પછી તેણે તે મૃગને મારીને લઈ જતાં, રસ્તામાં ભયંકર રૂપવાળો એક ડુક્કર દીઠો. પછી તે પારાધિએ મૃગને ભોંયપર મૂકી બાણથી ડુક્કરપર પ્રહાર કીધો. પછી ડુક્કરે પણ મોટી ભયંકર ગર્જના કરી, તે પારાધિ-

ના અંડકોશમાં પ્રહાર કર્યો. ત્યારે ઝાટકાથી કાપેલા વૃક્ષની પેઠે તે ધબ લઈ ભોંયપર પડ્યો.

**जलमग्निर्विषं शस्त्रं क्षुद्व्याधिः पतनं गिरेः ।**
**निमित्तं किंचिदासाद्य देही प्राणैर्विमुच्यते ॥ १९५ ॥**

જળ, અગ્નિ, વિષ, શસ્ત્ર, ભૂખનો વ્યાધિ, પર્વતપરથી નીચે પડવું એ પૈકી કંઈ પણ નિમિત્તથી પ્રાણી પ્રાણ છોડે છે. ૧૯૫.

**अथ तयोः पादास्फालनेन सर्पोऽपि मृतः । अथानन्तरं दीर्घरावो नाम जम्बुकः परिभ्रमन्नाहारार्थी तान्मृतान्मृगव्याधसर्पशूकरानपश्यत् । अचिन्तयच्च- 'अहो, अद्य महद्भोज्यं मे समुपस्थितम् । अथवा ।**

પછી તે એના પગના પછાડાથી એક સર્પ પણ ત્યાં છુંદાઈ ગયો. પછી દીર્ઘરાવ નામના એક શિયાળે ખોરાક ખોળતાં ખોળતાં, તે મરેલા મૃગ, પારાધિ, ડુક્કર અને સર્પને દીઠાં. અને વિચાર કરવા લાગ્યો. અહો! આજ મને ઘણો મોટો ભક્ષ મળ્યો છે. અથવા—

**अचिन्तितानि दुःखानि यथैवायान्ति देहिनाम् ।**
**सुखान्यपि तथा मन्ये दैवमत्रातिरिच्यते ॥ १९६ ॥**

ચિંતવન કીધાવિના પ્રાણીને જેમ દુઃખ આવે છે, તેમજ સુખ પણ ઓચિંતું આવી મળે છે, એમ હું માનુંછું. કેમકે એમાં દૈવ બલવાન્ છે. ૧૯૬.

**तद्भवतु । एषां मांसैर्मासत्रयं मे सुखेन गमिष्यति ।**

તેમ હશે. આનું માંસ મને ત્રણ મહિના સૂધી સુખથી ખાવામાં પૂરૂં પડશે.

**मासमेकं नरो याति द्वौ मासौ मृगशूकरौ ।**
**अहिरेकं दिनं याति अद्य भक्ष्यो धनुर्गुणः ॥१९७॥**

મૃત મનુષ્ય એક મહિનો ચાલે છે, અને કુક્કર તથા મૃગ મળીને બે મહિના; અને સર્પ એક દહાડો ચાલશે, પણ હમણા પહેલાં ધનુષ્યની દોરી ખાઉં. ૧૯૭.

ततः प्रथमबुभुक्षायामिदं निःस्वादु कोदण्डलग्नं स्नायुबन्धनं खादामि।' इत्युक्त्वा तथा कृते सति छिन्ने स्नायुबन्धन उत्पतितेन धनुषा हृदि निर्भिन्नः स दीर्घरावः पञ्चत्वं गतः। अतोऽहं ब्रवीमि—'कर्तव्यः संचयो नित्यम्' इत्यादि॥

પછી પહેલી ભૂખમાં જેમાં કંઈ પણ સ્વાદ નથી, એવી આ ધનુષ્યને બાંધેલી આંતરડાની દોરી ખાઉં છું, એમ કહીને, તેમ કરવા જતાં સ્નાયુનું બંધન તૂટતાં, ધનુષ્ય ઊંચે ઉડી તેની ટોંચ છાતીમાં લાગતા, છાતી ફાટી મરણ પામ્યો. માટે હું કહું છું કે—

દુહો.

સંચય કરવો નિત્ય પણ, અતિશયમાં નહિ માલ;
અતિસંચયકૃત ધનુષથી, પામ્યો મોત શિયાળ.

तथा च। તેમજ—

यद्ददाति यदश्नाति तदेव धनिनो धनम्।
अन्ये मृतस्य क्रीडन्ति दारैरपि धनैरपि॥१९८॥

જે કંઈ આપે છે, જે કંઈ ખાય છે, તેજ ધનવાનનું ધન સમજવું. મૂઆ પછી તો તેનું દ્રવ્ય અને તેની સ્ત્રી પણ બીજા ભોગવે છે. ૧૯૮.

किं च। કેમકે—

यद्ददासि विशिष्टेभ्यो यच्चाश्नासि दिने दिने।
तत्ते वित्तमहं मन्ये शेषं कस्यापि रक्षसि॥१९९॥

તું દરરોજ વિશિષ્ટ (સદાચારી)ને જે આપેછે, અને જે પોતે ભોગવે છે, તેજ તારૂં દ્રવ્ય છે એમ હું માનું છું. બાકીનું કોને માટે સાચવે છે? ૧૯૯.

यातु । किमिदानीमतिक्रान्तोपवर्णनेन । यतः ।

જવા દ્યો. જેનું આપણને કામ નથી, એં વર્ણનથી શો લાભ? કેમકે—

नाप्राप्यमभिवाञ्छन्ति नष्टं नेच्छन्ति शोचितुम् ।
आपत्स्वपि न मुह्यन्ति नराः पण्डितबुद्धयः ॥ २०० ॥

નિશ્ચયાત્મક બુદ્ધિવાળા મનુષ્ય, જે ન મળવા જેવું હોય તેની ઇચ્છા કરતા નથી, અને જે નષ્ટ થયું તેનો શોક કરતા નથી. વિપત્તિમાં પણ મોહ પામતા નથી. ૨૦૦.

तत्सखे, सर्वदा त्वया सोत्साहेन भवितव्यम् । यतः ।

માટે હે મિત્ર! તું નિરંતર ઉત્સાહયુક્ત રહે. કેમકે—

शास्त्राण्यधीत्यापि भवन्ति मूर्खा
यस्तु क्रियावान्पुरुषः स विद्वान् ।
सुचिन्तितं चौषधमातुराणां
न नाममात्रेण करोत्यरोगम् ॥ २०१ ॥

શાસ્ત્ર ભણ્યા છતાં પણ મૂર્ખ બને છે, જે ક્રિયાવાન્ તેજ વિદ્વાન જાણવો. ફક્ત ઔષધનું નામ કીર્તન કરવાથી રોગી મનુષ્યનો રોગ મટતો નથી. ૨૦૧

अन्यच्च । અને,

न स्वल्पमप्यध्यवसायभीरोः
करोति विज्ञानविधिर्गुणं हि ।
अन्धस्य किं हस्ततलस्थितोऽपि
प्रकाशयत्यर्थमिह प्रदीपः ॥ २०२ ॥

ઉદ્યોગ કરવામાં જે બીકણુ છે, તેના જ્ઞાનથી પણ કંઈ ફાયદો થતો નથી; આંધળાના હાથમાં રાખેલો દીવો હોય, પણ તેને પોતાને વસ્તુ જોવાને ઉપયોગી થાય કે? ૨૦૨.

**तदत्र सखे, दशाविशेषे शान्तिः करणीया । इतदप्यतिकष्टं त्वया न मन्तव्यम् । यतः ।**

માટે હે મિત્ર! આપણે દુઃખ આવી પડતાં શાંતિ રાખવી. તું એને અતિશય કષ્ટ ગણીશ મા. કેમકે–

**राजा कुलवधूर्विप्रा मन्त्रिणश्च पयोधराः ।**
**स्थानभ्रष्टा न शोभन्ते दन्ताः केशा नखा नराः ॥२०३॥**

રાજા, કુલીન સ્ત્રી, બ્રાહ્મણ, મંત્રી, અને પયોધર (સ્તન), દંત, કેશ, નખ, અને મનુષ્ય પોતપોતાનાં સ્થાનથી ભ્રષ્ટ થતાં શોભતાં નથી. ૨૦૩.

**इति विज्ञाय मतिमान्स्वस्थानं न परित्यजेत् । कापुरुषवचनमेतत् । यतः ।**

એમ વિચારી, બુદ્ધિમાન માણસે પોતાનું સ્થાન છોડવું નહિ. સ્થાન ન છોડવું એ કાયર કુત્સિત મનુષ્યનું વચન છે. કેમકે—

**स्थानमुत्सृज्य गच्छन्ति सिंहाः सत्पुरुषा गजाः ।**
**तत्रैव निधनं यान्ति काकाः कापुरुषा मृगाः ॥२०४॥**

સિંહ, સત્પુરુષ, હાથી, સ્થાન છોડીને જાય છે. કાગડા, કાયર અને મૃગ જ્યાંના ત્યાંજ નાશ પામે છે. ૨૦૪.

**को वीरस्य मनस्विनः स्वविषयः को वा विदेशस्तथा**
**यं देशं श्रयते तमेव कुरुते बाहुप्रतापार्जितम् ।**
**यद्दंष्ट्रानखलांगुलप्रहरणः सिंहो वनं गाहते**
**तस्मिन्नेव हतद्विपेन्द्ररुधिरैस्तृष्णां छिनत्त्यात्मनः ॥२०५॥**

વીર અને માની પુરુષોને, સ્વદેશ કયો અને પરદેશ કયો? જે દેશમાં તે જાય તે દેશને પોતાના બાહુબળથી તે તાબે કરે છે. જુઓ. નખ, દાઢ અને પૂછડું એજ જેનાં આયુધ છે, એવો સિંહ જે વનમાં ફરે છે, તેજ વનમાં મદોન્મત્ત હાથીના લોહીથી પોતાની તરસ છીપાડે છે. ૨૦૫.

**अपरं च ।** અને વળી,

**निपानमिव मण्डूकाः सरः पूर्णमिवाण्डजाः ।**
**सोद्योगं नरमायान्ति विवशाः सर्वसंपदः ॥ २०६ ॥**

જે પ્રમાણે દેડકો ખાબોચીઆંમાં, અને અંડજ (પંખી) ભરેલા સરોવર ભણી જાય છે: તેમ સર્વ સંપત્તિ પરાધીન થઇને ઉદ્યોગી પુરુષને મળે છે. ૨૦૬.

**अन्यच्च ।** અને વળી,

**सुखमापतितं सेव्यं दुःखमापतितं तथा ।**
**चक्रवत्परिवर्तन्ते दुःखानि च सुखानि च ॥ २०७ ॥**

સુખ મળે તે ભોગવવું, તેમજ દુઃખ આવે તે પણ ભોગવવું. ચક્રની પેઠે સુખ દુઃખ ફર્યા કરે છે. ૨૦૭.

**अन्यच्च ।** અને વળી,

**उत्साहसंपन्नमदीर्घसूत्रं**
**क्रियाविधिज्ञं व्यसनेष्वसक्तम् ।**
**शूरं कृतज्ञं दृढसौहृदं च**
**लक्ष्मीः स्वयं याति निवासहेतोः ॥ २०८ ॥**

જેને ઉત્સાહ છે, અને જે આળસુ નથી, જે ક્રિયાવિધિ જાણનાર છે, જે વ્યસનમાં આસક્ત ન-

થી, શૂર છે, કૃતજ્ઞ છે, અને દૃઢ મિત્રતા કરનાર છે. એવા પાસે લક્ષ્મી પંડે રહેવાને આવેછે. ૨૦૮.

**विशेषतश्च ।** ઘણું કરીને,

**तिनाप्यर्थैर्वीरः स्पृशति बहुमानोन्नतिपदं**
**समायुक्तोऽप्यर्थैः परिभवपदं याति कृपणः ।**
**स्वभावादुद्भूतां गुणसमुदयावाप्तिविषयां**
**द्युतिं सैंहीं किं श्वा धृतकनकमालोऽपि लभते ॥२०९॥**

વીર પુરુષ પૈસો ન હોય તોપણ બહુમાનવાળું સ્થાન મેળવી શકે છે, કૃપણ ઘણા પૈસાવાળો હોય તોપણ તિરસ્કારનું પાત્ર થાય છે. જેના ગળામાં સોનાની સાંકળ છે એવો કૂતરો, શું સ્વભાવથી મળેલી, અને જેમાં શૌર્ય વગેરે ગુણોની શક્તિ છે એવી સિંહની કાંતિને પામે ખરો કે? ૨૦૯.

**धनवानिति हि मदो मे किं गतविभवो विषादमुपयामि ।**
**करनिहतकन्दुकसमाः पातोत्पाता मनुष्याणाम् ॥२१०॥**

હું ધનવાન્ હતો, એવો મને ગર્વ હતો. હવે પૈસો જતાં હું શા માટે શોક કરૂં? કેમકે મનુષ્યની ચઢતી અને પડતી હાથમાં ઉછળતા દડાની જેવી છે. ૨૧૦.

**अपरं च ।** અને વળી,

**अभ्रच्छाया खलप्रीतिर्नवसस्यानि योषितः ।**
**किंचित्कालोपभोग्यानि यौवनानि धनानि च ॥२११॥**

મેઘની છાયા, દુષ્ટની પ્રીતિ, નવું ધાન્ય, સ્ત્રીઓ, જુવાની, અને ધન એ કેટલોક વખત ઉપભોગ કરવા યોગ્ય હોય છે. ૨૧૧.

**वृत्त्यर्थं नातिचेष्टेत सा हि धात्रैव निर्मिता ।**
**गर्भादुत्पतिते जन्तौ मातुः प्रस्रवतः स्तनौ ॥२१२॥**

ઉપજીવિકા માટે અતિ કષ્ટ કરવું નહિ. કેમકે તે જીવિકા તો બ્રહ્મદેવેજ નિર્માણ કરી રાખી છે. જુઓ, ગર્ભમાંથી બાળક બહાર પડતાંજ તેની માના સ્તનમાંથી દૂધ નીકળવા માંડેછે. ૨૧૨.

**अपि च सखे,** વળી પણ, હે મિત્ર!

**येन शुक्लीकृता हंसा शुकाश्च हरितीकृताः ।**
**मयूराश्चित्रिता येन स ते वृत्तिं विधास्यति ॥२१३॥**

જેણે હંસ ધોળા કર્યા, જેણે પોપટ લીલા કીધા, જેણે મોર ચિત્રવિચિત્ર કર્યા, તે પરમેશ્વર તને ખોરાક આપશે. ૨૧૩.

**अपरं च । सतां रहस्यं शृणु मित्र ।**

અને, હે મિત્ર! સત્પુરુષોનું રહસ્ય સાંભળ.

**अनयन्त्यर्जने दुःखं तापयन्ति विपत्तिषु ।**
**मोहयन्ति च संपत्तौ कथमर्थाः सुखावहाः ॥२१४॥**

પૈસો મેળવતાં દુઃખ પડે છે, જતાં સંતાપ થાય છે, અને પાસે હોય ત્યારે મોહિત કરે છે. ત્યારે પૈસો સુખકર કેમ? ૨૧૪.

**अपरं च ।** અને વળી,

**धर्मार्थं यस्य वित्तेहा वरं तस्य निरीहता ।**
**प्रक्षालनाद्धि पङ्कस्य दूरादस्पर्शनं वरम् ॥ २१५ ॥**

કાદવમાં પગ બોળીને ધોઈ નાખવો, તે કરતાં ન બોળવો તે ઉત્તમ, તેમજ ધર્મ માટે પૈસાની ઇચ્છા કરવી, તે કરતાં નિસ્પૃહતા ઉત્તમ. ૨૧૫.

**यतः ।** કેમકે—

**यथा ह्यामिषमाकाशे पक्षिभिः श्वापदैर्भुवि ।**
**भक्ष्यते सलिले नक्रैस्तथा सर्वत्र वित्तवान् ॥२१६॥**

જેમ પંખી આકાશમાં માંસ ખાય છે, શ્વાપદો પૃથ્વીપર માંસ ખાય છે, નક્ર પાણીમાં માંસ ખાય છે, તેમ સર્વ ઠેકાણે પૈસાદારનો પૈસો બીજા ખાય છે. ૨૧૬.

**राजतः सलिलादग्नेश्चोरतः स्वजनादपि ।**
**भयमर्थवतां नित्यं मृत्योः प्राणभृतामिव ॥ २१७ ॥**

મનુષ્યને મરણનો જેવો ભય છે, તેવો ધનવાનને રાજા તરફથી, પાણીથી, અગ્નિથી, ચોરથી, અને સ્વજન તરફથી પણ ભય હોય છે. ૨૧૭.

**तथा हि ।** તેજ કહુંછું.

**जन्मनि क्लेशबहुले किं नु दुःखमतः परम् ।**
**इच्छा संपद्यतो नास्ति यच्चेच्छा न निवर्तते ॥२१८॥**

ક્લેશથી ભરેલા જન્મમાં આથી બીજું મોટું દુઃખ તે કયું? કેમકે ઇચ્છા પ્રમાણે મળતું નથી, અને ઇચ્છા તો નિવૃત્ત થતી નથી. ૨૧૮.

**अन्यच्च भ्रातः, शृणु ।** અને હે ભાઇ! સાંભળ.

**धनं तावदसुलभं लब्धं कृच्छ्रेण रक्ष्यते ।**
**लब्धनाशो यथा मृत्युस्तस्मादेतन्न चिन्तयेत् ॥२१९॥**

ધન મળવું એ દુર્લભ છે. મળ્યા પછી કષ્ટથી રક્ષણ થાય છે. મળેલાનો નાશ એ મોત સમાન છે. માટે તેની ઘણી ચિંતા ન કરવી. ૨૧૯.

**तृष्णां चेह परित्यज्य को दरिद्रः क ईश्वरः ।**
**तस्याश्चेत्प्रसरो दत्तो दास्यं च शिरसि स्थितम् ॥२२०॥**

તૃષ્ણા તજી દેતાં, કોણ શ્રીમંત અને કોણ દરિદ્ર? તે તૃષ્ણાને આપણે આવકાર આપીએ, તો તે આપણે માથે ચઢી બેસે છે. ૨૨૦.

**अपरं च ।** અને વળી,

**यद्यदेव हि वाञ्छेत ततो वाञ्छा प्रवर्तते ।**
**प्राप्त एवार्थतः सोऽर्थो यतो वाञ्छा निवर्तते ॥२२१॥**

જેમ જેમ આપણે ઇચ્છા કરીએ છીએ તેમ તેમ ઇચ્છા વધતી જાય છે. માટે જેથી વાંછાં નિવૃત્ત થાય, તે વસ્તુ ખરેખર આપણને મળેલીજ સમજવી. ૨૨૧.

**किं बहुना मम पक्षपातेन । मयैव सहात्र कालो नीयताम् । यतः ।**

હું મારા તરફથી વધારે શું કહું. હવે મારી સાથેજ તમે અહીં સુખે દિવસ નિર્ગમન કરો. કેમકે—

**आमरणान्ताः प्रणयाः कोपास्तत्क्षणभंगुराः ।**
**परित्यागाश्च निःसङ्गा भवन्ति हि महात्मनाम् ॥२२२॥**

મહાત્માની પ્રીતિ મરણ પર્યંત હોય છે, અને તેનો કોપ ક્ષણભંગુર હોય છે, અને પરિત્યાગ (દાન) નિષ્કામ હોય છે. ૨૨૨.

**इति श्रुत्वा लघुपतनको ब्रूते—'धन्योऽसि मन्थर, सर्वथा श्लाघ्यगुणोऽसि । यतः ।**

એ સાંભળીને લઘુપત્તનક બોલે છે 'હે મંથર! તું ધન્ય છે. તારા ગુણ સ્તુત્ય છે, કેમકે-

**सन्त एव सतां नित्यमापदुद्धरणक्षमाः ।**
**गजानां पङ्कमग्नानां गजा एव धुरंधराः ॥ २२३ ॥**

નિરંતર સત્પુરુષની આપત્તિ દૂર કરવા સત્પુરુષજ સમર્થ છે, કેમકે કાદવમાં દટાયલા હાથીઓને કાઢવાને હાથીઓજ સમર્થ હોય છે. ૨૨૩.

श्लाघ्यः स एको भुवि मानवानां
स उत्तमः सत्पुरुषः स धन्यः ।
यस्यार्थिनो वा शरणागता वा
नाशाभिभङ्गाविमुखाः प्रयान्ति ॥ २२४ ॥

લોકોમાં એકાદ એવો ધન્ય અને સ્તુત્ય સત્પુરુષ હોય છે કે જેની પાસે આવેલો યાચક અને શરણાગત આશાભંગ થઈ પાછો ફરતો નથી. ૨૨૪.

तत्रैवं ते स्वेच्छाहारविहारं कुर्वाणाः संतुष्टाः सुखं निवसन्ति' ।

એવી રીતે યથેચ્છ આહાર વિહાર કરનારા તે સર્વ સંતુષ્ટ મનથી સુખમાં રહેતા.

अथ कदाचिच्चित्राङ्गनामा मृगः केनापि त्रासितस्तत्रागत्य मिलितः । ततः पश्चादायान्तं मृगमवलोक्य भयं संचिन्त्य मन्थरो जलं प्रविष्टः । मूषिकश्च विवरं गतः । काकोऽप्युड्डीय वृक्षमारूढः । ततो लघुपतनकेन सुदूरं निरूप्य भयहेतुर्न कोऽप्यायातीत्यालोचितम् । पश्चात्तद्वचनादागत्य पुनः सर्वे मिलित्वा तत्रैवोपविष्टाः । मन्थरेणोक्तम्—'भद्रम् । मृग, स्वागतम् । स्वेच्छयोदकाद्याहारोऽनुभूयताम् । अत्रावस्थानेन वनमिदं सनाथीक्रियताम् ।' चित्राङ्गो ब्रूते—'लुब्धकत्रासितोऽहं भवतां शरणमागतः । भवद्भिः सह सख्यमिच्छामि ।' हिरण्यकोऽवदत्—'मित्रत्वं तावदस्माभिः सह भवतायत्नेन मिलितम् । यतः ।

પછી કોઇએક દિવસે કોઈ તરફથી ત્રાસ પામેલો ચિત્રાંગ નામનો મૃગ ત્યાં આવી ચઢયો. ત્યાર પછી આવેલા મૃગને જોઇને કંઈ ભય છે એમ વિચારી મંથર પાણીમાં પેઠો. ઉંદર દરમાં ભરાયો,

કાગડો ઉડીને ઝાડપર બેઠો, પછી દૂરથી સૂક્ષ્મ નજરે જોઇને લઘુપત્તનકે વિચાર કર્યો કે કંઈ ભયકારક નથી. પછી તેના કહેવાથી સર્વ પાછા એકઠા થઇને ત્યાં બેઠા. મંથરે કહ્યું—'સારી પેઠે છોની? અહીંઆ સુખે બેસો. ઇચ્છા પ્રમાણે ખાનપાનનો ઉપભોગ કર્યો. અહીં રહીને અમારૂં વન સનાથ કરો.' (શોભા આપો). ચિત્રાંગ (મૃગ) કહેછે, 'પારાધિથી ત્રાસ પામેલો હું તમારે શરણ આવ્યો છું. તો, તમારી સાથે મિત્રાઈ કરવાની ઇચ્છા રાખુંછું.' હિરણ્યકે કહ્યું—'અમારી સાથે તારી મિત્રાઈ બહુ મહેનતથી થઈ છે, કેમકે—

औरसं कृतसंबन्धं तथा वंशक्रमागतम् ।
रक्षितं व्यसनेभ्यश्च मित्रं ज्ञेयं चतुर्विधम् ॥ २२५ ॥

૧ ઔરસ (પ્રજા), ૨ કૃતસંબંધ (જેની સાથે વિવાહ વગેરેનો સંબંધ થયો છે એવા), વંશક્રમાગતં એટલે વંશપરંપરાથી ચાલતા આવેલા અને ૪ વ્યસન (સંકટ)થી રક્ષણ કરેલા, એવા ચાર પ્રકારના મિત્ર જાણવા. ૨૨૫.

तदत्र भवता स्वगृहानिर्विशेषं स्थीयताम् ।' तच्छ्रुत्वा मृगः सानन्दो भूत्वा स्वेच्छाहारं कृत्वा पानीयं पीत्वा जलासन्नतरुच्छायायामुपविष्टः । अथ मन्थरेणोक्तम्—'सखे मृग, एतस्मिन्निर्जने वने केन त्रासितोऽसि । कदाचित्किं व्याधाः संचरन्ति ।' मृगेणोक्तम्—'अस्ति कलिङ्गविषये रुक्माङ्गदो नाम नरपतिः । स च दिग्विजयव्यापारक्रमेणागत्य चन्द्रभागानदीतीरे समावासितकटको वर्तते । प्रातश्च तेनात्रागत्य कर्पूरसरःसमीपे भवितव्यमिति व्याधानां

मुखात्किंवदन्ती श्रूयते । तदत्रापि प्रातरवस्थानं भय-हेतुकमित्यालोच्य यथावसरकार्यमारभ्यताम् ।' तच्छ्रुत्वा कूर्मः सभयमाह—'जलाशयान्तरं गच्छामि ।' काकमृगावप्युक्तवन्तौ—'एवमस्तु ।' ततो हिरण्यको विहस्याह—'जलाशयान्तरे प्राप्ते मन्थरस्य कुशलम् । स्थले गच्छतः कः प्रतीकारः । यतः ।

ત્યારે અત્રે તમે પોતાનું ઘર સમજીને રહો. તે સાંભળી મૃગ આનંદિત થઇને યથેચ્છ આહાર કરી, પાણી પીને, જળની પાસેના વૃક્ષની છાયા તળે બેઠો. પછી મંથર બોલ્યો, 'હે મિત્ર મૃગ! આ નિર્જન વનમાં તને કોણે ત્રાસ આપ્યો. કોઇવાર પારાધિ અત્રે ફરે છે કે?' મૃગ બોલ્યો—'કલિંગ દેશમાં રૂકમાંગદ નામનો રાજા છે. તે દિગ્વિજય કરવાના ઉદ્દેશથી અહીં આવી ચંદ્રભાગા નદીને તીરે સૈન્યનો પડાવ નાંખી રહ્યો છે. તે અહીં કર્પૂર સરોવર પાસે પ્રાતઃકાળે આવશે, એમ મેં પારાધિને મુખે સાંભળ્યું છે. માટે સવારે અહીં રહેવું એ ભયકારક છે. એમ જોઇને યથાયોગ્ય કાળે કામ કરવું.' તે સાંભળીને કાચબો ભયથી બોલ્યો, 'બીજા તલાવમાં જાઉં.' કાગડો અને મૃગ બોલ્યા—'ઠીક છે.' પછી હિરણ્યક હસીને બોલ્યો—'બીજા તલાવમાં જવાથી મંથર (કાચબા)ને તો ઠીક છે. પરંતુ સ્થળચર જે આપણે તેનું કેમ થશે? કેમકે—

अम्भांसि जलजन्तूनां दुर्गं दुर्गनिवासिनाम् ।
स्वभूमिः श्वापदादीनां राज्ञां मन्त्री परं बलम् ॥२२६॥

જેને કિલ્લામાં રહેવાની ઇચ્છા છે એવા જળજંતુને પાણી એજ કિલ્લો; શ્વાપદોને પોતાનું સ્થા-

ન એ કિલ્લો, અને રાજાને ઉત્તમ પ્રધાન એ મોટું બલ છે. ૨૨૬.

सखे लघुपतनक, अनेनोपदेशेन तथा भवितव्यं

સખા લઘુપત્તનક! આ તારા ઉપદેશથી તેવા થવું પડશે.

उपायेन हि यच्छक्यं न तच्छक्यं पराक्रमैः ।
शृगालेन हतो हस्ती गच्छता पङ्कवर्त्मना ॥ २२७ ॥

યુક્તિથી જે શકય છે, તે સામર્થ્યથી શકય નથી. જુઓ, કાદવવાળે રસ્તે જતા એક શિયાળે હાથીને માર્યો. ૨૨૭.

मंथरः पृच्छति—'कथमेतत् ।' हिरण्यकः कथयति—

મંથર પૂછેછે, 'એ કેમ બન્યું.' હિરણ્યક કહેછે.



कथा ६ षष्ठी । हस्ति जंबूकयोः ॥

વાર્તા ૬ ઠ્ઠી હાથી અને શિયાળની.

अस्ति ब्रह्मारण्ये कर्पूरतिलको नाम हस्ती । तमवलोक्य सर्वे शृगालाश्चिन्तयन्ति स्म—'यद्ययं केनाप्युपायेन म्रियते तदास्माकमेतद्देहेन मासचतुष्टयस्य भोजनं भविष्यति ।' तत्रैकेन वृद्धशृगालेन प्रतिज्ञातम्—'मया बुद्धिप्रभावादस्य मरणं साधयितव्यम् ।' अनन्तरं स वञ्चकः कर्पूरतिलकसमीपं गत्वा साष्टाङ्गपातं प्रणम्योवाच—'देव, दृष्टिप्रसादं कुरु ।' हस्ती ब्रूते—'कस्त्वम् । कुतः समायातः ।' सोऽवदत्—'जम्बुकोऽहम् । सर्वैर्वनवासिभिः पशुभिर्मिलित्वा भवत्सकाशं प्रस्थापितः । यद्विना राज्ञावस्थातुं न युक्तं

तदत्राटवीराज्येऽभिषेक्तुं भवान्सर्वस्वामिगुणोपेतो नि-
रूपितः । यतः ।

બ્રહ્મારણ્યમાં કર્પૂરતિલક નામનો હાથી હતો, તેને જોઇને સર્વ શિયાળ ચિંતા કરવા લાગ્યા. જો કંઈ પણ યુક્તિથી આ મરે તો, એના આ મોટા દેહથી અમને ચાર માસનું ભોજન મળશે. ત્યારે એક ઘરડા શિયાળે પ્રતિજ્ઞા કરી કે હું બુદ્ધિબળે એનું મોત સિદ્ધ કરી આપીશ. પછી તે લુચ્ચો (શિયાળ) કર્પૂરતિલક (હાથી) પાસે જઇને, સાષ્ટાંગ નમસ્કાર કરીને બોલ્યો, 'દેવ! આપ મારાપર કૃપાદૃષ્ટિ કરો.' હાથી બોલ્યો—'તું કોણ, કયાંથી આવ્યો?' તેણે કહ્યું—'હું શિયાળ છું. સર્વ વનપશુએ મળીને મને આપની પાસે મોકલ્યો છે. કેમકે, રાજાવિના રહેવું યોગ્ય નથી. અને તમો સર્વ પ્રકારના સ્વામી ગુણોથી યુક્ત છો, માટે આ અરણ્યના રાજ ઉપર આપનો અભિષેક કરવો, એમ ઠર્યું છે. કેમકે—

यः कुलाभिजनाचारैरतिशुद्धः प्रतापवान् ।
धार्मिको नीतिकुशलः स स्वामी युज्यते भुवि ॥२२८॥

જે કુલ, વતન, અને આચાર એથી શુદ્ધ, પરાક્રમી, ધાર્મિક, નીતિકુશળ, એવો હોય તે રાજા પૃથ્વીપર યોગ્ય ગણાય. ૨૨૮.

अपरं च पश्य । વળી, જુઓ—

राजानं प्रथमं विन्देत्ततो भार्यां ततो धनम् ।
राजन्यसति लोकेऽस्मिन्कुतो भार्या कुतो धनम् ॥२२९॥

રાજા હોવો એ પ્રથમ આવશ્યક, પછી સ્ત્રી અને પછી ધન આવશ્યક છે. કેમકે રાજા ન હોય તો આ લોકમાં ભાર્યા અને ધન કેમ સચવાય? ૨૨૯.

**अन्यच्च ।** અને વળી,

**पर्जन्य इव भूतानामाधारः पृथिवीपतिः ।**
**विकलेऽपि हि पर्जन्ये जीव्यते न तु भूपतौ ॥२३०॥**

વર્ષાદની પેઠે, રાજા સર્વ પ્રાણીનો આધાર છે, પર્જન્ય કાળે વર્ષાદ ન વર્ષે તોપણ કદાપિ મનુષ્ય જીવી શકે; પરંતુ રાજા ક્રોધી થાય, ત્યારે જીવવું દુર્લભ બને છે. ૨૩૦.

**नियतविषयवर्ती प्रायशो दण्डयोगा-**
**ज्जगति परवशेऽस्मिन्दुर्लभः साधुवृत्तः ।**
**कृशमपि विकलं वा व्याधितं वा धनं वा**
**पतिमपि कुलनारी दण्डभीत्याभ्युपैति ॥२३१॥**

ઘણું કરીને રાજદંડની ભીતિથી, લોકો નિયમિત વિષય ભોગવે છે. આ પરવશ જગતમાં સાધુ આચરણવાળા માણસો ઘણા વિરલ. ઘણું શું કહું. કુલીન સ્ત્રી પણ, કૃશ (દુર્બળ), વિકલ (ઘેલો), રોગીષ્ટ અને નિર્ધન એવા પતિની પાસે દંડભીતિથીજ રહે છે. ૨૩૧.

**तद्यथा लग्नवेला न विचलति तथा कृत्वा सत्वरमागम्यतां देवेन ।' इत्युक्त्वोत्थाय चलितः । ततोऽसौ राज्यलोभाकृष्टः कर्पूरतिलकः शृगालवर्त्मना धावन्महापङ्के निमग्नः । ततस्तेन हस्तिनोक्तम्—'सखे शृगाल, किमधुना विधेयम् । पङ्के निपतितोऽहं म्रिये । परावृत्य पश्य ।' शृगालेन विहस्योक्तम्—'देव, मम पुच्छकावलम्बनं कृत्वोत्तिष्ठ । यन्मद्विधस्य वचसि त्वया प्रत्ययः कृतस्तदनुभूयतामशरणं दुःखम् । तथा चोक्तम्—**

તો જેમ લગ્ન ઘડી વહી જાય નહિ, તેમ ત્વ-

શથી હેવે મારી સાથે ચાલવું.' એમ કહીને શિયાળ ચાલવા લાગ્યો. પછી આ કર્પૂરતિલક હાથી પણ રાજલોભથી ખેંચાઈ, શિયાળની પાછળ પાછળ ઝડપથી ચાલ્યો. અને મોટા ગારામાં દટાયો. પછી હાથીએ કહ્યું, 'મિત્ર શિયાળ! હવે મારે શું કરવું? હું કીચડમાં દટાયો, હું મરૂં છું. પાછો ફરી મને જો.' શિયાળ હસીને બોલ્યો, 'હે દેવ! મારી પૂંછડી પકડીને ઊઠો. કેમકે મારા જેવાના વચનપર વિશ્વાસ રાખ્યો તેનું આ અશરણ દુઃખ ભોગવો. તેમજ કહ્યું છે કે—

यदा सत्सङ्गरहितो भविष्यसि भविष्यसि ।
तदासज्जनगोष्ठीषु पतिष्यसि पतिष्यसि' ॥ २३२ ॥

જે જે વખતે તું સત્સંગરહિત થઈશ, તે તે વખતે દુર્જનની વચનજાળમાં તું, સપડાશે સપડાશે. ૨૩૨.

ततो महापङ्के निमग्नो हस्ती शृगालैर्भक्षितः । अतोऽहं ब्रवीमि—'उपायेन हि यच्छक्यम्' इत्यादि ॥

પછી ઘણા ગારામાં દટાયલો તે હાથી મરણ પામ્યો. અને શિયાળે તેનો ખોરાક કર્યો. માટે હું કહું છું કે

દુહો.

ઉપાયથી જે શકય તે, બળથી શકય ન જાણ;
પંકપંથમાં જંબુકે, લીધા હાથી પ્રાણ.

तद्धितवचनमवधीर्य महता भयेन विमुग्ध इव तं जलाशयमुत्सृज्य मन्थरश्चलितः । तेऽपि हिरण्यकादयः स्नेहादनिष्टं शङ्कमाना मन्थरमनुगच्छन्ति । ततः

स्थले गच्छन्केनापि व्याधेन काननं पर्यटता मन्थरः प्राप्तः । प्राप्य तं गृहीत्वोत्थाप्य धनुषि बद्धा भ्रमन्क्लेशात्क्षुत्पिपासाकुलः स्वगृहाभिमुखं चलितः । अथ मृगवायसमूषिकाः परं विषादं गच्छन्तस्तमनुजग्मुः । ततो हिरण्यको विलपति—

આ રીતે તે હિતકર વચન ન માનતાં, મોટા ભયથી પીડાયલો તે મંથર તે જળાશય છોડીને ચાલી નીકળ્યો. પેલા હિરણ્યક વગેરે સ્નેહને લીધે, એનું કંઈ અનિષ્ટ થાય, એવી શંકા મનમાં ધરી પાછળ ચાલવા લાગ્યા. પછી, જમીનપર ચાલનાર તે કાચબાને, અરણ્યમાં ફરતા કોઈએક પારાધિએ પકડયો. તેને ઊંચકી લઈ ધનુષ્યપર બાંધી, ફરતાં ફરતાં થાકતાં, તથા ભૂખતરસથી પીડાઈ પોતાને ઘેર આવ્યો. તે પછી મૃગ, કાગડો અને ઉંદર એ મહા દુઃખી થઈ તેની પાછળ પાછળ ચાલ્યા. પછી હિરણ્યક વિલાપ કરે છે—

'एकस्य दुःखस्य न यावदन्तं
गच्छाम्यहं पारमिवार्णवस्य ।
तावद्द्वितीयं समुपस्थितं मे
छिद्रेष्वनर्था बहुलीभवन्ति ॥ २३३ ॥

સમુદ્રના પારની પેઠે, જ્યાં સુધી હું એક દુઃખનો પાર પામ્યો નથી, એટલામાં તો બીજું દુઃખ મારે માથે પડયું. કેમકે ફાટેલામાં પગ ઘાલવા ઘણા આવે છે, તેમ એક (દુઃખ)માં બીજાં અનેક આવી પડે છે. ૨૩૩.

स्वाभाविकं तु यन्मित्रं भाग्येनैवाभिजायते ।
तदकृत्रिमसौहार्दमापत्स्वपि न मुञ्चति ॥ २३४ ॥

જે સ્વભાવ સિદ્ધ મિત્રો તે મહાભાગ્યથી મળે છે. તે મિત્રની પ્રીતિ કૃત્રિમ હોતી નથી. માટેજ તે વિપત્તિકાળે છોડતા નથી. ૨૩૪.

**न मातरि न दारेषु न सोदर्ये न चात्मजे ।**
**विश्वासस्तादृशः पुंसां यादृग्मित्रे स्वभावजे ॥२३५॥**

જેવો સ્વાભાવિક મિત્રપર લોકોનો વિશ્વાસ હોય છે, તેવો માતાપર હોતો નથી, બૈરીપર હોતો નથી, અને સગા ભાઇપર કે પેટના પુત્રપર પણ હોતો નથી.' ૨૩૫.

**इति मुहुर्विचिन्त्य 'अहो दुर्दैवम् । यतः ।**

એવો વારંવાર વિચાર કરીને, 'અહો ! એ મારૂં કમનસીબ. કેમકે—

**स्वकर्मसंतानविचेष्टितानि**
**कालान्तरावर्तिशुभाशुभानि ।**
**इहैव दृष्टानि मयैव तानि**
**जन्मान्तराणीव दशान्तराणि ॥ २३६ ॥**

પોતપોતાના કર્મના પ્રવાહ પ્રમાણે કાલાંતરે મળનારી શુભ અથવા અશુભની અવસ્થા તે બીજા જન્મની પેઠે મેં આ જન્મમાંજ સર્વ અનુભવી. ૨૩૬.

**अथवेत्थमेवैतत्** । અથવા એ એમજ છે.

**कायः संनिहितापायः संपदः पदमापदाम् ।**
**समागमाः सापगमाः सर्वमुत्पादि भंगुरम् ॥ २३७ ॥**

શરીર સાથે નાશ સિદ્ધ છે. સંપત્તિ એ વિપત્તિનું સ્થાન છે, સંયોગ એ વિયોગવાળો છે, સર્વ જગત્ વિનાશવાળુંજ ઉત્પન્ન કર્યું છે. ૨૩૭.

**पुनर्विमृश्याह—** ફરી વિચાર કરી કહે છે—

**शोकारातिभयत्राणं प्रीतिविश्रम्भाजनम् ।**
**केन रत्नमिदं सृष्टं मित्रमित्यक्षरद्वयम् ॥ २३८ ॥**

'શોક, અને શત્રુભયથી રક્ષણ કરનાર, પ્રીતિ અને વિશ્વાસનું પાત્ર, એવું "મિત્ર" નામનું બે અક્ષરાત્મક રત્ન કોણે ઉત્પન્ન કર્યું? ૨૩૮.

**किं च ।** કેમકે—

**मित्रं प्रीतिरसायनं नयनयोरानन्दनं चेतसः**
**पात्रं यत्सुखदुःखयोः सह भवेन्मित्रेण तद्दुर्लभम् ।**
**ये चान्ये सुहृदः समृद्धिसमये द्रव्याभिलाषाकुला-**
**स्ते सर्वत्र मिलन्ति तत्त्वनिकषग्रावा तु तेषां विपत् ॥२३९॥**

મિત્ર એ પ્રીતિરૂપ રસાયણ છે, નેત્રને આનંદદાયક છે, મનમાં જે સુખદુઃખ હોય તેનો વિભાગી છે, એવો મિત્ર બહુ દુર્લભ છે. અને જે બીજા મિત્ર કહેનારા, સંપત્તિ વખતે દ્રવ્યના અભિલાષથી પાસે આવી રહેનાર સર્વ ઠેકાણે મળે છે, પરંતુ તેને ઓળખવાની કસોટી વિપત્તિ એજ છે. ૨૩૯.

**इति बहु विलप्य हिरण्यकश्चित्राङ्गलघुपतनकावाह—'यावदयं व्याधो वनान्न निःसरति तावन्मथरं मोचयितुं यत्नः क्रियताम् ।' तावूचतुः—'सत्वरं कार्यमुच्यताम् ।' हिरण्को ब्रूते—'चित्राङ्गो जलसमीपं गत्वा मृतमिवात्मानं दर्शयतु । काकश्च तस्योपरि स्थित्वा चञ्च्वा किमपि विलिखतु । नूनमनेन लुब्धकेन तत्र कच्छपं परित्यज्य मृगमांसार्थिना सत्वरं गन्तव्यम् । ततोऽहं मन्थरस्य बन्धनं छेत्स्यामि । संनिहिते लुब्धके भवद्भ्यां पलायितव्यम् ।' चित्राङ्गलघुपतनकाभ्यां शीघ्रं गत्वा तथानुष्ठिते सति स व्याधः श्रान्तः पानीयं पीत्वा तरोरधस्तादुपविष्टस्तथाविधं मृ-**

**गमपश्यत् । ततः कर्तरिकामादाय प्रहृष्टमना मृगान्तिकं चलितः तत्रान्तरे हिरण्यकेनागत्य मन्थरस्य बन्धनं छिन्नम् । स कूर्मः सत्वरं जलाशयं प्रविवेश । स मृग आसन्नं तं व्याधं विलोक्योत्थाय पलायितः । प्रत्यावृत्य लुब्धको यावत्तरुतलमायाति तावत्कूर्ममपश्यन्नचिन्तयत्—'उचितमेवैतन्ममासमीक्ष्यकारिणः । यत ।**

એવો હિરણ્યકે ઘણો વિલાપ કરીને, ચિત્રાંગ અને લઘુપત્તનક પ્રતિ કહ્યું—'જ્યાં સૂધી આ પારાધિ વનમાંથી ગયો નથી, ત્યાં સૂધી મંથરને છોડવવાનો યત્ન કરો. તેઓ બોલ્યા, 'જલદી કરો.' હિરણ્યક બોલ્યો, 'ચિત્રાંગે પાણી પાસે જઇને, પોતે મૂઆ જેવા થઈ પડવું. અને કાગડાએ તેનાપર બેસીને કંઈક ચાંચથી ટોચવો. પછી ખરેખર તે લોભી પારાધિ તે કાચબાને છોડીને, મૃગમાંસ મળવાની ઇચ્છાથી, ઝટ તે તરફ જશે. પછી હું મંથરનું બંધન તોડી નાખીશ. પારાધિ પાસે આવતાં તમો બંનેએ પલાયણ કરવું. ચિત્રાંગ અને લઘુપત્તનક એ બેઉએ જલદી તેમ કરતાં, તે થાકેલો પારાધિ પાણી પીને ઝાડ નીચે બેઠો. અને તેવો મૃગ જોયો. પછી હાથમાં છરી લઇને, આનંદિત મનથી મૃગ તરફ દોડયો. એટલા વખતમાં હિરણ્યકે આવી મંથરનું બંધન તોડયું. પછી તે કાચબો દોડીને જળાશયમાં પેઠો. તે મૃગે પારાધિને નજીક આવતો જોઇને દોડ મૂકી. પછી પાછો આવીને, તે પારાધિ ઝાડની નીચે જુએ છે તો કાચબો ન મળે. એમ જોઇને વિચાર કરવા લાગ્યો અને

બોલ્યો—'અવિચારથી કામ કરનાર એવા મને આ યોગ્યજ છે કેમકે—

**यो ध्रुवाणि परित्यज्य अध्रुवाणि निषेवते ।**
**ध्रुवाणि तस्य नश्यन्ति अध्रुवं नष्टमेव हि' ॥ २४०॥**

•• ધ્રુવ (પોતાની પાસે અચળ) છે તે છોડીને, જે અધ્રુવ (જે પાસે નથી તે) ને લેવા જાય છે. તેનો ધ્રુવ પદાર્થ તો ગયો અને અધ્રુવનો તો નાશ સિદ્ધજ છે.' ૨૪૦.

**ततोऽसौ स्वकर्मवशान्निराशः कटकं प्रविष्टः । मन्थरादयः सर्वे त्यक्तापदः स्वस्थानं गत्वा यथासुखमास्थिताः ॥**

પછી તે પોતાના કર્મના પરિપાકથી નિરાશ થઇને, ઘેર ગયો. મંથર વગેરે સર્વ વિપત્તિથી છૂટી પોતપોતાને સ્થાનકે જઈ સુખથી રહ્યા.

**अथ राजपुत्रैः सानन्दमुक्तम्—'सर्वं श्रुतवन्तः सुखिनो वयम् । सिद्धं नः समीहितम् ।' विष्णुशर्मोवाच—'एतावता भवतामभिलषितं संपन्नम् । अपरमपीदमस्तु—**

પછી રાજપુત્રો આનંદથી બોલ્યા, 'આ સર્વ સાંભળીને અમે ખુશી થયા. અમારૂં ઇચ્છિત સિદ્ધ થયું.' વિષ્ણુશર્મા કહે છે, 'એટલાથીજ તમારી ઇચ્છા પૂરી થઇ? વળી એમ પણ થાઓ.

**मित्रं प्राप्नुत सज्जना जनपदैर्लक्ष्मीः समालम्बतां**
**भूपालाः परिपालयन्तु वसुधां शश्वत्स्वधर्मे स्थिताः ।**
**आस्तां मानसतुष्टये सुकृतिनां नीतिर्नवोढेव वः**
**कल्याणं कुरुतां जनस्य भगवांश्चन्द्रार्धचूडामणिः'॥२४१**

સજ્જન પુરૂષોને મિત્ર મળો, દેશને લક્ષ્મી મળો, રાજાઓ પોતાના ધર્મમાં રહીને હુમેશ પૃથ્વીનું પાલન કરો, નવી પરણેલી સ્ત્રીની પેઠે નીતિ સુકૃતિ કરનારા લોકોના મનને આનંદદાયક થાઓ. ભગવાન્ ચંદ્રશેખર શિવજી તમારૂં કલ્યાણ કરો.' ૨૪૧.

इति हितोपदेशे मित्रलाभो नाम प्रथमः कथासंग्रहः समाप्तः ।

મિત્રલાભ નામક વાર્તાસંગ્રહનો પ્રથમ ભાગ સમાપ્ત.



## ॥ सुहृद्भेदः ॥

## મિત્રભેદ.

अथ राजपुत्रा ऊचुः—'आर्य, मित्रलाभः श्रुतस्तावदस्माभिः। इदानीं सुहृद्भेदं श्रोतुमिच्छामः।' विष्णुशर्मोवाच—'सुहृद्भेदं तावच्छृणुत, यस्यायमाद्यः श्लोकः—

રાજપુત્ર પૂછેછે, 'અહો આર્ય! અમે મિત્રલાભ તો સાંભળ્યો. હવે સુહૃદ્‌ભેદ સાંભળવા ઇચ્છીએ છીએ.' વિષ્ણુશર્મા કહેછે—'સુહૃદ્‌ભેદ તમે સાંભળો. જેનો આ પહેલો શ્લોક છેઃ—

वर्धमानो महास्नेहो मृगेन्द्रवृषयोर्वने।
पिशुनेनातिलुब्धेन जम्बुकेन विनाशितः' ॥ २४२ ॥

વનમાં મૃગેંદ્ર (સિંહ) અને બળદ એ બેનો ઘાટો સ્નેહ વધેલો હતો, તે ચાડીખોર, અતિલોભી, એવા શિયાળે તોડાવ્યો.' ૨૪૨.

राजपुत्रैरुक्तम्—'कथमेतत्।' विष्णुशर्मा कथयति—

રાજપુત્ર બોલ્યા, 'એ કેમ બન્યું?' વિષ્ણુશર્મા કહેછે.

अस्ति दक्षिणापथे सुवर्णवती नाम नगरी। तत्र वर्धमानो नाम वणिङ्निवसति। तस्य प्रचुरेऽपि वित्तेऽपरान्बन्धूनतिसमृद्धान्समीक्ष्य पुनरर्थवृद्धिः करणीयेति मतिर्बभूव। यतः।

દક્ષિણમાં સુવર્ણવતી નામની નગરી છે. ત્યાં વર્ધમાન નામનો વાણીઓ રહેતો હતો. તેના પાસે ઘણો પૈસો છતાં પણ, આપણા બીજા જ્ઞાતિબાંધવો

પાસે આપણા કરતાં વધારે પૈસા છે એમ જોઇને, પોતે પણ વિશેષ પૈસા મેળવાની ઇચ્છા કરી. કેમકે

**अधोऽधः पश्यतः कस्य महिमा नोपचीयते ।**
**उपर्युपरि पश्यन्तः सर्व एव दरिद्रति ॥ २४३ ॥**

આપણા કરતાં ઉતરતા ઉતરતાને જોતાં કોને પોતાનું મહાત્મ્ય વધતું નથી. અને આપણા કરતાં ચઢતા ચઢતાને જોતાં સર્વજ દરિદ્ર જેવાજ થાય છે. ૨૪૩.

अपरं च । અને વળી,

**ब्रह्महापि नरः पूज्यो यस्यास्ति विपुलं धनम् ।**
**शशिनस्तुल्यवंशोऽपि निर्धनः परिभूयते ॥ २४४ ॥**

જેની પાસે પૈસા હોય તે જો બ્રહ્મહત્યા કરે તોપણ પૂજ્ય કહેવાય છે, ચંદ્રવંશી રાજા જેવો હોય તોપણ પૈસા પાસે ન હોય તો, સર્વ (લોકો) તેનો તિરસ્કાર કરે છે. ૨૪૪.

अन्यच्च । અને વળી,

**अव्यवसायिनमलसं दैवपरं साहसाच्च परिहीणम् ।**
**प्रमदेव हि वृद्धपतिं नेच्छत्युपगूहितुं लक्ष्मीः ॥२४५॥**

જે રીતે પ્રમદા નારી વૃદ્ધ પતિને આલિંગન કરવાની ઇચ્છા કરતી નથી, તે પ્રમાણે અનુદ્યોગી, આળસુ, દૈવવાદી અને સાહસ ન કરનાર એવાને લક્ષ્મી ભેટવાની ઇચ્છા કરતી નથી. ૨૪૫.

किं च । કેમકે—

**आलस्यं स्त्रीसेवा सरोगता जन्मभूमिवात्सल्यम् ।**
**संतोषो भीरुत्वं षड् व्याघाता महत्त्वस्य ॥ २४६ ॥**

આળસ, સ્ત્રીસેવા, રોગ, જન્મભૂમિપર પ્રેમ,

સંતોષ અને બીક એ છ મોટાઈ મળવામાં વિઘ્ન હોય છે. ૨૪૬.

यतः । કેમકે—

संपदा सुस्थितंमन्यो भवति स्वल्पयापि यः ।
कृतकृत्यो विधिर्मन्ये न वर्धयति तस्य ताम् ॥२४७॥

જે મનુષ્ય થોડી સંપત્તિથી પણ, પોતે સારો છે એમ માની બેસે છે, તેનું દૈવ પણ કૃતકૃત્ય થઇને, તેનું ધન વધારતું નથી, એમ હું માનુંછું. ૨૪૭.

अपरं च । અને બીજું,

निरुत्साहं निरानन्दं निर्वीर्यमरिनन्दनम् ।
मा स्म सीमन्तिनी काचिज्जनयेत्पुत्रमीदृशम् ॥२४८॥

જેને ઉત્સાહ નથી, જેને આનંદ નથી. અને જેનામાં વીર્ય નથી અને જે શત્રુને આનંદ કરનાર છે એવા પુત્રને કોઇ પણ સ્ત્રીએ જન્મ દેવો નહિ. ૨૪૮.

तथा चोक्तम्— તેમજ કહ્યું છે કે—

अलब्धं चैव लिप्सेत लब्धं रक्षेदवक्षयात् ।
रक्षितं वर्धयेत्सम्यग्वृद्धं तीर्थेषु निक्षिपेत् ॥ २४९ ॥

જે નહિ મળ્યું હોય તે મળવાની ઇચ્છા કરવી, મળેલું હોય તેનું નાશથી રક્ષણ કરવું, અને જે રક્ષણ કરેલું છે તેમાં નીતિથી વધારવું, અને વધ્યા પછી તીર્થ (સત્પાત્ર)માં નાખવું.* ૨૪૯.

---

* આજ નીતિશાસ્ત્રનો ખરો સાર છે. માટેજ ભારત માર્તંડ પંડિત શ્રી ગટ્ટુલાલજીએ, એજ શ્લોકનો અર્થ ગૂજરાતીમાં નીચે પ્રમાણે દોહરામાં મૂક્યો છે.

ન્યાયે અર્જન ધનતણું, રક્ષણ વર્ધન સાર;
અર્પણ સારા સ્થાનમાં, એ છે નીતિ વિચાર.

यतो लब्धमिच्छतोऽर्थयोगादर्थस्य प्राप्तिरेव । लब्धस्याप्यरक्षितस्य निधेरपि स्वयं विनाशः । अपि च । अवर्धमानश्चार्थः काले स्वल्पव्ययोऽप्यञ्जनवत्क्षयमेति । अनुपभुज्यमानश्च निष्प्रयोजन एव सः । तथा चोक्तम्—

કેમકે જે મળેલું છે તેની ફરી ઇચ્છાથી તેનું તેજ. (અર્થાત્ નવી તરેહ મેળવવું). જે મળેલું હોય તેનું જો રક્ષણ ન કીધું તો મોટો ભંડાર પણ આપોઆપ નાશ થશે, અને જો તેને વધારવામાં ન આવે તો, થોડો થોડો તેમાંથી ખર્ચ કરતાં પણ કાજળની પેઠે કેટલેક કાળે તેનો નાશ થશે. જેનો ઉપભોગ ન કર્યો તે દ્રવ્ય વ્યર્થજ છે. એમ કહ્યું છે કે—

धनेन किं यो न ददाति नाश्नुते
बलेन किं यश्च रिपून्न बाधते ।
श्रुतेन किं यो न च धर्ममाचरे-
त्किमात्मना यो न जितेन्द्रियो भवेत् ॥२५०॥

જે (સત્પાત્રને) આપતો નથી અને (પોતે) ભોગવતો નથી, તેનું દ્રવ્ય શા કામનું? જે શત્રુનો નાશ કરતો નથી તેનું બળ શા કામનું? જે ધર્માચરણ કરતો નથી, તેનું જ્ઞાન શા કામનું? જે ઇંદ્રિયોને તાબે રાખતો નથી તેના આત્મા (મન, બુદ્ધિ)થી ફળ શું? ૨૫૦.

यतः । કેમકે—

जलबिन्दुनिपातेन क्रमशः पूर्यते घटः ।
स हेतुः सर्वविद्यानां धर्मस्य च धनस्य च ॥२५१॥

જેમ જળનું ટીપું ટીપું ક્રમથી નાખતાં ઘડો

ભરાય છે, તેજ રીત સર્વ વિદ્યા, ધર્મ અને ધન એ-
ને લાગુ પડે છે. ૨૫૧.

दानोपभोगरहिता दिवसा यस्य यान्ति वै ।
स कर्मकारभस्त्रेव श्वसन्नपि न जीवति ॥ २५२ ॥

જેનો દહાડો દાન અને ઉપભોગ વગર જાય છે, તે મનુષ્યનો શ્વાસોચ્છ્વાસ કારીગર (લોહાર)ની ધમણ પેઠે વ્યર્થ છે.' ૨૫૨.

इति संचिन्त्य नन्दकसंजीवकनामानौ वृषभौ धुरि नियोज्य शकटं नानाविधद्रव्यपूर्णं कृत्वा वाणिज्येन गतः कश्मीरं प्रति । अन्यच्च ।

એવો વિચાર કરીને નંદક અને સંજીવક નામના બે બેલ ગાડે જોડીને, ગાડીમાં અનેક પ્રકારની ચીજવસ્ત ભરીને વેપાર કરવા કાશ્મિર દેશમાં ગયો. અને વળી—

अञ्जनस्य क्षयं दृष्ट्वा वल्मीकस्य च संचयम् ।
अवन्ध्यं दिवसं कुर्याद्दानाध्ययनकर्मसु ॥ २५३ ॥

અંજનનો ક્ષય થાય છે તે જોઇને, અને રાફડાનો સંચય થાય છે, તે જોઇને દાન, અધ્યયન અને કર્મ એ કરવામાં દિવસ વ્યર્થ ગાળવો નહિ. ૨૫૩.

यतः । કેમકે—

कोऽतिभारः समर्थानां किं दूरं व्यवसायिनाम् ।
को विदेशः सविद्यानां कः परः प्रियवादिनाम् ॥२५४॥

સમર્થને ભાર શો? ઉદ્યોગીને દૂર શું? વિદ્વાનને પરદેશ કયો? અને મધુર બોલનારને પારકો કોણ? ૨૫૪.

अथ गच्छतस्तस्य सुदुर्गनाम्नि महारण्ये संजीवको भग्नजानुर्निपतितः । तमालोक्य वर्धमानोऽचिन्तयत्—

પછી ચાલતાં ચાલતાં માર્ગમાં સુદુર્ગ નામના અરણ્યમાં સંજીવક નામનો બળદ, તેનું ઘૂંટણ ભાંગતાં નીચે પડયો. તે જોઇને વર્ધમાન વિચાર કરવા લાગ્યો કે—

'करोतु नाम नीतिज्ञो व्यवसायमितस्ततः ।
फलं पुनस्तदेवास्य यद्विधेर्मनसि स्थितम् ॥ २५५ ॥

'નીતિકુશલ મનુષ્ય આમતેમ ઘણો ઉદ્યોગ કરો, પરંતુ દૈવના મનમાં હોય તેજ તેને ફળ મળે છે. ૨૫૫.

किं तु । પરંતુ—

विस्मयः सर्वथा हेयः प्रत्यूहः सर्वकर्मणाम् ।
तस्माद्विस्मयमुत्सृज्य साध्ये सिद्धिर्विधीयताम्' ॥२५६॥

વિસ્મય* સર્વથા છોડવો, કેમકે તે સર્વ કર્મમાં વિઘ્નરૂપ છે. માટે વિસ્મય છોડીને સાધ્ય વસ્તુની સિદ્ધિ કરવી. ૨૫૬.

इति संचिन्त्य संजीवकं तत्र परित्यज्य वर्धमानः पुनः स्वयं धर्मपुरं नाम नगरं गत्वा महाकायमन्यं वृषभमेकं समानीय धुरि नियोज्य चलितः । ततः संजीवकोऽपि कथंकथमपि खुरत्रये भरं कृत्वोत्थितः । यतः ।

એવો વિચાર કરીને, સંજીવક (પડેલા બળદ)ને ત્યાં મૂકી, વર્ધમાન પોતે ધર્મપુર નામક નગ-

* સંપત્તિ કે વિપત્તિમાં કર્તવ્યનું વિસ્મરણ થઈ, શું કરું કેમ કરું એના વિચારમાં ગુંચવાવું તેને વિસ્મય કહેછે.

રમાં જઇને શરીરે મોટો રૂષ્ટપુષ્ટ બીજો એક બળદ લાવ્યો. અને તેને ગાડીએ જોડીને ગાડું હંકાર્યું. પછી પૂર્વે છોડેલો તે **સંજીવક** બળદ ઘણા શ્રમથી ત્રણ પગપર ભાર દઇને ઉઠયો. કેમકે—

**निमग्नस्य पयोराशौ पर्वतात्पतितस्य च ।**
**तक्षकेणापि दष्टस्य आयुर्मर्माणि रक्षति ॥ २५७ ॥**

સમુદ્રમાં બૂડતાં, પર્વતપરથી પડતાં, સાપે ચાંવતાં પણ, તે મનુષ્યના મર્મસ્થાનનું આયુષ્ય રક્ષણ કરે છે. ૨૫૭.

**नाकाले म्रियते जन्तुर्विद्धः शरशतैरपि ।**
**कुशाग्रेणैव संस्पृष्टः प्राप्तकालो न जीवति ॥ २५८ ॥**

કાલ આવ્યાવિના, સેંકડો બાણોથી વિંધાય તોપણ તે મરતો નથી, અને તેજ કાલ આવતાં દર્ભની અણી અડકાડતાંજ મરણ પામે છે. ૨૫૮.

**अरक्षितं तिष्ठति दैवरक्षितं**
**सुरक्षितं दैवहतं विनश्यति ।**
**जीवत्यनाथोऽपि वने विसर्जितः**
**कृतप्रयत्नोऽपि गृहे न जीवति ॥ २५९ ॥**

અરક્ષિત (મનુષ્ય પ્રયત્નની સંભાળ વગરનું) પરંતુ દૈવરક્ષિત (પ્રારબ્ધ યોગે સંભાળાતું) તે રહે છે,અને સુરક્ષિત (મનુષ્ય પ્રયત્નથી રાખેલું) પરંતુ દૈવહત (પ્રારબ્ધની હદથી છૂટેલું) એવું હોય તે નાશ પામે છે; અનાથ હોઇને વનમાં છોડી દીધો તોપણ જીવતો રહે છે અને ઘરમાં પ્રયત્ન કર્યાવિના મરણ પામે છે. ૨૫૯.

**ततो दिनेषु गच्छत्सु संजीवकः स्वेच्छाहारविहारं कृत्वारण्यं भ्राम्यन्हृष्टपुष्टाङ्गो बलवन्ननाद । तस्मि-**

न्वने पिङ्गलकनामा सिंहः स्वभुजोपार्जितराज्यसुखम-
नुभवन्निवसति । तथा चोक्तम्—

પછી કેટલાક દિવસ વીતતાં, સંજીવક બળદ ત્યાં યથેચ્છ આહાર વિહાર કરીને અરણ્યમાં ફરનારો અંગે હૃષ્ટપુષ્ટ થએલો, મોટેથી 'આરડવા લાગ્યો. તે વનમાં પિંગલક નામનો સિંહ પોતાની ભૂજથી સંપાદન કરેલા રાજસુખનો અનુભવ લઈ રહેતો હતો. તેમજ કહ્યું છે કે—

नाभिषेको न संस्कारः सिंहस्य क्रियते मृगैः ।
विक्रमार्जितराज्यस्य स्वयमेव मृगेन्द्रता ॥ २६० ॥

પશુઓએ સિંહને રાજ્યાભિષેક કે સંસ્કાર કંઈ કર્યો નથી, પરંતુ પરાક્રમથી રાજ મેળવતાં તે પોતેજ મૃગેંદ્ર (વનરાજ) થઈ પડે છે. ૨૬૦.

स चैकदा पिपासाकुलितः पानीयं पातुं यमुनाकच्छमगच्छत् । तेन तत्र सिंहेनाननुभूतपूर्वकमकालघनगर्जितमिव संजीवकनर्दितमश्रावि । तच्छ्रुत्वा पानीयमपीत्वा स चकितः परिवृत्य स्वस्थानमागत्य किमिदमित्यालोचयंस्तूष्णीं स्थितः । स च तथाविधः करटकदमनकाभ्यामस्य मन्त्रिपुत्राभ्यां शृगालाभ्यां दृष्टः । तं तथाविधं दृष्ट्वा दमनकः करटकमाह—'सखे, करटक, किमित्ययमुदकार्थी स्वामी पानीयमपीत्वा सचकितो मन्दं मन्दमवतिष्ठते ।' करटको ब्रूते—'मित्र दमनक, अस्मन्मतेनास्य सेवैव न क्रियते । यदि तथा भवति तर्हि किमनेन स्वामिचेष्टानिरूपणेनास्माकम् । यतोऽनेन राज्ञा विनापराधेन चिरमवधीरिताभ्यामावाभ्यां महद्दुःखमनुभूतम् ।

તે સિંહ કોઇએક વખતે તરસથી વ્યાકૂળ થ-

ઈ, પાણી પીવાને યમુના તીરે ગયો. તે સિંહે તે ઠેકાણે કદી પૂર્વે જેનો અનુભવ ન હતો એવો અકાલિક મેઘ ગર્જના જેવો સંજીવકનો અવાજ સાંભળ્યો. તે સાંભળી પાણી ન પીતાં, ગભરાઇને પાછો ફરી પોતાના સ્થાનમાં આવી એ શું છે તેનો વિચાર કરતો ચૂપકીથી બેઠો. તે પ્રકારનો રાજા મંત્રિપુત્ર કરટક અને **દમનક** એ નામના બે શિયાળે જોયો. તે પૈકી દમનક રાજાને તેમ જોઈ કરટકને કહે છે. ‘મિત્ર કરટક! શા માટે આપણો આ રાજા પાણી પીવાની ઇચ્છા છતાં, પાણી ન પીતાં ચકિત થઇને મંદ થઈ ઊભો છે?’ કરટક કહે છે—‘હે મિત્ર **દમનક**! અમારે મન તો એની સેવાજ ગમતી નથી. જો એમ છે તો સ્વામિ શું કરેછે, તે જોઇને અમને શું કામ છે? કેમકે આ રાજાએ અપરાધ ન છતાં ઘણા દિવસથી અમારૂં અપમાન કર્યું છે. ત્યારથી અમે ઘણું દુઃખ ભોગવ્યું.

**सेवया धनमिच्छद्भिः सेवकैः पश्य यत्कृतम् ।**
**स्वातन्त्र्यं यच्छरीरस्य मूढैस्तदपि हारितम् ॥२६१॥**

ચાકરી કરી દ્રવ્ય મેળવવાની ઇચ્છાવાળા ચાકરે, જો શું કર્યું? જે પોતાના શરીરની સ્વતંત્રતા, તેપણ મૂર્ખાએ ગુમાવી દીધી. ૨૬૧.

**अपरं च।** અને વળી,

**शीतवातातपक्लेशान्सहन्ते यान्पराश्रिताः ।**
**तदंशेनापि मेधावी तपस्तप्त्वा सुखी भवेत् ॥२६२॥**

પારકા આશ્રયી ચાકરો ટાઢ, તડકો, અને વાયુના જેટલા કલેશો વેઠે છે, તેના લેશભાગથી પણ બુદ્ધિમાન્ તપ કરે તો સુખી થાય. ૨૬૨.

**अन्यच्च ।** અને—

**एतावज्जन्मसाफल्यं यदनायत्तवृत्तिता ।**
**ये पराधीनतां यातास्ते वै जीवन्ति के मृताः ॥२६३॥**

બીજાના હાથમાં આપણી આજીવિકા ન હોવી, એજ જન્મની સફલતા છે. જે પરાધીન થયા, તે જીવે છે કે મૂઆ છે? અર્થાત્ તેનું જીવન અને મરણ બેઉ સરખુંજ છે. ૨૬૩.

**अपरं च ।** અને વળી,

**एहि गच्छ पतोत्तिष्ठ वद मौनं समाचर ।**
**एवमाशाग्रहग्रस्तैः क्रीडन्ति धनिनोऽर्थिभिः ॥२६४॥**

આવ, જા, પડ, ઊભો રહે, બોલ, ચૂપ રહે, એવી રીતે આશારૂપી ગ્રહથી ગ્રસાયલા ગરીબથી ધનવાન લોક ક્રીડા કરે છે. ૨૬૪.

**किं च ।** કેમકે—

**अबुधैरर्थलाभाय पण्यस्त्रीभिरिव स्वयम् ।**
**आत्मा संस्कृत्य संस्कृत्य परोपकरणीकृतः ॥ २६५ ॥**

પણ્ય સ્ત્રી (ધન લઈને શરીર દેનારી)ની પેઠે, મૂર્ખ લોકોએ પૈસા મેળવવા માટે પોતાનો દેહ ઉત્તમ સંસ્કાર કરી કરીને બીજાના કામમાં લગાડયો. ૨૬૫.

**किं च ।** કેમકે—

**या प्रकृत्यैव चपला निपतत्यशुचावपि ।**
**स्वामिनो बहु मन्यन्ते दृष्टिं तामपि सेवकाः ॥२६६॥**

જે સ્વામી દૃષ્ટિ સ્વભાવથી ચપળ છે, અને અપવિત્ર સ્થાનપર પણ પડે છે, તેવી દૃષ્ટિને સેવકો બહુમાન આપે છે. ૨૬૬.

**अपरं च ।** અને વળી,

**मौनान्मूर्खः प्रवचनपटुर्वातुलो जल्पको वा**
**क्षान्त्या भीरुर्यदि न सहते प्रायशो नाभिजातः ।**
**धृष्टः पार्श्वे वसति नियतं दूरतश्चाप्रगल्भः**
**सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः ॥२६७॥**

મુગો રહે તો મૂઢ કહે, ઘણું બોલે તો વાચાળ કહે, સહન કરીને શાંત બેસે તો બીકણુ કહે, જો કંઈ સહન ન કરે તો હલકો, જો પાસે રહે તો ધૃષ્ટ, જો દૂર રહે તો અચતુર, એવી રીતે આ સેવાધર્મ ઘણોજ ગહન છે. યોગી પણ તેને જાણી શકતો નથી ૨૬૭.

**विशेषतश्च ।** વિશેષે કરીને,

**प्रणमत्युन्नतिहेतोर्जीवितहेतोर्विमुञ्चति प्राणान् ।**
**दुःखीयति सुखहेतोः को मूढः सेवकादन्यः' ॥२६८॥**

પોતાને મોટાઈ મેળવવા માટે નમન કરે છે, અને પોતાનો જીવ બચાવવા માટે પ્રાણ છોડે છે, સુખ મેળવવા માટે દુઃખી થાય છે, ત્યારે ચાકર કરતાં મૂર્ખ બીજો કોણ?' ૨૬૮.

**दमनको ब्रूते—'मित्र, सर्वथा मनसापि नैतत्कर्तव्यम् । यतः ।**

દમનક કહે છે, 'મિત્ર! સર્વ પ્રકારથી મનમાં પણ એમ ન ધારવું. કેમકે—

**कथं नाम न सेव्यन्ते यत्नतः परमेश्वराः ।**
**अचिरेणैव ये तुष्टाः पूरयन्ति मनोरथान् ॥ २६९ ॥**

યત્નથી રાજાઓની સેવા કેમ ન થઈ શકે? કેમકે જે તુષ્ટ થતાં જલદી સર્વ મનોરથ સહજ સફળ થાય છે. ૨૬૯.

अन्यश्च पश्य । વળી જો,

कुतः सेवाविहीनानां चामरोद्धूतसंपदः ।
उद्दण्डधवलच्छत्रं वाजिवारणवाहिनी' ॥ २७० ॥

સેવા ન કરનારા લોકોને જેમાં ચામર ફરે એવી સંપત્તિ, સ્વચ્છ દાંડીવાળું છત્ર, હાથી ઘોડાનું સૈન્ય, ક્યાંથી હોય?' ૨૭૦.

करटको ब्रूते—'तथापि किमनेनास्माकं व्यापारेण । यतोऽव्यापारेषु व्यापारः सर्वथा परिहरणीयः । पश्य ।

કરટક કહે છે—'તથાપિ આપણને એ વાતનુ શું કામ છે? કેમકે—

अव्यापारेषु व्यापारं यो नरः कर्तुमिच्छति ।
स भूमौ निहतः शेते कीलोत्पाटीव वानरः' ॥२७१॥

અવ્યાપાર (અયોગ્ય ઉદ્યોગ)માં વ્યાપાર એ ત્યાજ્ય છે. જુઓ. જે માણસ અવ્યાપારમાં વ્યાપાર કરવાની ઇચ્છા કરે છે, તે ફાચડ ઉખેડનાર વાંદરાની પેઠે મરીને ભોંયપર પડેછે.' ૨૭૧.

दमनकः पृच्छति—'कथमेतत् ।' करटकः कथयति—

દમનક કહે છે—'એ કેમ બન્યું?' કરટક કહેછે-

---

कथा ७ सप्तमी । किलोत्पाटिनो वानरस्य ॥

વાર્તા ૭ મી. ફાચડ ઉખેડનાર વાંદરાની.

अस्ति मगधदेशे धर्मारण्यसंनिहितवसुधायां शुभदत्तनाम्ना कायस्थेन विहारः कर्तुमारब्धः । तत्र करपत्रदार्यमाणैकस्तम्भस्तय कियद्दूरस्फाटितस्य काष्ठस्त-

ण्डद्वयमध्ये कीलकः सूत्रधारेण निहितः । तत्र बलवान्वानरयूथः क्रीडन्नागतः । एको वानरः कालप्रेरित इव तं कीलकं हस्ताभ्यां धृत्वोपविष्टः । तत्र तस्य मुष्कद्वयं लम्बमानं काष्ठखण्डद्वयाभ्यन्तरे प्रविष्टम् । अनन्तरं स च सहजचपलतया महता प्रयत्नेन तं कीलकमाकृष्टवान् । आकृष्टे च कीलके चूर्णिताण्डद्वयः पञ्चत्वं गतः । अतोऽहं ब्रवीमि—'अव्यापारेषु व्यापारम्' इत्यादि' ॥ दमनको ब्रूते—'तथापि स्वामिचेष्टानिरूपणं सेवकेनावश्यं करणीयम् ।' करटको ब्रूते—'सर्वस्मिन्नधिकारे य एव नियुक्तः प्रधानमन्त्री स करोतु । यतोऽनुजीविना पराधिकारचर्चा सर्वथा न कर्तव्या । पश्य ।

મગધ દેશમાં ધર્મારણ્યની પાસે ભૂતળપર એક બાગ બનાવવાનો શુભદત્ત નામે કાયસ્થે આરંભ કર્યો હતો. ત્યાં કરવતથી કાપેલા એક થાંભલાનો થોડો ભાગ ફાડીને તે બે ફાડિયા મળી ન જાય માટે વચમાં એક ફાચડ કારીગર (કરઇ)એ ખોસી મૂકી હતી. ત્યાં એક મોટું વાંદરાનું ટોળું ક્રીડા કરતું કરતું આવી ચઢ્યું. તેમાંનો, જેને કાળે પ્રેરણા કરેલી એવો, એક વાંદરો હાથથી તે ફાચડ પકડીને તે ઉપર બેઠો. તેથી તેના બે લાંબા વૃષણ તે બે ફાડની વચ્ચે આવી ગયાં. પછી પોતાની સ્વાભાવિક ચપલાઇથી, તેણે મહા મહેનતે તે ફાચડ ખેંચી કહાડી. ફાચડ ખેંચાતાં તેનાં બે વૃષણ તેમાં ભચડાઈ ચૂરો થતાં તે મરણ પામ્યો. માટેજ હું કહું છું કે—

**દોહરો.**

નહિ કરવાનું કામ નર, કરવા ઇચ્છે જેહ;
ફાચડ ખેંચક કપિ પઠે, ભોંય નખાયે તેહ.

દમનક કહેછે—'તથાપિ આપણે સેવક છીએ, માટે સ્વામી શું શું કરે છે તે જોવું એ આપણું અવશ્ય કર્તવ્ય છે.' કરટક બોલ્યો, 'જેને સર્વ અધિકાર આપ્યો છે એવા મુખ્ય મંત્રીને તે કામ કરવા દો. કેમકે ચાકરે બીજાના અધિકારના કામની ચર્ચા કદી કરવી નહિ. જુઓ.

पराधिकारचर्चां यः कुर्यात्स्वामिहितेच्छया ।
स विषीदति चीत्काराद्गर्दभस्ताडितो यथा' ॥२७२॥

જે પ્રમાણે ચિત્કાર શબ્દથી માર ખાનારો ગધેડો દુઃખ પામ્યો, તેમ જે સ્વામીના હિતની ઈચ્છાથી, બીજાના અધિકારની ચર્ચા કરે છે, તે દુઃખ પામે છે. ૨૭૨.

दमनकः पृच्छति—'कथमेतत् ।' करटको ब्रूते—
દમનક પૂછેછે, 'એ કેમ થયું?' કરટક બોલેછે.



## कथा ८ अष्टमी । गर्दभ श्वानयोः ॥

## વાર્તા ૮ મી ગધેડો અને કૂતરો.

अस्ति वाराणस्यां कर्पूरपटको नाम रजकः । स चाभिनववयस्कया वध्वा सह प्रसुप्तः। तदनन्तरं तद्गृहद्रव्याणि हर्तुं चौरः प्रविष्टः । तस्य प्राङ्गणे गर्दभो बद्धस्तिष्ठति, कुक्कुरश्चोपविष्टोऽस्ति । अथ गर्दभः श्वानमाह—'सखे, भवतस्तावदयं व्यापारः । तत्किमिति त्वमुच्चैः शब्दं कृत्वा स्वामिनं न जागरयसि ।' कुक्कुरो ब्रूते—'भद्र, मम नियोगस्य चर्चा त्वया न कर्तव्या। त्वमेव किं न जानासि यथा तस्याहर्निशं गृहरक्षां करोमि । यतोऽयं चिरान्निर्वृतो ममोपयोगं न जाना-

**ति । तेनाद्युनापि ममाहारदाने मन्दादरः । यतो विना विधुरदर्शनं स्वामिन उपजीविषु मन्ददरा भवन्ति।' गर्दभो ब्रूते—'शृणु रे बर्बर,**

વારાણસી (કાશી) નગરીમાં કર્પૂરપટક નામનો એક ધોબી હતો. તે પોતાની નવી વહુ સાથે સૂતો. ત્યાર પછી દ્રવ્યની ચોરી કરવા માટે એક ચોર તેના ઘરમાં ભરાયો. તેના બારણામાં એક ગધેડો બાંધેલો ઊભો હતો. અને કૂતરો બેઠો હતો. પછી તે ગધેડાએ કૂતરાને કહ્યું, 'હે મિત્ર! આ તારૂં કામ છે. ત્યારે કેમ મોટેથી ભસીને તારા સ્વામીને જગાડતો નથી?' કૂતરાએ કહ્યું, 'મારા કામની તું ચર્ચા કરીશ મા.. તને ખબર નથી કે રાત્રને દિવસ હું તેના ઘરનું રક્ષણ કરૂં છું, માટેજ આ મારો શેઠ ઘણા કાળથી નિશ્ચિંત થયો છે, પણ હવે તે મારી કીમત સમજતો નથી અને તેથીજ હમણા મને ખાવાનું આપવામાં બેદરકાર થયો છે, માટે સ્વામીને કંઈ સંકટ બતાવ્યા વિના, સ્વામી ચાકર વિષે બેદરકાર રહે છે.' ગધેડો કહે છે. 'અલ્યા વાચાળ, સાંભળ.

**याचते कार्यकाले यः स किंभृत्यः स किंसुहृत् ।'**

જે કામની વખતે માંગે તે ચાકર કુત્સિત અને તેવો મિત્ર પણ કુત્સિત જાણવો.'

**कुक्कुरो ब्रूते—** કૂતરો બોલ્યો—

**भृत्यान्संभाषयेद्यस्तु कार्यकाले स किंप्रभुः ॥२७३॥**

કામ પડે ત્યારેજ જે ચાકરની સાથે વાતચીત કરેછે, તે શેઠ પણ કુત્સિત છે. ૨૭૩.

यतः । કેમકે—

**आश्रितानां भृतौ स्वामिसेवायां धर्मसेवने ।**
**पुत्रस्योत्पादने चैव न सन्ति प्रतिहस्तकाः' ॥२७४॥**

આશ્રિત જનોનું પોષણ કરવું અર્થાત્ તેને પગાર વગેરે આપવામાં, સ્વામીની સેવા કરવામાં, અને ધર્માચરણ કરવામાં, તથા પુત્ર ઉત્પન્ન કરવામાં પણ પ્રતિનિધિ (એકને બદલે બીજો) ચાલી શકતો નથી.' २७४.

**ततो गर्दभः सकोपमाह—'अरे दुष्टमते, पापीयांस्त्वं यद्विपत्तौ स्वामिकार्य उपेक्षां करोषि। भवतु तावत् । यथा स्वामी जागरिष्यति तन्मया कर्तव्यम् । यतः ।**

પછી ગર્દભ ક્રોધથી બોલ્યો, 'અરે! દુષ્ટબુદ્ધિ! તું મહાપાપી છે, કેમકે વિપત્તિ આવ્યા છતાં, તું શેઠના કામમાં ઉપેક્ષા કરે છે. ભલે તેમ કર. (પણ) જે રીતે સ્વામી જાગે, તેમ મારે કરવું જોઈએ. કેમકે—

**पृष्ठतः सेवयेदर्कं जठरेण हुताशनम् ।**
**स्वामिनं सर्वभावेन परलोकममायया' ॥ २७५ ॥**

સૂર્યના તાપનું સેવન પીઠપર કરવું, અને દેવતા (અગ્નિ)ના તાપનું સેવન પેટપર કરવું, અને સ્વામીની સેવા સર્વ પ્રકારે કરવી, અને પરલોક માટેની સેવા નિષ્કપટભાવથી કરવી.' २७५.

**इत्युक्त्वातीव चीत्कारशब्दं कृतवान् । ततः स रजकस्तेन चीत्कारेण प्रबुद्धो निद्राभङ्गकोपादुत्थाय गर्दभं लगुडेन ताडयामास । तेनासौ पञ्चत्वमगमत् । अतोऽहं ब्रवीमि—'पराधिकारचर्चाम्' इत्यादि ॥ पश्य ।**

पशूनामन्वेषणमेवास्मन्नियोगः । स्वनियोगचर्चा क्रियताम् । (विमृश्य ।) 'किंत्वद्य तया चर्चया न प्रयोजनम् । यत आवयोर्भक्षितशेषाहारः प्रचुरोऽस्ति ।' दमनकः सरोषमाह—'कथमाहारार्थी भवान्केवलं राजानं सेवते । एतदयुक्तमुक्तं त्वया । यतः ।

એમ કહીને તે ખૂબ ભૂંકવા લાગ્યો. તે ગધેડાના ભૂંકવાથી તે ધોબી જાગી ઉઠયો, અને ઊંઘ ઉડી જવાથી ગુસ્સે થઈ હાથમાં એક લાકડી લઇને ગધેડાને મારવા લાગ્યો, તેથી તે ગધેડો મરણ પામ્યો. માટે હું કહું છું કે—

દોહરો.

"શેઠ હિતાર્થે જે કરે, ચર્ચા પર અધિકાર;
માર ખાય પીડાય તે, જેવો ખર ચિત્કાર."

જુઓ, પશુનો શોધ કરી લાવવો એ આપણું કામ છે. તે આપણા પોતાના કામનો આપણે વિચાર કરવો. આજ આપણને તે ચર્ચાની જરૂર નથી. કેમકે આપણને તો રાજાના ઉચ્છિષ્ટનો આહાર પણ પરિપૂર્ણ છે' દમનક ચીડાઇને બોલ્યો—'તું કેવલ પેટને માટેજ રાજસેવા કરેછે? એ તું અયોગ્ય બોલ્યો. કેમકે—

सुहृदामुपकारकारणा-
द्विषतामप्यपकारकारणात् ।
नृपसंश्रय इष्यते बुधै-
र्जठरं को न बिभर्ति केवलम् ॥ २७६ ॥

મિત્રપર ઉપકાર કરવા માટે, શત્રુને અપકાર કરવા માટે, વિદ્વાન્ જનો રાજાના આશ્રયની ઈચ્છા

કરે છે, (રાજાશ્રયવિના પણ) એકલું પોતાનું પેટ કોણ ભરતું નથી? ૨૭૬.

**जीविते यस्य जिवन्ति विप्रा मित्राणि बान्धवाः ।**
**सफलं जीवितं तस्य आत्मार्थे को न जीवति ॥२७७॥**

જેના જીવિતપર વેદપાઠી બ્રાહ્મણો, મિત્રો અને બંધુઓ જીવતા રહે છે, તેનું જીવતર સફળ છે. પોતાને માટે કોણ જીવતું નથી? ૨૭૭.

**अपि च ।** વળી પણ,

**यस्मिञ्जीवति जीवन्ति बहवः स तु जीवतु ।**
**काकोऽपि किं न कुरुते चञ्च्वा स्वोदरपूरणम् ॥२७८॥**

જે જીવતો રહેતાં ઘણાં જનો જીવે છે, તે જીવંત રહો. કાગડો પણ પોતાની ચાંચથી પોતાનું પેટ ભરતો નથી શું? ૨૭૮.

**पश्य ।** જુઓ,

**पञ्चभिर्याति दासत्वं पुराणैः कोऽपि मानवः ।**
**कोऽपि लक्षैः कृती कोऽपि लक्षैरपि न लभ्यते ॥२७९॥**

કોઈ માણુસ પાંચ રૂપીએ સેવક થાય છે. કોઈ લાખ રૂપીએ સેવક થાય છે અને કોઈ લાખો રૂપીઆ આપતાં પણ મળતો નથી. ૨૭૯.

**अन्यच्च ।** અને વળી,

**मनुष्यजातौ तुल्यायां भृत्यत्वमतिगर्हितम् ।**
**प्रथमो यो न तत्रापि स किं जीवत्सु गण्यते ॥२८०॥**

મનુષ્યપણું બેઉમાં સમાન છતાં, ચાકરપણું ઘણું નિંદ્ય છે. તેમાં જે મુખી નથી, તેની શું જીવતાં મનુષ્યમાં ગણના થાય છે? ૨૮૦.

**तथा चोक्तम्—** તેમજ કહ્યું છે:—

वाजिवारणलोहानां काष्ठपाषाणवाससाम् ।
नारीपुरुषतोयानामन्तरं महदन्तरम् ॥ २८१ ॥

ઘોડા, હાથી, લોખંડ, કાષ્ટ, પાષાણ અને વસ્ત્ર, સ્ત્રી પુરુષ અને પાણી એ પદાર્થોમાં પરસ્પર ઘણો તફાવત દેખાય છે. ૨૮૧.

तथाहि । स्वल्पमप्यतिरिच्यते ।

તેજ કહું છું. થોડું પણ વધારે છે;

स्वल्पस्नायुवसावशेषमलिनं निर्मांसमप्यस्थिकं
श्वा लब्ध्वा परितोषमेति न भवेत्तस्य क्षुधः शान्तये ।
सिंहो जम्बुकमङ्कमागतमपि त्यक्त्वा निहन्ति द्विपं
सर्वः कृच्छ्रगतोऽपि वाञ्छति जनः सत्त्वानुरुपं फलम्॥

જેમાં સ્નાયુ થોડા હોય છે, વસાનો થોડો અંશ બાકી હોવાથી મલીન, જેમાં માંસનું તો નામ પણ મળે નહિ એવું હાડકું મેળવીને કુતરો સંતોષ પામે છે. પણ તેથી કંઈ તેની ભૂખ મટતી નથી. સિંહ પોતાના ખોળાપર આવીને બેઠેલા શિયાળને છોડીને; હાથીને મારે છે. પ્રત્યેક પ્રાણી સંકટમાં હોય તોપણ પોતાની યોગ્યતા પ્રમાણે ફળની ઇચ્છા કરે છે. ૨૮૨.

अपरं च । सेव्यसेवकयोरन्तरं पश्य ।

અને વળી, શેઠ અને ચાકર એ બેઉમાં ફરક જુઓ.

लाङ्गूलचालनमधश्चरणावपातं
भूमौ निपत्य वदनोदरदर्शनं च ।
श्वा पिण्डदस्य कुरुते गजपुंगवस्तु
धीरं विलोकयति चाटुशतैश्च भुङ्क्ते ॥२८३॥

કૂતરો પોતાને જે પિંડ (ખાવાનું) આપનાર તેની આગળ પૂછડી હલાવે છે, તેના પગમાં જઇને પડે છે; ભોંયપર ચત્તોપાટ સૂઇને પોતાનું મોં તથા પેટ દેખડાવે છે અને હાથી તો પિંડ (ખાવાનુ) દેનાર તરફ ગંભીરતાથી જુએ છે, તથાપિ ઘણું મિષ્ટાન્ન ખાય છે. ૨૮૩.

किं च । કેમકે,

यज्जीव्यते क्षणमपि प्रथितं मनुष्यै-
विज्ञानविक्रमयशोभिरभज्यमानम् ।
तन्नाम जीवितमिह प्रवदन्ति तज्ज्ञाः
काकोऽपि जीवति चिराय बलिं च भुङ्क्ते ॥२८४॥

માણસે વખાણેલો અને જ્ઞાન, પરાક્રમ, યશ એથી પરિપૂર્ણ જે ક્ષણભર જીવવું, તેનેજ વિદ્વાનો જીવવું સમજે છે. કાગડો પણ ઘણા દિવસ જીવે છે અને બલિ ભક્ષણ કરે છે. ૨૮૪.

अपरं च । અને વળી,

यो नात्मजे न च गुरौ न च भृत्यवर्गे
दीने दयां न कुरुते न च बन्धुवर्गे ।
किं तस्य जीवितफलेन मनुष्यलोके
काकोऽपि जीवति चिरं च बलिं च भुङ्क्ते ॥२८५॥

જે પોતાના પુત્રપર, ગુરુપર, સેવકોપર, દીનપર અને બાંધવ જનોપર દયા કરતો નથી; આ મનુષ્ય લોકમાં તેના જીવતરનું શું ફળ છે? કાગડો પણ ઘણા દિવસ જીવે છે અને બલિ ભક્ષણ કરે છે. ૨૮૫.

अपरमपि । અને વળી,

अहिताहिताविचारशून्यबुद्धेः
श्रुतिसमयैर्बहुभिस्तिरस्कृतस्य ।
उदरभरणमात्रकेवलेच्छोः
पुरुषपशोश्च पशोश्च को विशेषः' ॥ २८६ ॥

હિત અને અહિત એના વિચારમાં જેની બુદ્ધિં સૂન્ય છે. અને વેદના સિદ્ધાંતથી છૂટેલો, કેવલ પેટ ભરવાનીજ ઈચ્છા કરનારો, એવા મનુષ્ય પશુ અને પ્રત્યક્ષ પશુમાં શો વિશેષ (ફેર) છે?' ૨૬૮.

करटको ब्रूते—'आवां तावदप्रधानौ । तदाप्यावयोः किमनया विचारणया ।' दमनको ब्रूते—'कियता कालेनामात्याः प्रधानतामप्रधानतां वा लभन्ते । यतः ।

કરટક કહે છે—'આપણે બેઉ પ્રધાનપદે નથી. ત્યારે આપણે બેએ આ વિચાર કરીને શું કરવું છે?' દમનક કહેછે—'અમાત્ય એ કોઈ વખતે પ્રધાન થાય છે અને કોઈવાર અપ્રધાન પણ થાય છે. કેમકે—

न कस्यचित्कश्चिदिह स्वभावात्
भवत्युदारोऽभिमतः खलो वा ।
लोके गुरुत्वं विपरीततां वा
स्वचेष्टितान्येव नरं नयन्ति ॥ २८७ ॥

સ્વભાવથી કોઇ કોઇને ઉદાર થતો નથી, પ્રિય થતો નથી અને ખળ થતો નથી. લોકોમાં મનુષ્યનાં કર્મો એજ તેને મહત્ત્વ કે નીચત્વ આપે છે. ૨૮૭.

किं च । કેમકે,

आरोप्यते शिला शैले यत्नेन महता यथा ।
निपात्यते क्षणेनाधस्तथात्मा गुणदोषयोः ॥ २८८ ॥

જે પ્રમાણે મહાપરિશ્રમથી પર્વતપર પથ્થરો ચઢાવાય છે, અને એક ક્ષણમાં નીચે ફેંકી દેવાય છે તેમજ આત્માને ગુણદોષની અસર થાય છે. ૨૮૮.

**यात्यधोऽधो व्रजत्युच्चैर्नरः स्वैरेव कर्मभिः ।**
**कूपस्य खनिता यद्वत्प्राकारस्येव कारकः ॥ २८९ ॥**

જેમ કૂવો ખોદનારો (પોતાના કર્મથીજ) નીચો ઉતરે છે અને કોટ ચણનારો ઊંચો ચઢે છે, તેમજ મનુષ્ય પણ પોતાના કર્મથીજ ઊંચ અને નીચ બને છે. ૨૮૯.

**तद्भद्रम् । स्वयत्नायत्तो ह्यात्मा सर्वस्य ।' करटको ब्रूते—'अथ भवान्किं ब्रवीति ।' स आह—'अयं तावत्स्वामी पिङ्गलकः कुतोऽपि कारणात्सचाकितः परिवृत्योपविष्टः ।' करटको ब्रूते—'किं तत्त्वं जानासि ।' दमनको ब्रूते—'किमत्राविदितमस्ति । उक्तं च ।**

માટે ખરેખર દરેક જણનો આત્મા તેને આધીન છે.' કરટક કહે છે—'હવે તું શું કહે છે?' તે કહે છે—'આ પિંગલક સ્વામી કંઈ પણ મોટા કારણથી ચકિત થઈ પાછો ફરી બેઠો છે.' કરટક કહે છે—'તને એનું તત્વ ખબર છે કે?' દમનક કહેછે, 'એમાં ન જણાય એવું શું છે? કહ્યુંજ છે કે—

**उदीरितोऽर्थः पशुनापि गृह्यते**
**हयाश्च नागाश्च वहन्ति देशिताः ।**
**अनुक्तमप्यूहति पण्डितो जनः**
**परेङ्गितज्ञानफला हि बुद्धयः ॥ २९० ॥**

બોલેલાનો અર્થ પશુ પણ સમજે છે, ઈસારો કરવાથી ઘોડા અને હાથી ચાલ્યા જાય છે, અને પંડિત પુરુષ બોલ્યાવિના પણ કલ્પનાથી જાણે છે.

કારણ બીજાના મનને ઇંગિતથી જાણવું એ બુદ્ધિનું પરિણામ છે. ૨૫૦.

आकारैरिङ्गितैर्गत्या चेष्टया भाषणेन च ।
नेत्रवक्त्रविकारेण लक्ष्यतेऽन्तर्गतं मनः ॥ २९१ ॥

આકારથી, ઇંગિતથી, ગમનથી, ચેષ્ટાથી, અને ભાષણથી અને આંખ તથા મુખના વિકારથી મનની વાત જાણી શકાય છે. ૨૫૧.

अत्र भयप्रस्तावे प्रज्ञाबलेनाहमेनं स्वामिनमात्मीयं करिष्यामि । यतः ।

આ ભયના ધાસ્કામાં પડેલા મારા સ્વામીને મારા બુદ્ધિબળથી મારે તાબે કરીશ. કેમકે—

प्रस्तावसदृशं वाक्यं सद्भावसदृशं प्रियम् ।
आत्मशक्तिसमं कोपं यो जानाति स पण्डितः' ॥२९२॥

જે પ્રસંગાનુસાર વચન, અને સારા ભાવને અનુસાર પ્રિય કૃતિ, અને પોતાની શક્તિ પ્રમાણે કોપ, એ જે જાણે છે તે પંડિત.' ૨૫૨.

करटको ब्रूते—'सखे, त्वं सेवानभिज्ञः । पश्य ।

કરટક કહે છે—'હે મિત્ર! તને સેવા કેમ કરવી તેની ખબર નથી. જો.

अनाहूतो विशेद्यस्तु अपृष्टो बहु भाषते ।
आत्मानं मन्यते प्रीतं भूपालस्य स दुर्मतिः' २९३ ॥

બોલાવ્યા વિના જે જાય છે, પૂછ્યા વિના જે ઘણું બોલે છે, અને હું રાજાને પ્રિય છું એમ મનમાં માને છે, તેને દુર્બુદ્ધિ જાણવો.' ૨૫૩.

दमनको ब्रूते—'भद्र, कथमहं सेवानभिज्ञः । पश्य ।

દમનક કહે છે—'ભલા ભાઈ! હું કેમ સેવા ન જાણનાર? જો.

किमप्यस्ति स्वभावेन सुन्दरं वाप्यसुन्दरम् ।
यदेव रोचते यस्मै भवेत्तत्तस्य सुन्दरम् ॥ २९४ ॥

વસ્તુ સ્વાભાવિક સારી હો કે માઠી હો, પરંતુ જે વસ્તુ જેને ગમે તે તેને સુંદરજ છે. ૨૯૪.

यतः । કારણ—

यस्य यस्य हि यो भावस्तेन तेन हि तं नरम् ।
अनुप्रविश्य मेधावी क्षिप्रमात्मवशं नयेत् ॥ २९५ ॥

બુદ્ધિમાન્ મનુષ્ય, જેનો જેનો જેવો જેવો ભાવ હોય, તે તે ભાવે તે માણસ સાથે લપટાઈ રહીને, તેને પોતાને વશ કરેછે. ૨૯૫.

अन्यच्च । અને વળી,

कोऽत्रेत्यहमिति ब्रूयात्सम्यगादेशयेति च ।
आज्ञामवितथां कुर्याद्यथाशक्ति महीपतेः ॥ २९६ ॥

અહીં કોણ છે? તો હું છું, મને આજ્ઞા કરો, એમ બોલવું. અને રાજાએ આજ્ઞા કરતાં, તે યથાશક્તિ સફળ કરવી. ૨૯૬.

अपरं च । અને વળી,

अल्पेच्छुर्धृतिमान्प्राज्ञश्छायेवानुगतः सदा ।
आदिष्टो न विकल्पेत स राजवसतौ वसेत् ॥ २९७॥

જે અલ્પસંતોષી, ધૈર્યવાન્, પ્રાજ્ઞ અને છાયા પેઠે નિરંતર જોડે વસનાર અને આજ્ઞા થતાં, કદિ વિકલ્પ ન કરનાર; તે રાજગૃહમાં રહી શકેછે. ૨૯૭.

करटको ब्रूते—कदाचित्त्वामनवसरप्रवेशादवम-

न्यते स्वामी'। स चाह—'अस्त्वेवम्। तथाप्यनुजीविना स्वामिसांनिध्यमवश्यं करणीयम्। यतः।

કરટક કહે છે—'કદાચિત્ કવેળાએ આવવા માટે સ્વામી તારૂં અપમાન કરશે.' દમનક કહે છે—'ભલે કરે. તથાપિ ચાકરે સ્વામી પાસે જવું આવશ્યક છે. કારણ—

दोषभीतेरनारम्भस्तत्कापुरुषलक्षणम्।
कैरजीर्णभयाद्भ्रातर्भोजनं परिहीयते॥ २९८॥

દોષના ભયથી આરંભજ ન કરવો, એ કુત્સિત (નીચ) પુરુષનું લક્ષણ છે. ભાઈ! અજીર્ણના ભયથી કોણે ભોજન તજ્યું છે? ૨૯૮.

पश्य। જો,

आसन्नमेव नृपतिर्भजते मनुष्यं
विद्याविहीनमकुलीनमसंगतं वा।
प्रायेण भूमिपतयः प्रमदा लताश्च
यः पार्श्वतो वसति तं परिवेष्टयन्ति'॥२९९॥

વિદ્યારહિત, અકુલીન, સંગત માટે અયોગ્ય, તથાપિ પાસે રહેનાર એવા મનુષ્યનેજ રાજા ભજે છે. ઘણું કરીને રાજાઓ, સ્ત્રીઓ અને લતાઓ જે તેની પાસે રહેછે તેનીજ સાથે વિંટલાય છે.' ૨૯૯.

करटको ब्रूते—'अथ तत्र गत्वा किं वक्ष्यति भवान्'। स आह—'शृणु। किमनुरक्तो विरक्तो वा मयि स्वामीति ज्ञास्यामि'। करटको ब्रूते—'किं तज्ज्ञानलक्षणम्'। दमनको ब्रूते—'शृणु।

કરટક બોલ્યો—'હમણા તું ત્યાં જઇને શું કહેશે?' તેણે કહ્યું સાંભળ. 'મારાપર સ્વામી પ્રસન્ન

છે કે ગુસ્સે છે તે હું જાણીશ.' કરટક કહે છે—'તે જાણવાનું લક્ષણ શું?' દમનકે કહ્યું—'સાંભળ.

दूरादवेक्षणं हासः संप्रश्नेष्वादरो भृशम् ।
परोक्षेऽपि गुणश्लाघा स्मरणं प्रियवस्तुषु ॥ ३०० ॥
असेवके चानुरक्तिर्दानं सप्रियभाषणम् ।
अनुरक्तस्य चिह्नानि दोषेऽपि गुणसंग्रहः ॥ ३०१ ॥

દૂરથી જોવો, હસવું, પ્રશ્નમાં આદર કરવો, આપણી પાછળ આપણા ગુણ ગાવા, પ્રિય પદાર્થનું સ્મરણ; પોતાનો સેવક ન હોય તોપણ તેના પર પ્રેમ. પ્રિય ભાષણપૂર્વક દાન, દોષમાં પણ ગુણ માનવો, એ પ્રસન્નતાનું લક્ષણ છે. ૩૦૦-૩૦૧.

अन्यच्च । અને વળી,

कालयापनमाशानां वर्धनं फलखण्डनम् ।
विरक्तेश्वरचिह्नानि जानीयान्मतिमान्नरः ॥ ३०२ ॥

વખત ગાળવો, આશા આપવી, ફળનો નાશ કરવો, એ ચિહ્નો અપ્રસન્નતાનાં છે, એમ બુદ્ધિમાનોએ જાણવું. ૩૦૨.

एतज्ज्ञात्वा यथा चायं ममायत्तो भविष्यति तथा करिष्यामि । यतः ।

આમ જાણીને, જે રીતે તે મને વશ થશે, તેમ કરીશ. કારણ—

अपायसंदर्शनजां विपत्ति-
मुपायसंदर्शनजां च सिद्धिम् ।
मेधाविनो नीतिविधिप्रयुक्तां
पुरः स्फुरन्तीमिव दर्शयन्ति' ॥ ३०३ ॥

નીતિશાસ્ત્રમાં કહ્યા મુજબ અપાય કરવાથી વિ-

પ્તિ, ઉપાય કરવાથી સિદ્ધિ આપણી સન્મુખ આ-
વી ઉભે છે, એમ વિદ્વાનો કહી દેખાડે છે.' ૩૦૩.

**करटको ब्रूते—'तथाप्यप्राप्ते प्रस्तावे न वक्तुमर्हसि । यतः ।**

કરટક કહે છે—'તોપણ જે બોલવાનો પ્રસંગ ન હોય, તેવું વચન બોલવા તું યોગ્ય નથી, કેમકે

**अप्राप्तकालवचनं बृहस्पतिरपि ब्रुवन् ।**
**प्राप्नुयाद्बुद्ध्यवज्ञानमपमानं च शाश्वतम् ॥३०४॥**

બૃહસ્પતિ પણ સમયના વિચારવિના ન બોલવાનું બોલે તો, તેને લોકો અક્કલહીન કહે છે અથવા તો તેનું નિરંતર અપમાન કરે છે. ૩૦૪.

**दमनको ब्रूते—'मित्र, मा भैषीः । नाहमप्राप्तावसरं वचनं वदिष्यामि । यतः ।**

દમનક કહે છે—'હે મિત્ર! બેફિકર રહે. હું સમયવિનાનું વેણ બોલવાનો નથી. કેમકે,

**आपद्युन्मार्गगमने कार्यकालात्ययेषु च ।**
**अपृष्टेनापि वक्तव्यं भृत्येन हितमिच्छता ॥ ३०५ ॥**

હિત ઇચ્છનાર ચાકરે, વિપત્તિ વખતે, કુમાર્ગે જતાં, અને કામનો વખત જતો રહેતો હોય તેવારે, વગર પૂછે પણ બોલવું. ૩૦૫.

**यदि च प्राप्तावसरेणापि मया मन्त्रो न वक्तव्यस्तदा मन्त्रित्वमेव ममानुपपन्नम् । यतः ।**

જો બોલવાનો પ્રસંગ આવ્યા છતાં હું જો મસલત ન કરૂં તો મારૂં મંત્રીપણું અયોગ્ય છે. કારણ—

**कल्पयति येन वृत्तिं येन च लोके प्रशस्यते सद्भिः ।**
**स गुणस्तेन च गुणिना रक्ष्यः संवर्धनीयश्च ॥३०६॥**

જેનાથી આપણી આજીવિકા ચાલે છે, અને જેના યોગથી જગત્માં સત્પુરુષો આપણાં વખાણ કરે છે, તે ગુણ ગુણવાનોએ રક્ષણ કરવો, અને વધારવો. ૩૦૬.

**तद्भद्र, अनुजानीहि माम् । गच्छामि ।' करटको ब्रूते—'शुभमस्तु । शिवास्ते पन्थानः । यथाभिलषितमनुष्ठीयताम्' इति । ततो दमनको विस्मित इव पिङ्गलकसमीपं गतः ।**

ત્યારે ભલા! મને જવાની રજા આપ. હું જાઉં છું' કરટક કહે છે—'તારૂં કલ્યાણ થાઓ. તારો માર્ગ નિર્વિઘ્ન થાઓ. જેવી ઈચ્છા છે તેમ કરી લે.' પછી **દમનક** વિસ્મય પામતો પિંગલક પાસે ગયો.

**अथ दूरादेव सादरं राज्ञा प्रवेशितः साष्टाङ्गप्रणिपातं प्रणिपत्योपविष्टः । राजाह—'चिराद्दृष्टोऽसि' । दमनको ब्रूते—यद्यपि मया सेवकेन श्रीमद्देवपादानां न किंचित्प्रयोजनमस्ति तथापि प्राप्तकालमनुजीविना सांनिध्यमवश्यं कर्तव्यमित्यागतोऽस्मि । किं च ।**

પછી દૂરથીજ મોટા માનપૂર્વક રાજાએ તેને બોલાવ્યો. સાષ્ટાંગ નમસ્કાર કરી તેની પાસે બેઠો. રાજાએ કહ્યું—'ઘણે દહાડે તને દીઠો.' **દમનક** બોલ્યો—'જોકે મહારાજાના ચરણને અમારા જેવા ચાકરની કંઈ જરૂર નથી, તથાપિ વેળ પડે ત્યારે ચાકરે અવશ્ય આવવું જોઇએ. માટે હું આવ્યો છું. કેમકે—

दन्तस्य निर्घर्षणकेन राज-
न्कर्णस्य कण्डूयनकेन वापि ।
तृणेन कार्यं भवतीश्वराणां
किमङ्ग वाक्पाणिमता नरेण ॥ ३०७ ॥

હે રાજા! દાંતણ તથા કાનકોતરણીની પણ જ-રૂર પડે છે ત્યારે જેને વાચા તથા હાથ પગ છે, એવા મનુષ્યની કેમ જરૂર નહિ પડે? ૩૦૭.

यद्यपि चिरेणावधीरितस्य देवपादैर्मे बुद्धिनाशः शङ्कयते, तदपि न शङ्कनीयम् । यतः ।

જોકે મહારાજાના ચરણે ઘણા દિવસથી મારો તિરસ્કાર કર્યો છે માટે મારી બુદ્ધિ નષ્ટ થઈ હશે એવી શંકા ન લાવવી. કેમકે—

कदर्थितस्यापि च धैर्यवृत्ते-
र्बुद्धेर्विनाशो नहि शङ्कनीयः ।
अधः कृतस्यापि तनूनपातो
नाधः शिखा याति कदाचिदेव ॥ ३०८ ॥

જે ધૈર્યવાન્ પુરુષ છે તેનો ગમે તેવો તિર-સ્કાર કરે તોપણ તેની બુદ્ધિ નષ્ટ થતી નથી. જુઓ અગ્નિને નીચો નાખીએ તોપણ તેની જ્વાલા કદી ની-ચી જવાની નથી. ૩૦૮.

देव, तत्सर्वथा विशेषज्ञेन स्वामिना भवितव्य-म् । यतः ।

મહારાજ! માટે સ્વામીએ સર્વ રીતે યોગ્યતા જાણવાની જરૂર છે. કારણ—

मणिर्लुठति पादेषु काचः शिरसि धार्यते ।
यथैवास्ते तथैवास्तां काचः काचो मणिर्मणिः ॥३०९॥

(કોઈવાર) હીરાકણી પગે અથડાય, અને કાચ મસ્તકપર મૂકાય છે. જેમ થાય તેમ થવા દો. તથાપિ કાચ તે કાચ, અને મણી તે મણી. ૩૦૯.

अन्यच्च । અને વળી,

निर्विशेषो यदा राजा समं सर्वेषु वर्तते ।
तदोद्यमसमर्थानामुत्साहः परिहीयते ॥ ३१० ॥

જ્યારે રાજા ચાકરોની યોગ્યતા ન વિચારતાં, સણી ઘોડે બારે ટકે એ રીતે વર્તે છે, ત્યારે ઉદ્યોગ કરનારા લોકોનો ઉત્સાહ ભંગ થાય છે. ૩૧૦.

किं च । કેમકે—

त्रिविधाः पुरुषा राजन्नुत्तमाधममध्यमाः ।
नियोजयेत्तथैवैतांस्त्रिविधेष्वेव कर्मसु ॥ ३११ ॥

હે રાજા! ઉત્તમ, મધ્યમ અને અધમ એવા ત્રણ પ્રકારના પુરુષો હોય છે, તે પ્રમાણે તેઓને ત્રણ પ્રકારનાં કામોપર યોજવા. ૩૧૧.

यतः । કેમકે—

स्थान एव नियोज्यन्ते भृत्याश्चाभरणानि च ।
न हि चूडामणिः पादे नूपुरं शिरसा कृतम् ॥३१२॥

યોગ્યતા પ્રમાણે ચાકર અને ઘરેણાની યોજના કરવી. ચૂડામણી કોઈ પગે પહેરતું નથી અને ઝાંઝરને માથે ઘાલતું નથી. ૩૧૨.

अपि च । અને વળી,

कनकभूषणसंग्रहणोचितो
यदि मणिस्त्रपुणि प्रणिधीयते ।
न स विरौति न चापि न शोभते
भवति योजयितुर्वचनीयता ॥ ३१३ ॥

સોનાના કુંદનમાં જડવા યોગ્ય જે મણી, તેને જો સિસામાં બેસાડીએ, તો તે મણીનું સીસાની પેઠે પાણી થતું નથી, અને શોભતો પણ નથી, પરંતુ જડનારની મૂર્ખતા દેખાઈ પડે છે. ૩૧૩.

अन्यच्च । અને વળી,

मुकुटे रोपितः काचश्चरणाभरणे मणिः ।
न हि दोषो मणेरस्ति किंतु साधोरविज्ञता ॥३१४॥

માથાપર કાચ ઘાલે, અને મણીને પગના ઘરેણામાં જડે તો તે દોષ મણીનો નથી, પણ પહેરનારનીજ મૂર્ખતા. ૩૧૪.

पश्य । જુઓ,

बुद्धिमाननुरक्तोऽयमयं शूर इतो भयम् ।
इति भृत्यविचारज्ञो भृत्यैरापूर्यते नृपः ॥ ३१५ ॥

આ બુદ્ધિમાન્ છે, આ અનુરક્ત છે, આ શૂર છે, આથી ભય છે, એવી રીતે ચાકરોનો વિચાર કરનાર રાજા પાસે ઘણા ચાકરો આવેછે. ૩૧૫.

तथा हि । તેજ કહ્યુંછું—

अश्वः शस्त्रं शास्त्रं वीणा वाणी नरश्च नारी च ।
पुरुषविशेषं प्राप्य हि भवन्ति योग्या अयोग्याश्च ॥३१६॥

ઘોડો, શસ્ત્ર, શાસ્ત્ર, વીણા, વાણી, મનુષ્ય અને સ્ત્રી એ જેવા યોજક હોય તે પ્રમાણે યોગ્ય કે અયોગ્ય બને છે. ૩૧૬.

अन्यच्च । અને વળી,

किं भक्तेनासमर्थेन किं शक्तेनापकारिणा ।
भक्तं शक्तं च मां राजन्नावज्ञातुं त्वमर्हसि ॥३१७॥

ભક્ત હોઇને અસમર્થ હોય તેનો શો ઉપયો,

ગ, શક્ત હોઇને અપકાર કરનાર હોય તો શો ઉપયોગ? હે રાજા! હું ભક્ત હોઇને શક્ત છું, માટે મારી અવજ્ઞા કરવી આપને યોગ્ય નથી. ૩૧૭.

यतः । કારણ—

अवज्ञानाद्राज्ञो भवति मतिहीनः परिजनः
ततस्तत्प्रामाण्याद्भवति न समीपे बुधजनः ।
बुधैस्त्यक्ते राज्ये न हि भवति नीतिर्गुणवती
विपन्नायां नीतौ सकलमवशं सीदति जगत् ॥३१८॥

રાજાએ અપમાન કરવાથી, ચાકરો મતિહીન બને છે, અને તેનોજ દાખલો લઇને રાજાની પાસે કોઈ વિદ્વાન્ રહેતો નથી. જે રાજમાં વિદ્વાન્ નથી, તેમાં યથાયોગ્ય નીતિ ચાલતી નથી. નીતિ નષ્ટ થતાં સર્વ પ્રજા સ્વતંત્ર થઈ જગત્ પીડાયછે. ૩૧૮.

अपरं च । અને વળી,

जनं जनपदा नित्यमर्चयन्ति नृपार्चितम् ।
नृपेणावमतो यस्तु स सर्वैरवमन्यते ॥ ३१९ ॥

રાજા જેને માન આપે, તેને સર્વ લોકો નિરંતર માને છે, જેનું રાજાએ અપમાન કર્યું, તેનું સર્વ અપમાન કરે છે. ૩૧૯.

किं च । કેમકે—

बालादपि गृहीतव्यं युक्तमुक्तं मनीषिभिः ।
रवेरविषये किं न प्रदीपस्य प्रकाशनम् ॥ ३२० ॥

બાળકનું પણ સયુક્તિક વચન વિદ્વાનોએ સ્વીકારવું. સૂર્ય ન હોય ત્યારે દીવો પ્રકાશ કરતો નથી કે?' ૩૨૦.

पिङ्गलकोऽवदत्—'भद्र दमनक, किमेतत् । त्व-

मस्मदीयप्रधानामात्यपुत्र इयन्तं कालं यावत्कुतोऽपि खलवाक्यान्नागतोऽसि । इदानीं यथाभिमतं ब्रूहि ।' दमनको ब्रूते—'देव, पृच्छामि किंचित् । उच्यताम् । उदकार्थी स्वामी पानीयमपीत्वा किमिति विस्मित इव तिष्ठति ।' पिङ्गलकोऽवदत्—'भद्रमुक्तं त्वया । किंत्वेतद्रहस्यं वक्तुं काचिद्विश्वासभूमिर्नास्ति । तथापि निभृतं कृत्वा कथयामि । शृणु । संप्रति वनमिदमपूर्वसत्त्वाधिष्ठितमतोऽस्माकं त्याज्यम् । अनेन हेतुना विस्मितोऽस्मि । तथा च श्रुतो मयापि महानपूर्वशब्दः । शब्दानुरूपेणास्य प्राणिनो महता बलेन भवितव्यम् ।' दमनको ब्रूते—'देव, अस्ति तावदयं महान्भयहेतुः । स शब्दोऽस्माभिरप्याकर्णितः । किंतु स किंमन्त्री यः प्रथमं भूमित्यागं पश्चाद्युद्धं चोपदिशति । अस्मिन्कार्यसंदेहे भृत्यानामुपयोग एव ज्ञातव्य । यतः ।

પિંગલક બોલ્યો, 'ભદ્ર દમનક! આ શું? તું અમારા મુખ્ય પ્રધાનનો પુત્ર છે. આટલા વખત સૂધી કોઈ પણ દુષ્ટ લોકોના બોલવાપર વિશ્વાસ રાખીને તું મારી પાસે આવ્યો નહિ. હવે જે તારે ઇચ્છા હોય તે કહે.' દમનક બોલ્યો—'હે દેવ! હું કંઈ પૂછું છું. કહો મહારાજ! પાણી પીવાની ઇચ્છા છતાં, પાણી ન પીતાં, શા કારણથી વિસ્મિત પેઠે અટકી રહ્યા?' પિંગલક બોલ્યો—'તેં યોગ્ય કહ્યું. પરંતુ એ રહસ્ય છે, અને વિશ્વાસ યોગ્ય જગા (એકાંત) કોઈ નથી. તથાપિ એકાંત કરીને હું તને કહું છું. હમણા આ વનમાં કોઈ અપૂર્વ પ્રાણી આવીને રહ્યા છે, માટે આપણે આ(સ્થળ)નો ત્યાગ કરવો જોઇએ. આ કારણથી હું ચકિત થયો છું. તે પ્રાણીનો તેવોજ કદી ન સાંભળેલો એવો મોટો ઘાંટો પણ મેં

સાંભળ્યો. ઘાંટાને અનુસારે તેનું બળ પણ ઘણુંજ મોટું હોવું જોઇએ.' દમનક બોલ્યો, 'મહારાજ! આ મોટા ભયનું કારણ છે. તે શબ્દ મેં પણ સાંભળ્યો. પરંતુ જે મંત્રી પ્રથમ સ્થાન ત્યાગ કરવા કહે અને પછી યુદ્ધ કરવાનું કહે તેને કુત્સિત (નીચ) મંત્રી જાણવો. આવા મહાન્ સંકટના કામમાં ચાકરનો ઉપયોગ જાણવો જોઇએ. કારણ—

**बन्धुस्त्रीभृत्यवर्गस्य बुद्धेः सत्त्वस्य चात्मनः ।**
**आपन्निकषपाषाणे नरो जानाति सारताम्' ॥३२१॥**

બંધુ, સ્ત્રી, ચાકરવર્ગ, પોતાની બુદ્ધિ અને પોતાનું સત્વ, (બળ) એ સર્વની પરીક્ષા આપત્તિરૂપી કસોટીથી મનુષ્ય કરી શકે છે. ૩૨૧.

**सिंहो ब्रूते—'भद्र, महती शङ्का मां बाधते ।' दमनकः पुनराह स्वगतम्—'अन्यथा राज्यसुखं परित्यज्य स्थानान्तरं गन्तुं कथं मां संभाषसे ।' प्रकाशं ब्रूते—'देव, यावदहं जीवामि तावद्भयं न कर्तव्यम् । किंतु करटकादयोऽप्याश्वास्यन्तां यस्मदापत्प्रतीकारकाले दुर्लभः पुरुषसमवायः ।'**

સિંહ કહે છે—'હે ભદ્ર! મોટી શંકા મને પીડા કરે છે.' દમનક (આમ ન હોય તો રાજ્યસુખ છોડી, બીજે સ્થળે જવાનું મારી પાસે કેમ બોલે) એમ મનમાં ધારી પ્રકટ બોલ્યો, 'મહારાજ! જ્યાં સૂધી હું જીવું છું, ત્યાં સૂધી તમારે ડર રાખવાનું કારણ નથી. પરંતુ કરટક વગેરેને પણ આપ આશ્વાસન આપી આપણા કરી રાખો. કારણ આપત્તિનું નિવારણ કરતી વખતે, પુરુષોનો સમુદાય મળવો દુર્લભ થાય છે.'

ततस्तौ दमनककरटकौ राज्ञा सर्वस्वेनापि पूजितौ भयप्रतीकारं प्रतिज्ञाय चलितौ । करटको गच्छन्दमनकमाह—'सखे, किं शक्यप्रतीकारो भयहेतुरशक्यप्रतीकारो वेति न ज्ञात्वा भयोपशमं प्रतिज्ञाय कथमयं महाप्रसादो गृहीतः । यतोऽनुपकुर्वाणो न कस्याप्युपायनं गृह्णीयाद्विशेषतो राज्ञः । पश्य ।

પછી, તે બેઉ દમનક અને કરટકની રાજાએ સર્વસ્વ આપી પૂજા કરી. ભય દૂર કરવાની પ્રતિજ્ઞા કરીને એ બેઉ ચાલી નીકળ્યા. કરટક ચાલતાં ચાલતાં દમનકને કહે છે, 'હે મિત્ર! ભયનું જે કારણ છે તેનું વારણ આપણે હાથે શકય છે કે નહિ? એ જાણ્યાવિના, ભયની શાંતિ હું કરીશ, એવી પ્રતિજ્ઞા કરીને તેં આ રાજાની મોટી મહેરબાની કેમ મેળવી? કારણ ઉપકાર કર્યાવિના કોઇના તરફથી પણ સત્કાર (ઇનામ-ભેટ-સોગત) સ્વીકારવો નહિ જોઇએ. અને વિશેષે કરીને રાજાનો તો ન જ લેવો જોઇએ. જો.

यस्य प्रसादे पद्मास्ते विजयश्च पराक्रमे ।
मृत्युश्च वसति क्रोधे सर्वतेजोमयो हि सः ॥३२२॥

જે પ્રસન્ન થતાં લક્ષ્મી આપે છે, પરાક્રમ કરીને જય મેળવે છે. જેના ક્રોધમાં મૃત્યુ રહે છે. તે રાજા સર્વ તેજોમય છે. ૩૨૨.

तथा हि । તેમજ કહુંછું—

बालोऽपि नावमन्तव्यो मनुष्य इति भूमिपः ।
महती देवता ह्येषा नररूपेण तिष्ठति' ॥ ३२३ ॥

આ રાજા નાનો છે, અને આ આપણા જેવો

મનુષ્ય છે, એમ ધારી તેનું અપમાન કરવું નહિ. કારણ મનુષ્યરૂપથી એ મોટો દેવ છે એમ જાણવું.' ૩૨૩.

दमनको विहस्याह—'मित्र, तूष्णीमास्यताम् । ज्ञातं मया भयकारणम् । बलीवर्दनर्दितं तत् । वृषभाश्चास्माकमपि भक्ष्याः । किं पुनः सिंहस्य ।' करटको ब्रूते—'यद्येवं तदा किं पुनः स्वामित्रासस्तत्रैव किमिति नापनीतः ।' दमनको ब्रूते—'यदि स्वामित्रासस्तत्रैवमुच्यते तदा कथमयं महाप्रसादलाभः स्यात् । अपरं च ।

દમનક હસીને બોલ્યો—'હે મિત્ર! ચૂપ રહે. મેં ભયનું કારણ જાણ્યું છે. તે બળદનું આરડવું છે. બળદ તો અમારો પણ ભક્ષ છે, પછી સિંહની વાત શું?' કરટક કહે છે, 'જો એમ છે, તો પછી સ્વામીને કેમ બીવડાવ્યો. ત્યાંજ તેને કેમ કહીને નિર્ભય ન કર્યો.' દમનક બોલ્યો—'જો સ્વામીનો ભય તે વારેજ દૂર કર્યો હોત તો આપણને આ મોટા પ્રસાદનો લાભ કેમ થાત? અને વળી,

निरपेक्षो न कर्तव्यो भृत्यै स्वामी कदाचन ।
निरपेक्षं प्रभुं कृत्वा भृत्यः स्याद्दधिकर्णवत्' ॥३२४॥

ચાકરોએ રાજાને આપણી ગરજ ન પડે, એમ કદી પણ રાખવો નહિ. ચાકરે રાજાને નિરપેક્ષ કરતાં દધિકર્ણની પેઠે ફળ ભોગવવું પડેછે.' ૩૨૪.

करटकः पृच्छति—'कथमेतत् ।' दमनकः कथयति—

કરટક પૂછેછે—'એ કેમ?' દમનક કહે છે.



## कथा ९ नवमी । सिंह मूषिकयोः ॥

## વાર્તા ૯ મી સિંહ અને ઉંદરની.

अस्त्युत्तरापथेऽर्बुदशिखरनाम्नि पर्वते दुर्दान्तो नाम महाविक्रमः सिंहः । तस्य पर्वतकन्दरमधिशयानस्य केसराग्रं कश्चिन्मूषिकः प्रत्यहं छिनत्ति । ततः केसराग्रं लूनं दृष्ट्वा कुपितो विवरान्तर्गतं मूषिकमलभमानोऽचिन्तयत्—

ઉત્તર દિશામાં અર્બુદશિખર (આબુના પહાડ) નામક પર્વતપર દુર્દાંત નામનો મહા પરાક્રમી સિંહ રહેતો હતો. તે પર્વતની ગુફામાં ઊંઘતો હોય ત્યારે તેની યાળના વાળને કોઈએક ઉંદર આવીને દરરોજ કરડતો. પછી પોતાની યાળ કરડાયલી જોઈને તે સિંહ ગુસ્સે થયો. પણ ઉંદર દરમાં પેસી ગએલો હોવાથી હાથ ન લાગ્યો, તેથી વિચાર કરવા લાગ્યો કે—

'क्षुद्रशत्रुर्भवेद्यस्तु विक्रमान्नैव लभ्यते ।
तमाहन्तुं पुरस्कार्यः सदृशस्तस्य सैनिकः' ॥३२५॥

જે શત્રુ ક્ષૂદ્ર છે, તે પરાક્રમથી મળતો નથી, તેને મારવા માટે તેના જેવો બીજો કોઈ સૈનિક શોધવો જોઈએ.' ૩૨૫.

इत्यालोच्य तेन ग्रामं गत्वा विश्वासं कृत्वा दधिकर्णनामा बिडालो यत्नेनानीय मांसाहारं दत्त्वा स्वकन्दरे स्थापितः । अनन्तरं तद्भयान्मूषिकोऽपि बिलान्न निःसरति । तेनासौ सिंहोऽक्षतकेसरः सुखं स्वपिति । मूषिकशब्दं यदा यदा शृणोति तदा तदा मांसाहारदानेन तं बिडालं संवर्धयति ।

એવો વિચાર કરીને તે સિંહ ગામમાં જઇને, એક દધિકર્ણ નામના બિલાડાને વિશ્વાસ આપીને લઈ આવ્યો. અને તેને માંસાહાર આપીને પોતાની ગુફામાં રાખ્યો. પછી તેના ભયથી ઉંદર દરથી બહાર નીકળતો ન હતો. તેથી સિંહની યાળ કોઈ કાતરતું ન હતું. તેથી તે સુખથી ઉંઘ લેવા લાગ્યો. જ્યારે જ્યારે ઉંદરનો ચૂંચૂં શબ્દ સંભળાય ત્યારે ત્યારે માંસાહાર આપીને તે બિલાડાને રૂષ્ટ પુષ્ટ કર્યા કરતો.

**अथैकदा स मूषिकः क्षुधापीडितो बहिः संचरन्बिडालेन प्राप्तो व्यापादितश्च । अनन्तरं स सिंहोऽनेककालं यावन्मूषिकं न पश्यति तत्कृतरावमपि न शृणोति तदा तस्यानुपयोगाद्बिडालस्याप्याहारदाने मन्दादरो बभूव । ततोऽसावाहारविरहाद्दुर्बलो दधिकर्णोऽवसन्नो बभूव । अतोऽहं ब्रवीमि—'निरपेक्षो न कर्तव्यः' इत्यादि ॥ ततो दमनककरटकौ संजीवकसमीपं गतौ । तत्र करटकस्तरुतले साटोपमुपविष्टः ।**

પછી કોઈએક સમયે તે ઉંદર ભૂખથી પીડાઈને બહાર નીસરતાં, તે બિલાડાએ તેને પકડીને મારી નાખ્યો. પછી સિંહે ઘણા દિવસ સુધી ઉંદરને દીઠો પણ નહિ અને તેનો શબ્દ પણ ન સાંભળ્યો, ત્યારે હવે આ બિલાડાની આપણને જરૂર નથી, એમ ધારી તે બિલાડાને ખાવા આપવામાં બેદરકારી રાખવા માંડી. પછી તે દધિકર્ણ નામનો બિલાડો, ખાવા પીવા પૂરૂ ન મળવાથી દુર્બળ થઈ મરણતોલ થયો. માટે હુ કહુંછું કે—

દોહરો.

કદી ન કરવો ચાકરે, ગરજહીન નિજ શેઠ;
શેઠ ગરજ ટળતાં બને, દાસ દધિકણું પેઠ.

પછી દમનક અને કરટક સંજીવક (બળદ) પાસે ગ-યા. ત્યાં કરટક ઝાડ નીચે ડોલ ઘાલીને બેઠો.

दमनकः संजीवकसमीपं गत्वाब्रवीत्—'अरे वृ-षभ, एषोऽहं राज्ञा पिङ्गलकेनारण्यरक्षार्थं नियुक्तः। सेनापतिः करटकः समाज्ञापयति—सत्वरमागच्छ। न चेदस्मदरण्याद्दूरमपसर। अन्यथा ते विरुद्धं फलं भविष्यति।' न जाने क्रुद्धः स्वामी किं विधास्यति।' तच्छ्रुत्वा संजीवकश्चायात्।

દમનક સંજીવક પાસે જઇને બોલ્યો, 'અરે! બળદ! પિંગલક રાજાએ અરણ્ય રક્ષણ માટે મને નીમ્યો છે. સેનાપતિ કરટક એવી આજ્ઞા કરે છે કે, જલદી ચાલ. નહિ તો આ અરણ્યથી દૂર જા. એમ નહિ કરે તો તને વિરૂદ્ધ ફળ મળશે. મ-હારાજા ક્રોધે ભરાતાં કોણ જાણે શું કરશે, તે સાંભ-ળીને સંજીવક આવવા તૈયાર થયો.

आज्ञाभङ्गो नरेन्द्राणां ब्राह्मणानामनादरः।
पृथक्शय्या च नारीणामशस्त्रविहितो वधः॥३२५॥

રાજાઓની આજ્ઞાનો ભંગ, બ્રાહ્મણનો અના-દર, સ્ત્રીઓની પતિથી જુદી તળાઈ, એ શસ્ત્રવિના કરેલા વધ પ્રમાણે છે. ૩૨૫.

ततो देशव्यवहारानभिज्ञः संजीवकः सभयमुपसृत्य साष्टाङ्गपातं करटकं प्रणतवान्। तथा चोक्तम्—

પછી દેશ વ્યવહાર ન જાણનાર તે સંજીવક

બળદ ભયથી પાસે જઇને સાષ્ટાંગ પ્રણામ કરી કર-
ટક પાસે ઉભો રહ્યો. તેમજ કહ્યું છે કેઃ—

**मतिरेव बलाद्गरीयसी**
**यदभावे करिणामियं दशा ।**
**इति घोषयतीव डिण्डिमः**
**करिणो हस्तिपकाहतः क्कणन् ॥ ३२७ ॥**

બળ કરતાં બુદ્ધિ બળવાન્ છે, જે બુદ્ધિ ન હોવાથી હાથીની પણ આવી દશા છે. એમ હાથી પર બેઠેલો માવત પોતાના હાથીને ડંકો વગાડીને કહી સંભળાવે છે. ૩૨૭.

**अथ संजीवकः साशङ्कमाह—'सेनापते, किं मया कर्तव्यम् । तदभिधीयताम् ।' करटको ब्रूते—'वृषभ, अत्र कानने तिष्ठसि । अस्मद्देवपादारविन्दं प्रणम ।' संजीवको ब्रूते—'तदभयवाचं मे यच्छ । गच्छामि ।' करटको ब्रूते—'शृणु रे बलीवर्द, अलमनया शङ्कया । यतः ।**

પછી સંજીવક ઘણા ભયથી બોલ્યો—'હે સેનાપતિ! મારે હવે શું કરવું, તે ફરમાવો.' કરટક કહે છે, 'હે બળદ! આ અરણ્યમાં તું રહે છે, માટે અમારા મહારાજાના ચરણકમળમાં જઈ પ્રણામ કર.' સંજીવક કહે છે—'ત્યારે મને અભય વચન આપો. હું જાઉં છું.' કરટક બોલે છે—'અરે! બેલ! સાંભળ. બસ. એ શંકા ન રાખ. કેમકે—

**प्रतियाचमदत्त केशवः**
**शपमानाय न चेदिभूभुजे ।**
**अनुहुंकरुते घनध्वनिं**
**न हि गोमायुरुतानि केसरी ॥ ३२८ ॥**

શ્રીકૃષ્ણે ચેદિરાજ (શિશુપાલ)ને ગાળો દેતાં છતાં, તેને પ્રત્યુત્તર આપ્યો નહિ, કેમકે સિંહ મેઘગર્જના પર સામી ગર્જના કરે છે, પરંતુ શિયાળના કકળાટની સામે ગર્જતો નથી. ૩૨૮.

**अन्यच्च ।** અને વળી,

**तृणानि नोन्मूलयति प्रभञ्जनो**
**मृदूनि नीचैः प्रणतानि सर्वतः ।**
**समुच्छ्रितानेव तरून्प्रबाधते**
**महान्महत्येव करोति विक्रमम्' ॥ ३२९ ॥**

પોચા અને ચારે તરફથી નમ્ર એવા ઘાસને વાયુ ઉખેડી નાખતો નથી, ઊંચા વધેલા મોટા મોટા વૃક્ષનેજ ઉખેડે છે, કેમકે મોટો મોટાપરજ હલ્લો કરે છે. ૩૨૯.

**ततस्तौ संजीवकं कियद्दूरे संस्थाप्य पिङ्गलकसमीपं गतौ ।**

પછી તે બેઉ સંજીવકને થોડેક દૂર બેસાડી, પિંગલક પાસે ગયા.

**ततो राज्ञा सादरमवलोकितौ प्रणम्योपविष्टौ । राजाह—'त्वया स दृष्टः ।' दमनको ब्रूते—'देव, दृष्टः । किंतु यद्देवेन ज्ञातं तत्तथा । महानेवासौ देवं द्रष्टुमिच्छति । किंतु महाबलोऽसौ ततः सज्जीभूयोपविश्य दृश्यताम् । शब्दमात्रादेव न भेतव्यम् । तथा चोक्तम्—**

પછી રાજાએ આદરપૂર્વક જોએલા તે બેઉ નમસ્કાર કરીને બેઠા. રાજા બોલ્યો—'તે પ્રાણી તેં જોયો ?' દમનક કહે છે—'મહારાજ જોયો. જે પ્રમાણે મહારાજે જાણ્યું તેવોજ છે. એ ઘણો મોટો

છે. આપના દર્શનને ઇચ્છે છે. પરંતુ એ મહા બલવાન્ છે, માટે આપે યુદ્ધની તૈયારી કરીને તેને જોવો. કેવલ શબ્દથીજ ડરવું નહિ. તેમજ કહ્યું છે-

शब्दमात्रान्न भेतव्यमज्ञात्वा शब्दकारणम् ।
शब्दहेतुं परिज्ञाय कुट्टनी गौरवं गता ॥ ३३० ॥

શબ્દનું કારણ જાણ્યાબિના, કેવલ શબ્દથી બીહીવું નહિ. શબ્દનું કારણ જાણીને કુટિની મોટાઇને પામી.' ૩૩૦.

राजाह—'कथमेतत् ।' दमनकः कथयति—

રાજા બોલ્યો—'એ કેમ?' દમનક કહે છે.



कथा १० दशमी । कराला नामक कुट्टनी चातुर्यम् ॥

વાર્તા ૧૦ મી કરાલા નામની કુટિનીની ચતુરાઇ.

अस्ति श्रीपर्वतमध्ये ब्रह्मपुराख्यं नगरम् । तच्छिखरप्रदेशे घण्टाकर्णो नाम राक्षसः प्रतिवसतीति जनप्रवादः श्रूयते । एकदा घण्टामादाय पलायमानः कश्चिच्चौरो व्याघ्रेण व्यापादितः । तत्पाणिपतिता घण्टा वानरैः प्राप्ता । वानरास्तां घण्टामनुक्षणं वादयन्ति । ततो नगरजनैः स मनुष्यः खादितो दृष्टः प्रतिक्षणं घण्टारवश्च श्रूयते । अनन्तरं घण्टाकर्णः कुपितो मनुष्यान्खादति घण्टाञ्च वादयतीत्युक्त्वा सर्वे जना नगरात्पलायिताः । ततः करालया नाम कुट्टन्या विमृश्यानवसरोऽयं घण्टावादः । तत्किं मर्कटा घण्टां वादयन्तीति स्वयं विज्ञाय राजा विज्ञापितः—'देव, यदि कियद्धनोपक्षयः क्रियते, तदाहमेनं घण्टाकर्णं साधयामि ।' ततो राज्ञा तस्यै धनं दत्तम् । कुट्टन्या च

**मण्डलं कृत्वा तत्र गणेशादिपूजागौरवं दर्शयित्वा स्वयं वानरप्रियफलान्यादाय वनं प्रविश्य फलान्याकीर्णानि। ततो घण्टां परित्यज्य वानराः फलासक्ता बभूवुः। कुट्टनी च घण्टां गृहीत्वा नगरमागता सर्वजनपूज्याभवत्। अतोऽहं ब्रवीमि—'शब्दमात्रान्न भेतव्यम्' इत्यादि ॥ ततः संजीवक आनीय दर्शनं कारितः। पश्चात्तत्रैव परमप्रीत्या निवसति।**

શ્રીપર્વતમાં બ્રહ્મપુર નામનું નગર છે. તેના શિખર (ટોંચ) પર ઘંટાકર્ણ નામનો રાક્ષસ રહે છે, એવો જનાપવાદ સંભળાય છે. કોઇએક સમયે ઘંટા લઇને દોડતા કોઇ એક ચોરને વાઘે માર્યો. તેના હાથમાંથી પડેલી ઘંટા વાંદરોને મળી. તે લઇને વાંદરાઓ પ્રત્યક્ષ તે ઘંટા વગાડવા લાગ્યા. પછી નગરના માણસો, તે માણસને ખાધો એમે દીઠો. અને પ્રત્યક્ષ ઘંટાનાદ પણ સંભળાય છે. એમ બોલવા લાગ્યાં. પછી ઘંટાકર્ણ ક્રોધે ભરાયલો મનુષ્યને ખાય છે, અને ઘંટા વગાડે છે, એમ બોલતા સર્વ લોક ગામ બહાર નાશી ગયા. પછી કરાલા નામની કુટ્ટિનીએ વિચાર કરી, આ ઘંટા વાગવાનો સમય નથી. ત્યારે શું વાંદરા ઘંટા વગાડે છે, એમ મનમાં જાણીને રાજાની પ્રાર્થના કરી, 'દેવ! મહારાજ! જો થોડા પૈસાનો આપ ખર્ચ કરશો, તો હું આ ઘંટાકર્ણને વશ કરીશ.' પછી રાજાએ તેને દ્રવ્ય આપ્યું. કુટ્ટિનીએ મંડપ રચના કરી, ત્યાં ગણપતિ વગેરે દેવતાના પૂજનનો આડંબર દેખડાવીને, પોતે વાંદરાને પ્રિય એવાં ફળો લઇને વનમાં જઇને ચોતરફ ફળો ઉડાડ્યાં. તેથી વાંદરા ઘંટા મૂકીને ફળ ખાવા દોડ્યા.

કુટ્ટિની તે ઘંટા લઇને નગરમાં આવી. અને સર્વ લોકોમાં માન પામી. માટે હું કહુંછું.—

દોહરો.

શબ્દમાત્રથી નહિ ડરો, શબ્દ હેતુનું જ્ઞાન;
મેળવતાં તો કુટ્ટની, પામી અતિશય માન..

પછી સંજીવકને આણીને રાજાની મુલાકાત કરાવી. પછી તે બળદ તેજ વનમાં સુખે રહેવા લાગ્યો.

अथ कदाचित्तस्य सिंहस्य भ्राता स्तब्धकर्णनामा सिंहः समागतः । तस्यातिथ्यं कृत्वा समुपवेश्य पिङ्गलकस्तदाहाराय पशुं हन्तुं चलितः । अत्रान्तरे संजीवको वदति—'देव अद्य हतमृगाणां मांसानि क्व' । राजाह—'दमनककरटकौ जानीतः' । संजीवको ब्रूते—'ज्ञायतां किमस्ति नास्ति वा ।' सिंहो विमृश्याह—'नास्त्येव तत् ।' संजीवको ब्रूते—'कथमेतावन्मांसं ताभ्यां खादितम् ।' राजाह—'खादितं व्ययितमवधीरितं च । प्रत्यहमेष क्रमः ।' संजीवको ब्रूते—'कथं श्रीमद्देवपादानामगोचरेणैवं क्रियते ।' राजाह—'मदीयागोचरेणैव क्रियते ।' अथ संजीवको ब्रूते—'नैतदुचितम् । तथा चोक्तम्—

પછી કોઇએક દહાડો તે સિંહનો ભાઈ સ્તબ્ધકર્ણ નામનો બીજો સિંહ ત્યાં આવ્યો. તેનો આદરસત્કાર કરી, તેને બેસાડી પિંગલક તેને ખાવાને આપવા માટે પશુ મારવા સારૂ નીકળ્યો. એટલામાં સંજીવક કહે છે—'મહારાજ! આજ મારેલા મૃગનું માંસ ક્યાં છે?' રાજા કહે—'તે દમનક અને કરટક જાણે.' સંજીવક કહે—'છે કે નહિ, તેની તપાસ તો કરો.' સિંહે શોધ કરી કહ્યું,

તે નથીજ.' સંજીવકે કહ્યું—'શું આટલું બધું માંસ એ બે જણા ખાઈ ગયા?' રાજા કહે—'ખાધું, ખર્ચ્યું કે નાખી દીધું. દરરોજ એમજ ચાલે છે.' સંજીવક કહે—'શું મહારાજાના ચરણની રજાવિના એમ કરે, છે?' રાજા કહે—'મારી રજા વગરેજ કરે છે.' ત્યારે સંજીવક બોલ્યો—'એ યોગ્ય નથી. તેમજ કહ્યું છે કે—

नानिवेद्य प्रकुर्वीत भर्तुः किंचिदपि स्वयम् ।
कार्यमापत्प्रतीकारादन्यत्र जगतीपते ॥ ३३१ ॥

રાજાની પરવાનગી વિના પોતે બીજું કંઈ પણ કરવું નહિ. હે રાજા! વિપત્તિનો પ્રતિકાર (નિવારણ) કરવા માત્રમાં રાજાની રજાની જરૂર નથી. ૩૩૧.

अन्यच्च । અને વળી,

कमण्डलूपमोऽमात्यस्तनुत्यागो बहुग्रहः ।
नृपते किंक्षणो मूर्खो दरिद्रः किंवराटकः ॥ ३३२ ॥

હે રાજા! ઝારી જેવા થોડું થોડું આપનાર અને વધારે ભરી લેનાર પ્રધાન છે. હે રાજા! ક્ષણમાં તે શું શીખાય, એમ જાણનાર મૂર્ખ રહે છે, કોડીમાં તે શું એમ જાણનાર દરિદ્ર બનેછે. ૩૩૨.

स ह्यमात्यः सदा श्रेयान्काकिणीं यः प्रवर्धयेत् ।
कोशः कोशवतः प्राणाः प्राणाः प्राणा न भूपतेः ॥३३३॥

જે પૈસાને વધારે તેજ પ્રધાન ઉત્તમ, કેમકે ભૂપતિનો પ્રાણ તે પ્રાણ નથી પણ રાજાનો ખજાનો એ પ્રાણ છે, ૩૩૩.

किं चान्यैर्न कुलाचारैः सेव्यतामेति पूरुषः ।
धनहीनः स्वपत्न्यापि त्यज्यते किं पुनः परैः ॥३३४॥

ધનહીન માણસ બીજા કોઇપણ કુલાચારથી

શ્રેષ્ઠ ગણાતો નથી. ઘણું શું કહેવું? પોતાની સ્ત્રી પણ તેને તજે છે. ત્યારે બીજાની શી વાત? ૩૩૪.

**एतच्च राज्ञः प्रधानं दूषणम्—**

એ રાજાનો મુખ્ય દોષ છે કે,

**अतिव्ययोऽनपेक्षा च तथार्जनमधर्मतः ।**
**पोषणं दूरसंस्थानां कोशव्यसनमुच्यते ॥ ३३५ ॥**

અતિશય ખર્ચ કરવો, બેદરકારી રાખવી, અન્યાયથી દ્રવ્ય મેળવવું, દૂર દૂરના સંસ્થાનોનું પોષણ એ ચાર ભંડાર નાશના વ્યસનો છે. ૩૩૫.

**यतः ।** કારણ—

**क्षिप्रमायमनालोच्य व्ययमानः स्ववाञ्छया ।**
**परिक्षीयत एवासौ धनी वैश्रवणोपमः' ॥ ३३६ ॥**

કુબેર સરખો ધનવાન હોય તોપણ પોતાની આવક થોડી હોય તેનો વિચાર ન કરતાં, પોતાની મરજી માફક ખર્ચ કરે તે નાશ પામેછે.' ૩૩૬.

**स्तब्धकर्णो ब्रूते—'शृणु भ्रातः, चिराश्रितावेतौ दमनककरटकौ संधिविग्रहकार्याधिकारिणौ च कदाचिदर्थाधिकारे न नियोक्तव्यौ । अपरं च नियोगप्रस्तावे यन्मया श्रुतं तत्कथ्यते ।**

સ્તબ્ધકર્ણ કહે છે—'ઓ ભાઇ! સાંભળ. ઘણા દિવસથી આપણા આશ્રયથી રહેલા દમનક અને કરટક એ બે સંધિવિગ્રહ કાર્યના અધિકારી છે. એને કદી પણ ભંડાર ઉપર નીમવા નહિ. બીજું કોને કયાં નીમવા તે વિષે મેં જે સાંભળ્યું છે તે કહુંછું.

**ब्राह्मणः क्षत्रियो बन्धुर्नाधिकारे प्रशस्यते ।**
**ब्राह्मणः सिद्धमप्यर्थं कृच्छ्रेणापि न यच्छति ॥३३७॥**

બ્રાહ્મણ, ક્ષત્રીય અને બાંધવ એ ત્રણ અધિકારપર યોગ્ય નથી. બ્રાહ્મણ સિદ્ધ એવા અર્થને ઘણે દુઃખે પણ આપતો નથી. ૩૩૭.

नियुक्तः क्षत्रियो द्रव्ये खङ्गं दर्शयते ध्रुवम् ।
सर्वस्वं ग्रसते बन्धुराक्रम्य ज्ञातिभावतः ॥ ३३८ ॥

ક્ષત્રીને નીમ્યો હોય તો દ્રવ્યને બદલે તરવાર દેખડાવે છે. અને બાંધવને નીમતાં, તે જ્ઞાતિ સંબંધથી બધું ગળી જાય છે. ૩૩૮.

अपराधेऽपि निःशङ्को नियोगी चिरसेवकः ।
स स्वामिनमवज्ञाय चरेच्च निरवग्रहः ॥ ३३९ ॥

ઘણા દિવસનો ચાકર, અપરાધ થાય તોપણ નિશંક રહીને સ્વામીનું અપમાન કરી નિરંકુશ ચાલે છે. ૩૩૯.

उपकर्ताधिकारस्थः स्वापराधं न मन्यते ।
उपकारं ध्वजीकृत्य सर्वमेवावलुम्पति ॥ ३४० ॥

જે અધિકારપર રહીને ઉપકાર કરેછે, તે પોતાનો દોષ જોતો નથી, અને ઉપકાર આગળ ધરીને સર્વસ્વ લૂટી લે છે. ૩૪૦.

उपांशुक्रीडितोऽमात्य स्वयं राजायते यतः ।
अवज्ञा क्रियते तेन सदा परिचयाद्ध्रुवम् ॥ ३४१ ॥

નહાનપણમાં સાથે રમેલો અમાત્ય, પોતે રાજા જેવો થઈ રહે છે. અને નિરંતરનો અતિ પરિચય થવાથી તે રાજાનું અપમાન કરે છે. ૩૪૧.

अन्तर्दुष्टः क्षमायुक्तः सर्वानर्थकरः किल ।
सकुनिः शकटारश्च दृष्टान्तावत्र भूपते ॥ ३४२ ॥

અંદરથી દુષ્ટ, બહારથી ક્ષમા દેખાડનાર, તે

સર્વ અનર્થ કરનાર હોય છે. હે રાજા! એમાં શકુની[1] અને શકટાર[2] એ બે પ્રસિદ્ધ ઉદાહરણ છે. ૩૪૨.

**सदामात्यो न साध्यः स्यात्समृद्धः सर्व एव हि ।**
**सिद्धानामयमादेश ऋद्धिश्चित्तविकारिणी ॥ ३४३ ॥**

સમૃદ્ધિવાળો પ્રધાન નિરંતર વશ રહેતો નથી, કેમકે સિદ્ધ પુરુષનો એવો ઉપદેશ છે કે, સમૃદ્ધિ એ ચિત્તને વિશેષ ચંચલતા આણેછે. ૩૪૩.

**प्राप्तार्थग्रहणं द्रव्यपरीवर्तोऽनुरोधनम् ।**
**उपेक्षा बुद्धिहीनत्वं भोगोऽमात्यस्य दूषणम् ॥३४४॥**

મળેલો પૈસો લઈ લેવો, દ્રવ્યની આપલે કરવી, રાજાને અનુસરીને ચાલવું, કર્તવ્યની કાળજી ન રાખવી, અને બુદ્ધિહીનતા અને ઉપભોગ કરવો, એ પ્રધાનમાં દોષો લેખાય છે. ૩૪૪.

**नियोगार्थग्रहोपायो राज्ञां नित्यपरीक्षणम् ।**
**प्रतिपत्तिप्रदानं च तथा कर्मविपर्ययः ॥ ३४५ ॥**

રાજાએ પોતાને આપેલા અધિકારનું યથાયોગ્ય પાલન કરવું, નિરંતર પરીક્ષા કરવી, હમેશા યુક્તિ દેખડાવવી, અને જે કંઈ વિરુદ્ધ કામ થતું હોય તે દેખડાવવું. (એ પ્રધાનના ગુણો ગણાય છે.) ૩૪૫.

**निपीडिता वमन्त्युच्चैरन्तः सारं महीपते ।**
**दुष्टव्रणा इव प्रायो भवन्ति हि नियोगिनः ॥ ३४६ ॥**

હે રાજા! દુષ્ટ ફોલ્લાને દાબતાં પીઓ બહાર નીકળે છે તેમ ચાકરોને ઘણો ત્રાસ આપ-

---

૧ દુર્યોધનનો મામો શકુની, જેની કથા મહાભારતમાં સુપ્રસિદ્ધ છે. અને ૨ શકટારની કથા અમે છપાવેલી ભારત માર્તંડકૃત "ચાણાક્યની ચતુરાઇ"માં જોઇ લેવી.

તાં, પોતાનો અંતરનો અભિપ્રાય બહાર ઓકી કાઢે છે. ૩૪૬.

**मुहुर्नियोगिनो बाध्या वसुधारा महीपते ।**
**सकृत्किं पीडितं स्नानवस्त्रं मुञ्चेद्द्रुतं पयः ॥ ३४७॥**

હે રાજા! તીજોરી ખાતાના નોકરોને વારંવાર ટોકતાં રહેવું, કેમકે નાહતી વખતે પહેરેલા વસ્ત્રને એકજવાર નીચોવતાં સઘળું પાણી નીકળે શું? ૩૪૭.

**एतत्सर्वं यथावसरं ज्ञात्वा व्यवहर्तव्यम् ।' सिंहो ब्रूते—'अस्ति तावदेवम् । किंत्वेतौ सर्वथा न मम वचनकारिणौ ।' स्तब्धकर्णो ब्रूते—'एतत्सर्वमनुचितं सर्वथा । यतः ।**

આ સર્વનો ઉપયોગ હું પ્રસંગોપાત જાણીને કરીશ.' સિંહે કહ્યું—'એમ છે. પરંતુ આ બે (દમનક અને કરટક) મારી આજ્ઞા પાળતા નથી.' સ્તબ્ધકર્ણ બોલ્યો, 'એ સર્વ પ્રકારે અયોગ્ય છે. કારણ—

**आज्ञाभङ्गकरान्राजा न क्षमेत्स्वसुतानपि ।**
**विशेषः को नु राज्ञश्च राज्ञश्चित्रगतस्य च ॥३४८॥**

પોતાનો પુત્ર પણ જો આજ્ઞાભંગ કરે તો રાજા સહન કરતો નથી. (તેમ ન હોય તો) પ્રત્યક્ષ રાજા અને ચિત્રમાં આળખેલા રાજામાં ફેર શું? ૩૪૮.

**स्तब्धस्य नश्यति यशो विषमस्य मैत्री**
**नष्टेन्द्रियस्य कुलमर्थपरस्य धर्मः ।**
**विद्याफलं व्यसनिनः कृपणस्य सौख्यं**
**राज्यं प्रमत्तसचिवस्य नराधिपस्य ॥३४९॥**

જે સ્તબ્ધ (જડ, આળસુ, અનુદ્યોગી)નો યશ નાશ થાય છે, જે વિસમ (અસ્થિર ચિત્તવાળો) છે

તેની સાથે મિત્રતા ટકતી નથી; જેની ઇંદ્રિયો વશ નથી, તેનું કુલ (કુલીનપણું) નાશ પામે છે; જે ધનમાંજ તત્પર હોય છે તેનો ધર્મ નાશ પામેછે; જે વ્યસની હોય છે તેની વિદ્યાનું ફળ નષ્ટ થાય છે, જે કંજુસ છે તેનું સુખ નાશ પામે છે, જે રાજાનો પ્રધાન પ્રમત્ત છે, તેનું રાજ નાશ પામેછે. ૩૪૯.

अपरं च । અને વળી,

तस्करेभ्यो नियुक्तेभ्यः शत्रुभ्यो नृपवल्लभात् ।
नृपतिर्निजलोभाच्च प्रजा रक्षेत्पितेव हि ॥ ३५० ॥

ચોરથી, પોતાના નોકરોથી, શત્રુથી, રાજાના પ્રિય એવા મનુષ્યોથી, અને પોતાના લોભથી રાજાએ પિતા પ્રમાણે પ્રજાનું રક્ષણ કરવું. ૩૫૦.

भ्रातः, सर्वथास्मद्वचनं क्रियताम् । व्यवहारोऽप्यस्माभिः कृत एव । अयं संजीवकः सस्यभक्षकोऽर्थाधिकारे नियुज्यताम् ।' एतद्वचनात्तथानुष्ठिते सति तदारभ्य पिङ्गलकसंजीवकयोः सर्वबन्धुपरित्यागेन महता स्नेहेन कालोऽतिवर्तते । ततोऽनुजीविनामप्याहारदाने शैथिल्यदर्शनाद्दमनककरटकावन्योन्यं चिन्तयतः । तदाह दमनकः करटकम्—'मित्र, किं कर्तव्यम् । आत्मकृतोऽयं दोषः । स्वयं कृतेऽपि दोषे परिदेवनमप्यनुचितम् । तथा चोक्तम्—

હે ભાઈ! સર્વ રીતે મારા કહેવા પ્રમાણે તમે કરો. અમે એની સાથે કામ પાડીને પરીક્ષા કરી જોઈ છે, માટે આ સંજીવક ધાન્ય ખાનારો છે, માટે અર્થાધિકાર (ખજાના) પર એને નીમવો.' તેના કહેવા પ્રમાણે કરતાં તે દિવસથી સર્વ બાંધવોનો ત્યાગ કરીને પિંગલક અને સંજીવક ઘણા સ્નેહથી દિવસ

ગાળવા લાગ્યા. પછી નોકરોને પણ ખોરાક આપવામાં શિથિલતા થવા લાગી. તે જોઇને કરટક અને દમનક પરસ્પર વિચાર કરે છે. દમનક કરટકને કહેછે—'હે મિત્ર! હવે શું કરવું? આપણા પોતાના કર્મનો આ દોષ છે. પોતે કરેલા કામનો પસ્તાવો કરવો અયોગ્ય છે. તેમજ કહ્યું છે—

**उपायेन हि यच्छक्यं न तच्छक्यं पराक्रमैः ।**
**काक्या कनकसूत्रेण कृष्णसर्पो निपातितः ॥ ३५१ ॥**

યુક્તિથી જે સાધ્ય છે તે પરાક્રમથી સિદ્ધ થતું નથી. જો, કાગડીએ સોનાના સૂત્રથી કાળો સાપ મારી નાખ્યો.' ૩૫૧.

**करटकः पृच्छति—'कथमेतत्' दमनक कथयति—**

કરટક પૂછેછે—'એ કેમ થયું?' **દમનક** કહે છે.



**कथा ११ एकादशी । काककृष्णसर्पयोः ॥**

**વાર્તા ૧૧ મી કાગડા અને કાળા સાપની.**

**कस्मिंश्चित्तरौ वायसदंपती निवसतः । तयोश्चापत्यानि तत्कोटरावस्थितेन कृष्णसर्पेण खादितानि । ततः पुनर्गर्भवती वायसी वायसमाह—'नाथ, त्यज्यतामयं तरुः । अत्रावस्थितकृष्णसर्पेणावयोः संततिः सततं भक्ष्यते । यतः ।**

કોઇએક ઝાડપર કાગડાનું જોડું રહેતું હતું. તેનાં બચ્ચાં તે ઝાડની બખોળમાં રહેનારા એક કાળા સાપે ખાધાં. પછી ફરી કાગડી ગર્ભવતી થતાં, પોતાનાં (પતિ) કાગડાને કહે છે—'નાથ! આ

ઝાડ છોડો. અહીં રહેનાર કાળો 'સર્પ આપણી સંતતિ હમેશ ખાઈ જાય છે. કારણ—

दुष्टा भार्या शठं मित्रं भृत्याश्चोत्तरदायकाः ।
ससर्पे च गृहे वासो मृत्युरेव न संशयः' ॥३५२॥

દુષ્ટ સ્ત્રી, શઠ મિત્ર, સામું બોલનાર ચાકર, અને સર્પ જ્યાં હોય તે ઘરમાં નિવાસ એ ખરેખર મૃત્યુજ છે.' ૩૫૨.

वायसो ब्रूते—'प्रिये, न भेतव्यम् । वारंवारं मयैतस्य महापराधः सोढः । इदानीं पुनर्न क्षन्तव्यः ।' वायस्याह—'कथमेतेन बलवता सार्धं भवान्विग्रहीतुं समर्थः ।' वायसो ब्रूते—'अलमनया शङ्कया । यतः ,

કાગડો કહેછે—'હે પ્રિયા! ડર મા. મેં વારંવાર એનો અપરાધ સહન કીધો છે. પરંતુ હવે સહન કરવાનો નથી.' કાગડી બોલી—'એ બલવાન્ છે. એની સાથે તમે કેમ ટંટો કરી શકશો.' કાગડો કહે—'એ શંકાજ બસ છે. કેમકે—

बुद्धिर्यस्य बलं तस्य निर्बुद्धेस्तु कुतो बलम् ।
पश्य सिंहो मदोन्मत्तः शशकेन निपातितः' ॥३५३॥

જેને બુદ્ધિ છે તેનેજ બળ છે. નિર્બુદ્ધિને બળ કયાંથી? જો મદોન્મત્ત સિંહ એક સસલાએ મારી નાખ્યો.' ૩૫૩.

वायसी विहस्याह—'कथमेतत् ।' वायसः कथयति—

કાગડી હસીને બોલી—'એ કેમ?' કાગડો કહે છે.



## कथा १२ द्वादशी । सिंहशशकयोः ॥

## વાર્તા ૧૨ મી. સિંહ અને સસલાની.

अस्ति मन्दरनाम्नि पर्वते दुर्दान्तो नाम सिंहः। स च सर्वदा पशूनां वधं कुर्वन्नास्ते । ततः सर्वैः पशुभिर्मिलित्वा स सिंहो विज्ञप्तः—'मृगेन्द्र, किमर्थमेकदा बहुपशुघातः क्रियते । यदि प्रसादो भवति तदा वयमेव भवदाहाराय प्रत्यहमेकैकं पशुमुपढौकयामः ।' ततः सिंहेनोक्तम्—'यद्येतदभिमतं भवतां तर्हि भवतु तत् ।' ततः प्रभृत्येकैकं पशुमुपकल्पितं भक्षयन्नास्ते । अथ कदाचिद्वृद्धशशकस्य वारः समायातः । सोऽचिन्तयत्—

મંદર નામે પર્વતપર દુર્દાન્ત નામનો સિંહ હતો. તે નિરંતર પશુઓનો વધ કરતો હતો. પછી સર્વ પશુઓએ એકઠા થઈ, તે સિંહની પ્રાર્થના કરી કે, 'હે મૃગેંદ્ર! એકદમ સર્વ પશુઓનો નાશ શા સારૂ કરોછો? જો આપ કૃપા કરશો, તો અમેજ હરરોજ તમને ખાવા માટે અકેક પશુ મોકલી આપશું.' પછી સિંહ બોલ્યો—'જો એ વાત તમોને કબૂલ હોય, તો ઠીક તેમ કરો.' તે દિવસથી અકેક મોકલેલો પશુ ખાઇને સિંહ રહેતો હતો. પછી કોઇએક કાળે વૃદ્ધ સસલાનો વારો આવ્યો. તે વિચાર કરવા લાગ્યો.

'त्रासहेतोर्विनीतिस्तु क्रियते जीविताशया ।
पञ्चत्वं चेद्गमिष्यामि किं सिंहानुनयेन मे ॥ ३५४ ॥

'આપણને ત્રાસ થાય છે માટે, તથા પોતાના જીવિતની ઇચ્છાથી હું અન્યાય કરૂંછું કેમકે,

જો હું મરણ પામ્યો, તો પછી સિંહથી કૃપાથી મને શો લાભ છે? ૩૫૪.

तन्मन्दंमन्दं गच्छामि ।' ततः सिंहोऽपि क्षुधापीडितः कोपात्तमुवाच—'कुतस्त्वं विलम्ब्य समागतोऽसि ।' शशकोऽब्रवीत्—'देव, नाहमपराधी । आगच्छन्पथि सिंहान्तरेण बलाद्धृतः । तस्याग्रे पुनरागमनाय शपथं कृत्वा स्वामिनं निवेदयितुमत्रागतोऽस्मि ।' सिंहः सकोपमाह—'सत्वरं गत्वा दुरात्मानं दर्शय क्व स दुरात्मा तिष्ठति ।' ततः शशकस्तं गृहीत्वा गभीरकूपं दर्शयितुं गतः । 'तत्रागत्य स्वयमेव पश्यतु स्वामी' इत्युक्त्वा तस्मिन्कूपजले तस्य सिंहस्यैव प्रतिबिम्बं दर्शितवान् । ततोऽसौ क्रोधाध्मातो दर्पात्तस्योपर्यात्मानं निक्षिप्य पञ्चत्वं गतः । अतोऽहं ब्रवीमि—'बुद्धिर्यस्य' इत्यादि ॥ वायस्याह—'श्रुतं मया सर्वम् । संप्रति यथा कर्तव्यं तद्ब्रूहि ।' वायसोऽवदत्—'अत्रासन्ने सरसि राजपुत्रः प्रत्यहमागत्य स्नाति । स्नानसमये तदङ्गादवतारितं तीर्थशिलानिहितं कनकसूत्रं चञ्च्वा विधृत्यानीयास्मिन्कोटरे धारयिष्यसि ।' अथ कदाचित्स्नातुं जले प्रविष्टे राजपुत्रे वायस्या तदनुष्ठितम् । अथ कनकसूत्रानुसरणप्रवृत्तै राजपुरुषैस्तत्र तरुकोटरे कृष्णसर्पो दृष्टो व्यापादितश्च । अतोऽहं ब्रवीमि—'उपायेन हि यच्छक्यम्' इत्यादि ॥ करटको ब्रूते—'यद्येवं तर्हि गच्छ । शिवास्ते सन्तु पन्थानः ।' ततो दमनकः पिङ्गलकसमीपं गत्वा प्रणम्योवाच—'देव, आत्यायिकं किमपि महाभयकारि कार्यं मन्यमानः समागतोऽस्मि । यतः ।

માટે ધીમે ધીમે જાઉં છું.' પછી સિંહ ભૂખથી પીડાઇને ક્રોધથી તેને કહેવા લાગ્યો. તું મોડો

કેમ આવ્યો?' સસલો બોલ્યો—'મહારાજ! એમાં મારો અપરાધ નથી. રસ્તામાં આવતાં બીજા એક સિંહે મને જોરથી પકડ્યો. તેની પાસે ફરી હું આવીશ એવી પ્રતિજ્ઞા કરીને, મહારાજને નિવેદન કરવાને હું અત્રે આવ્યો છું.' સિંહ ક્રોધથી બોલ્યો, 'ચલ ઝટ અને તે દુષ્ટ મને દેખાડ. એ દુષ્ટ ક્યાં રહેછે?' પછી તે સસલો તેને તેડીને એક ઘણા ઊંડા કૂવામાં દેખડાવવા લઈ ગયો. ત્યાં આવી 'મહારાજ! આપ પંડેજ જુઓ.' એમ કહી, તે કૂવાના પાણીમાં તે સિંહને તેનું પોતાનુંજ પ્રતિબિંબ દેખડાવ્યું. પછી તે ક્રોધથી ખૂબ તપેલો ગર્વથી તેનાપર પોતાનો દેહ ઝપલાવીને મરણ પામ્યો. માટે હું કહુંછું—

દોહરો.

બુદ્ધિમાન બલવાન પણ, અબુધ નહિ બલવાન;
જુઓ મદોન્મત સિંહનો, સસલે લીધો જાન.

કાગડી કહે, 'મેં સર્વ સાંભળ્યું. હમણા જે કર્તવ્ય હોય તે કહો.' કાગડો કહે છે, 'અહીં પાસેના સરોવરપર રાજપુત્ર દરરોજ આવીને સ્નાન કરે છે. તે સ્નાન સમયે પોતાના શરીરપરથી કાઢેલી સોનાની કંઠી કીનારાપરની શિલાપર મૂકે છે. તે કંઠી તું ચાંચથી પકડી આ સર્પની બખોળ આગળ લાવીને મૂક.' પછી કોઈએક વખતે રાજપુત્ર સ્નાન કરવા જળમાં પેસતાં, કાગડીએ તેમ કર્યું. પછી તે કંઠી શોધવા આવેલા રાજપુરુષોએ તે ઝાડની બખોળમાં રહેલા સાપને મારી નાખ્યો. માટે હું કહુંછું કે—

**દોહરો.**

ઉપાયથી જે શકય તે, પરાક્રમે નહિ જાણ;
કનકસૂત્રથી કાક લે, કૃષ્ણ સર્પના પ્રાણ.

કરટક કહેછે—'જો એમ છે તો જા. તારો માર્ગ સુખકર થાઓ.' પછી દમનક પિંગલક પાસે જઇને નમસ્કાર કરીને બોલ્યો, 'મહારાજ! ઘણું મોટું ભયંકર સંકટ આવ્યું છે એમ જોઇને હું આપની પાસે આવ્યો છું. કારણ—

**आपद्युन्मार्गगमने कार्यकालात्ययेषु च ।**
**कल्याणवचनं ब्रूयादपृष्टोऽपि हितो नरः ॥ ३५५ ॥**

આપત્તિ કાળે, ખરાબ રસ્તે જતાં, અને કામનો વખત જતો રહેતાં, પૂછયાવિના પણ હિતેચ્છુ પુરુષે કલ્યાણકારક વચન કહેવાં. ૩૫૫.

**अन्यच्च ।** અને વળી,

**भोगस्य भाजनं राजा न राजा कार्यभाजनम् ।**
**राजकार्यपरिध्वंसी मन्त्री दोषेण लिप्यते ॥ ३५६ ॥**

રાજા ભોગ ભોગવનાર છે, કંઇ કાર્ય કરનારા રાજા નથી. રાજાનું કાર્ય નષ્ટ થતાં મંત્રી દોષપાત્ર બને છે. ૩૫૬.

**तथाहि पश्य । अमात्यानामेष क्रमः ।**

તે કહું છું. જુઓ. પ્રધાન લોકોને એજ ક્રમ હોય છે.

**वरं प्राणपरित्यागः शिरसो वापि कर्तनम् ।**
**न तु स्वामिपदावाप्तिपातकेच्छोरुपेक्षणम्' ॥ ३५७ ॥**

પ્રાણ પરિત્યાગ સારો, કોઈ માથું કાપે તે કબૂલ, પરંતુ સ્વામીનું પદ મેળવવારૂપ પાપ કરવાને ઇચ્છિનારની ઉપેક્ષા કરવી સારી નથી. ૩૫૭.

पिङ्गलकः सादरमाह--'अथ भवान्कि वक्तुमिच्छति ।' दमनको ब्रूते--'देव, संजीवकस्तवोपर्यसदृशव्यवहारीव लक्ष्यते । तथा चास्मत्संनिधाने श्रीमद्देवपादानां शक्तित्रयनिन्दां कृत्वा राज्यमेवाभिलषति ।' एतच्छ्रुत्वा पिङ्गलकः सभयं साश्चर्यं मत्वा तूष्णीं स्थितः । दमनकः पुनराह--'देव, सर्वामात्यपरित्यागं कृत्वैक एवायं यत्त्वया सर्वाधिकारी कृतः स एव दोषः । यतः ।

પિંગલક માનપૂર્વક બોલ્યો, 'હવે તું શું કહેવા ઇચ્છેછે?' દમનક કહે, 'મહારાજ! સંજીવક તમારી સાથે અયોગ્ય વ્યવહાર કરતો હોય એમ દેખાય છે. કારણ અમારા દેખતાં શ્રીમંત મહારાજની ત્રણ* શક્તિની નિંદા કરી, પોતે જાતે રાજ્ય મેળવવાની ઇચ્છા દર્શાવી.' એ સાંભળતાં પિંગલક થોડો ભય અને આશ્ચર્ય પામીને ચૂપ રહ્યો. દમનક ફરી બોલ્યો, 'મહારાજ! સર્વ પ્રધાનનો પરિત્યાગ કરી આ એકનેજ તમે સઘળો અધિકાર આપ્યો તેનુંજ આ ફળ છે. કારણ--

अत्युच्छ्रिते मन्त्रिणि पार्थिवे च
विष्टभ्य पादावुपतिष्ठते श्रीः ।
सा स्त्रीस्वभावादसहा भरस्य
तयोर्द्वयोरेकतरं जहाति ॥ ३५८ ॥

મંત્રી અતિ મોટો થતાં તેની તથા રાજાની વચ્ચે લક્ષ્મી પોતાના પગપર ભાર દઇને ઊભી રહે છે. તે સ્વભાવે અબળા હોવાથી ભાર સહન કરી શકતી નથી. માટે બેમાંથી એકને છોડી દે છે. અ-

* ૧ પ્રભુ શક્તિ, ૨ મંત્ર શક્તિ, ૩ ઉત્સાહ શક્તિ.

ર્થાત્ તેણી પગપર ઊભી રહી શકતી નથી માટે જે તેને ઉપાડીને ખોળામાં બેસાડે તેને આધીન થાય છે. ૩૫૮.

अपरं च । અને વળી,

**एकं भूमिपतिः करोति सचिवं राज्ये प्रमाणं यदा**
**तं मोहाच्छ्रयते मदः स च मदालस्येन निर्भिद्यते ।**
**निर्भिन्नस्य पदं करोति हृदये तस्य स्वतन्त्रस्पृहा**
**स्वातन्त्र्यस्पृहया ततः स नृपते प्राणान्तिकं द्रुह्यति ॥३५९**

જે વખતે રાજા, પોતાના રાજ્ય ઉપર એક પ્રધાનનેજ મુખ્ય કરી રાખે છે, તે વખતે તે પ્રધાનને મોહથી મદ પ્રાપ્ત થાય છે. મદ ચઢતાં, આળસ વધે છે, આળસથી બેદરકારી વધે છે, બેદરકારી વધતાં, મનમાં સ્વતંત્ર થવાની ઈચ્છા ઉપજે છે, સ્વતંત્ર થવાની ઈચ્છાથી, તે પ્રધાન રાજાના દેહાંત સૂધીનો દ્રોહ કરે છે. ૩૫૯.

अन्यच्च । અને વળી,

**विषदिग्धस्य भक्तस्य दन्तस्य चलितस्य च ।**
**अमात्यस्य च दुष्टस्य मूलादुद्धरणं सुखम् ॥३६०॥**

ઝેર ચોળેલો ભાત, હાલતો દાંત, અને દુષ્ટ પ્રધાન, એને સમૂળ ઉખેડી નાખવાથીજ સુખ થાય છે. ૩૬૦.

किं च । કેમકે,

**यः कुर्यात्सचिवायत्तां श्रियं तद्व्यसने सति ।**
**सोऽन्धवज्जगतीपालः सीदेत्संचारकैर्विना ॥३६१॥**

જે રાજા પોતાની લક્ષ્મી પ્રધાનને સોંપે છે,

તે પ્રધાનને વ્યસન વળગતાં દોરનાર વગરના આંધળાની પેઠે તે રાજા દુઃખ પામે છે. ૩૬૧.

**सर्वकार्येषु स्वेच्छातः प्रवर्तते । तदत्र प्रमाणं स्वामी । एतश्च जानाति ।**

• સર્વ કામમાં પોતાની ઇચ્છાથી વર્તે છે, એ વિષે પ્રમાણ આપ પંડેજ છો. અને આપ સમજો પણ છો.

**न सोऽस्ति पुरुषो लोके यो न कामयते श्रियम् ।**
**परस्य युवतीं रम्यां सादरं नेक्षतेऽत्र कः' ॥ ३६२ ॥**

એવો જગતમાં કોઈ પુરુષ નથી, કે જે લક્ષ્મીની ઇચ્છા ન કરે. બીજાની સુંદર તરુણ સ્ત્રીને આદરપૂર્વક કોણ જોતું નથી? ૩૬૨.

**सिंहो विमृश्याह—'भद्र, यद्यप्येवं तथापि संजीवकेन सह मम महान्स्नेहः । पश्य ।**

સિંહ વિચાર કરીને કહે છે, 'હે ભદ્ર! જો એમ છે, તોપણ સંજીવક સાથે મારો ઘાડો સ્નેહ છે. જો,

**कुर्वन्नपि व्यलीकानि यः प्रियः प्रिय एव सः ।**
**अशेषदोषदुष्टोऽपि कायः कस्य न वल्लभः ॥ ३६३ ॥**

ખરાબ કામ કરનાર પણ, જે આપણો પ્રિય તે પ્રિયજ છે. આપણું શરીર અનેક દોષથી દૂષિત છે, તોપણ કોને વહાલું નથી? ૩૬૩.

**अन्यच्च ।** અને વળી,

**अप्रियाण्यपि कुर्वाणो यः प्रियः प्रिय एव सः ।**
**दग्धमन्दिरसारेऽपि कस्य वह्नावनादरः' ॥ ३६४ ॥**

અપ્રિય કરનાર પણ, જે પ્રિય તે પ્રિયજ. અ-

ગ્નિયે ઘર બાળી નાખ્યું હોય તોપણ તેવા અગ્નિપર કોઈ અનાદર કરે છે શું? ૩૬૪.

दमनकः पुनरेवाह—'देव, स एवातिदोषः। यतः।

દમનક ફરી બોલે છે, 'મહારાજ! તેજ મોટો દોષ છે. કારણ—

यस्मिन्नेवाधिकं चक्षुरारोहयति पार्थिवः।
सुतेऽमात्येऽप्युदासीने स लक्ष्मयाश्रीयते जनः ॥३६५॥

રાજા જેનાપર પોતાની અધિક રહેમ નજર રાખે છે, તે પુત્ર, પ્રધાન, કે ઉદાસીન હોય તોપણ તે લક્ષ્મીનું પાત્ર બને છે. ૩૬૫.

शृणु देव, મહારાજ! સાંભળો,

अप्रियस्यापि पथ्यस्य परिणामः सुखावहः।
वक्ता श्रोता च यत्रास्ति रमन्ते तत्र संपदः ॥३६६॥

અપ્રિય પણ પથ્ય (હિતકર વચન)નું પરિણામ સુખકારક હોય છે, તેવા પથ્યને કહેનાર અને સાંભળનાર જ્યાં હોય છે, ત્યાંજ સંપતિ રમેછે. ૩૬૬.

त्वया च मूलभृत्यानपास्यायमागन्तुकः पुरस्कृतः। एतच्चानुचितं कृतम्। यतः।

તમે પરંપરાથી આવેલા પ્રધાનોને છોડીને આગંતુકને માન આપ્યું એ અયોગ્ય કીધું. કારણ,

मूलभृत्यान्परित्यज्य नागन्तून्प्रति मानयेत्।
नातः परतरो दोषो राज्यभेदकरो यतः ॥ ३६७ ॥

પરંપરાના નોકર છોડીને જે આગંતુકને માન આપે છે, તેથી મોટો રાજને ઘાતક બીજો દોષ નથી. ૩૬૭.

सिंहो ब्रूते—'किमाश्चर्यम् । मया यदभयवाचं दत्त्वानीतः संवर्धितश्च । तत्कथं मह्यं द्रुह्यति ।' दमनको ब्रूते—'देव,

સિંહ કહે, 'શું આશ્ચર્ય? મેં જેને અભયુ વચન આપીને આણ્યો છે અને વધાર્યો છે, તે કેમ મારી સાથે દ્રોહ કરે છે?' દમનક કહે છે—'મહારાજ!

दुर्जनो नार्जवं याति सेव्यमानोऽपि नित्यशः ।
स्वेदनाभ्यञ्जनोपायैः श्वपुच्छमिव नामितम् ॥ ३६८ ॥

જેમ વાંકી વળેલી કૂતરાની પૂંછડીને નવડાવીએ, તેલ ચોળીએ, તોપણ તે સીધી થતી નથી, તેમ દુર્જનની ઘણી સેવા કરીએ તોપણ તે સરળ થતો નથી. ૩૬૮.

अपरं च । અને વળી,

स्वेदितो मर्दितश्चैव रज्जुभिः परिवेष्टितः ।
मुक्तो द्वादशभिर्वर्षैः श्वपुच्छः प्रकृतिं गतः ॥ ३६९ ॥

કૂતરાની પૂછડીને સ્નાન કરાવ્યું, મર્દન કર્યું અને ૧૨ વર્ષ સૂધી દોરીથી બાંધી રાખી, પછી છોડી ત્યારે તે પાછી પોતાના સ્વભાવ (વાંકાપણુ) પર ગઈ. ૩૬૯.

अन्यच्च । અને વળી,

वर्धनं वाथ सन्मानं खलानां प्रीतये कुतः ।
फलन्त्यमृतसेकेऽपि न पथ्यानि विषद्रुमाः ॥ ३७० ॥

સન્માન કીધું અથવા વધાર્યો તોપણુ તેથી ખળની પ્રીતિ કેમ થાય? ઝેરી ઝાડને અમૃતનું સિંચન કરીએ તોપણુ, તેથી સારૂં ફળ મળતું નથી. ૩૭૦.

अतोऽहं ब्रवीमि— માટે હું કહુંછું.

अपृष्टोऽपि हितं ब्रूयाद्यस्य नेच्छेत्पराभवम् ।
एष एव सतां धर्मो विपरीतमतोऽन्यथा ॥ ३७१ ॥

જેનો પરાભવ ન થવો જોઇએ, એવી આપણી ઇચ્છા હોય, તેને પૂછ્યાવિના પણ તેનું હિત કહી દેવું, એજ સત્પુરુષનો ધર્મ છે. એથી વિરુદ્ધ અસત્પુરુષનો (ધર્મ) છે. ૩૭૧.

तथा चोक्तम्— તેમજ કહ્યું છે—

स स्निग्धोऽकुशलान्निवारयति यस्तत्कर्म यन्निर्मलं
सा स्त्री यानुविधायिनी स मतिमान्यः सद्भिरभ्यर्च्यते।
सा श्रीर्या न मदं करोति स सुखी यस्तृष्णया मुच्यते
तन्मित्रं यदकृत्रिमं स पुरुषो यः खिद्यते नेन्द्रियैः॥३७२॥

જે અકલ્યાણનું વારણ કરે તેજ સ્નેહી, જે પાપરહિત તેજ કર્મ, જે આપણને અનુસરે તેજ સ્ત્રી, જેનું સત્પુરુષ પૂજન કરેછે, તેજ બુદ્ધિમાન, જે મદ ઉત્પન્ન ન કરે તેજ લક્ષ્મી, જેની તૃષ્ણા છૂટી ગઇ તેજ સુખી, જે નિષ્કપટી હોય તેજ મિત્ર, જે ઇંદ્રિયથી ખિન્ન ન થાય તેજ પુરુષ. ૩૭૨.

यदि संजीवकव्यसनार्दितो विज्ञापितोऽपि स्वामी न निवर्तते तदीदृशि भृत्ये न दोषः । तथा च ।

જો કે સંજીવકના વ્યસનથી રાજા દુઃખી થયો છે અને તેની જો આપણે પ્રાર્થના કરી, તોપણ જો સ્વામી તેને છોડતા નથી, તો પછી આપણા જેવા ચાકરનો દોષ નથી. તેમજ—

नृपः कामासक्तो गणयति न कार्यं न च हितं
यथेष्टं स्वच्छन्दः प्रविचरति मत्तो गज इव ।

**ततो मानध्मातः स पतति यदा शोकगहने**
**तदा भृत्ये दोषान्क्षिपति न निजं वेत्त्यविनयम्' ॥३७३॥**

રાજા, કામનાથી આસક્ત થઇ, કાર્યને અને હિતને ગણતો નથી, અને મહોન્મત્ત હાથી પેઠે યથેચ્છ વર્તે છે. પછી જે વખતે મત્ત થઇને શોકરૂપ મોટા ખાડામાં પડે છે ત્યારે ચાકરને માથે દોષ મૂકે છે, પરંતુ પોતાનો અવિનય જોતો નથી.' ૩૭૩.

**पिङ्गलकः ( स्वगतम् ) ।** પિંગલક (મનમાં)

**'न परस्यापराधेन परेषां दण्डमाचरेत् ।**
**आत्मनावगतं कृत्वा बध्नीयात्पूजयेच्च वा ॥ ३७४ ॥**

'કોઇના અપરાધ માટે કોઇને દંડ આપવો નહિ. પોતે જાતે તપાસ કરી, બંધનમાં નાખવો કે પૂજા કરવી. ૩૭૪.

**तथा चोक्तम्—** તેમજ કહ્યું છે કે—

**गुणदोषावनिश्चित्य विधिर्न ग्रहनिग्रहे ।**
**स्वनाशाय यथा न्यस्तो दर्पात्सर्पमुखे करः ॥ ३७५ ॥**

જેમ ગર્વથી સર્પના મુખમાં ઘાલેલો આપણો હાથ આપણા નાશનું કારણ બને છે, તેમજ ગુણ કે દોષનો નિશ્ચય કર્યાવિના ગ્રહણ (સ્વીકાર) અથવા નિગ્રહ (દંડ) કરવો નહિ. અર્થાત્ તેમ કરતાં નાશ પમાય છે. ૩૭૫.

**प्रकाशं ब्रूते—'तदा संजीवकः किं प्रत्यादिश्यताम् ।' दमनकः ससंभ्रममाह—'देव, मा मैवम् । एतावता मन्त्रभेदो जायते । तथा चोक्तम्—**

(પ્રકટ બોલે છે) 'ત્યારે શું સંજીવકને કાઢી મૂકવો?' દમનક બીતો બીતો બોલે છે, 'નહિ, નહિ. એમ કરવાથી મંત્રભેદ થશે. તેમજ કહ્યું છે—

मन्त्रबीजमिदं गुप्तं रक्षणीयं यथा तथा ।
मनागपि न भिद्येत तद्भिन्नं न प्ररोहति ॥ ३७६ ॥

ગમે તેમ કરીને મંત્રનું બીજ ગુપ્ત રાખીને રક્ષણ કરવું. તે જરા પણ ફૂટવા દેવું નહિ. તે ફૂટતાં ફળતું નથી. ૩૭૬.

किं च । કેમકે,

आदेयस्य प्रदेयस्य कर्तव्यस्य च कर्मणः ।
क्षिप्रमक्रियमाणस्य कालः पिबति तद्रसम् ॥ ३७७ ॥

લેવાની, દેવાની, કિંવા કર્તવ્ય કર્મ એ જલદી ન કરવાથી કાળ તેનો રસ પી જાય છે, અર્થાત્ તે કાર્ય પછી જોઇએ તેવું થતું નથી. ૩૭૭.

तदवश्यं समारब्धं महता प्रयत्नेन संपादनीयम् । किं च ।

માટે, જે વાતનો આપણે આરંભ કર્યો છે, તે મોટા યત્નથી પૂર્ણ કરવો જોઇએ. કેમકે—

मन्त्रो योध इवाधीरः सर्वाङ्गैः संवृतैरपि ।
चिरं न सहते स्थातुं परेभ्यो भेदशङ्कया ॥ ३७८ ॥

લડવૈયાની પેઠે મંત્ર ઘણો અધીર હોય છે, તેનાં સર્વાંગ ઢાંકેલાં હોય તોપણ બીજા તરફથી પોતાનો ભેદ થશે એ શંકાથી ઘણો વખત સ્થિર રહેતો નથી. ૩૭૮.

यद्यसौ दृष्टदोषोऽपि दोषान्निवर्त्य संधातव्यस्तदतीवानुचितम् । यतः ।

જો આ સંજીવકના દોષ જોયા છતાં, તેનો દોષ ન જોતાં, ફરી એની સાથે સંધાન (સ્નેહ) કરવો એ તો ઘણુંજ અયોગ્ય. કારણ—

सकृद्दुष्टं तु यो मित्रं पुनः संधातुमिच्छति ।
स मृत्युमेव गृह्णाति गर्भमश्वतरी यथा' ॥ ३७९ ॥

જેમ ખેચરી ગર્ભ ધારણ કરીને પછી મરણ પામે છે તેમ જે મનુષ્ય એકવાર દુષ્ટ થએલા મિત્રની સાથે ફરી સ્નેહ બાંધવા ઇચ્છે છે તે મૃત્યુ પામે છે.' ૩૭૯.

सिंहो ब्रूते—'ज्ञायतां तावत्किमस्माकमसौ कर्तुं समर्थः ।' दमनक आह—'देव,

સિંહ કહે, 'એ આપણું શું કરવાને સમર્થ છે? તે જાણવું.' દમનક કહે, 'મહારાજ!

अङ्गाङ्गिभावमज्ञात्वा कथं सामर्थ्यनिर्णयः ।
पश्य टिट्टिभमात्रेण समुद्रो व्याकुलीकृतः' ॥ ३८० ॥

અંગ અને અંગી એનો સંબંધ જાણ્યાવિના, સામર્થનો નિશ્ચય કેમ થાય? જુઓ, ટીટવી પંખીએ સમુદ્રને વ્યાકુળ કર્યો.' ૩૮૦.

सिंह पृच्छति—'कथमेतत् ।' दमनकः कथयति—
સિંહ પૂછેછે, 'એ કેમ થયું?' દમનક કહે છે.

---

कथा १३ त्रयोदशी । टिट्टिभसमुद्रयोः ॥

વાર્તા ૧૩ મી. ટીટવા અને સમુદ્રની.

दक्षिणसमुद्रतीरे टिट्टिभदंपती निवसतः । तत्र चासन्नप्रसवा टिट्टिभी भर्तारमाह—'नाथ, प्रसवयोग्यस्थानं निभृतमनुसंधीयताम् ।' टिट्टिभोऽवदत्—'भार्ये, नन्विदमेव स्थानं प्रसूतियोग्यम् । सा ब्रूते—'समुद्रवेलया व्याप्यते स्थानमेतत् ।' टिट्टिभोऽवदत्—'किमहं

निर्बलः समुद्रेण निग्रहीतव्यः ।' टिट्टिभी विहस्याह— 'स्वामिन्, त्वया समुद्रेण च महदन्तरम् । अथवा ।

દક્ષિણ મહાસાગરના કીનારાપર ટીટવા ટીટવીનું જોડું રહેતું હતું. ત્યાં જેનો પ્રસવકાળ પાસે આવ્યો છે એવી ટીટવી તેના પતિને કહે છે, 'હે નાથ ! સૂવાવડને યોગ્ય કોઈ શુભ સ્થાન શોધી કહાડો.' ટીટવો કહે—'ભાર્યા ! આ સ્થાનજ સૂવાવડને લાયક છે.' તેણી બોલી—'સમુદ્રની ભરતીથી આ સ્થાન પર પાણી ફરી વળે છે.' ટીટવો બોલેછે—'હું નબળો છું માટે શું સમુદ્ર મારાપર હલ્લો કરશે ?' ટીટવી હસીને બોલી, 'સ્વામી ! તમારામાં અને સમુદ્રમાં મહાન્ અંતર છે. અથવા

पराभवं परिच्छेत्तुं योग्यायोग्यं च वेत्ति यः ।
अस्तीह यस्य विज्ञानं कृच्छ्रेणापि न सीदति ॥३८१॥

જે પરાભવનો નિશ્ચય કરવા માટે, જે યોગ્ય અથવા અયોગ્યને જાણે છે, અને જેને તેનો અનુભવ છે તે સંકટ સમયે બેદાતુર થતો નથી. ૩૮૧.

अपि च । વળી પણ,

अनुचितकार्यारम्भः स्वजनविरोधो बलीयसा स्पर्धा ।
प्रमदाजनविश्वासो मृत्योर्द्वाराणि चत्वारि' ॥ ३८२ ॥

અયોગ્ય કામનો આરંભ, સ્વજનનો વિરોધ, બલવાન્ સાથે સ્પર્ધા, સ્ત્રીજનનો વિશ્વાસ, એ ચાર મૃત્યુના દ્વાર છે.' ૩૮૨.

ततः कृच्छ्रेण स्वामिवचनात्सा तत्रैव प्रसूता । एतत्सर्वं श्रुत्वा समुद्रेणापि तच्छक्तिज्ञानार्थं तदण्डान्यपहृतानि । ततष्टिट्टिभी शोकार्ता भर्तारमाह—'नाथ, कष्टमापतितम् । तान्यण्डानि मे नष्टानि ।' टि-

ट्टिभोऽवदत्—'प्रिये, मा भैषीः ।' इत्युक्त्वा पक्षिणां मेलकं कृत्वा पक्षिस्वामिनो गरुडस्य समीपं गतः । तत्र गत्वा सकलवृत्तान्तं टिट्टिभेन भगवतो गरुडस्य पुरतो निवेदितम्—'देव, समुद्रेणाहं स्वगृहावस्थितो विनापराधेनैव निगृहीतः ।' ततस्तद्वचनमाकर्ण्य गरुत्मता प्रभुर्भगवान्नारायणः सृष्टिस्थितिप्रलयहेतुर्विज्ञप्तः । स समुद्रमण्डकानयनायादिदेश । ततो भगवदाज्ञां मौलौ निधाय समुद्रेण तान्यण्डानि टिट्टिभाय समर्पितानि । अतोऽहं ब्रवीमि—'अङ्गाङ्गिभावमज्ञात्वा' इत्यादि ॥ राजाह—'कथमसौ ज्ञातव्यो द्रोहबुद्धिरिति ।' दमनको ब्रूते—'यदासौ सदर्पः शृङ्गाग्रप्रहरणाभिमुखश्चकितमिवागच्छति तदा ज्ञास्यति स्वामी ।' एवमुक्त्वा संजीवकसमीपं गतः । तत्र गतश्च मन्दंमन्दमुपसर्पन्विस्मितमिवात्मानमदर्शयत् । संजीवकेन सादरमुक्तम्—'भद्र, कुशलं ते ।' दमनको ब्रूते—'अनुजीविनां कुतः कुशलम् । यतः ।

પછી, સ્વામીના બોલવાપર વિશ્વાસ રાખી દુઃખથી તે ત્યાંજ પ્રસૂત થઈ. એ સર્વ સાંભળીને સમુદ્રે પણ તેની શક્તિ જાણવામાટે તેના ઈંડા તાણી લીધા. પછી ટીડવી, શોકથી પીડિત થઈ, ભર્તાને કહેછે—'નાથ! મોટું સંકટ આવી પડયું. તે મારા ઈંડાં જતાં રહ્યાં.' ટીટવો બોલ્યો, 'હે પ્રિયા! બીહીશ મા.' એમ કહી પંખીઓને એકઠાં કરી, પંખીનો સ્વામી જે ગરુડ તેની પાસે ગયો. ત્યાં જઈ, ટીટવાએ ભગવાન્ ગરુડને સર્વ વૃત્તાંત સંભળાવ્યો, અને કહ્યું, 'મહારાજ! હું મારા ઘરમાં બેઠો હતો છતાં અપરાધવિના સમુદ્રે મને દુઃખ દીધું છે.' પછી તેનું

ભાષણ સાંભળી ગરુડે, ઉત્પત્તિ સ્થિતિ અને નાશના કારણ એવા ભગવાન્ નારાયણની પ્રાર્થના કરી. પછી, ભગવાને સમુદ્રને તે ઇંડા આપવા ફરમાવ્યું: પછી સમુદ્રે ભગવાનની આજ્ઞા માથે ચઢાવી તે ઇંડા ટીટવાને સોપ્યાં. માટે હું કહું છું—

દોહરો.

અંગાંગી ભાવ ન કળે, બળનો નિશ્ચય કેમ ?
ટીટભ પંખીથી જુઓ, વ્યાકુળ સાગર જેમ.

રાજા કહે—'આ આપણી સાથે દ્રોહબુદ્ધિવાળો છે એમ શી રીતે જાણવું?' દમનક કહે, 'જે વખતે એ ગર્વિષ્ઠ થઇને સિંગડાની અણીરૂપી આયુધ આગળ કરીને ચકિત બની સામો આવશે ત્યારે સ્વામી જાણી શકશો.' એમ કહી સંજીવક પાસે ગયો. ત્યાં ધીમે ધીમે જઇને, પોતાનો વિસ્મિત જેવો ચહેરો દેખાડયો. સંજીવકે આદરપૂર્વક કહ્યું, 'ભદ્ર! તારૂં કુશલ છે ને?' દમનક કહે, 'ચાકરને કુશલ કયાંથી? કેમકે—

**संपत्तयः पराधीनाः सदा चित्तमनिर्वृतम् ।**
**स्वजीवितेऽप्यविश्वासस्तेषां ये राजसेवकाः ॥३८३॥**

જે રાજસેવકો છે તેની સંપત્તિ પરાધીન, તેના ચિત્તમાં હંમેશાં અસુખ, અને તેના પોતાના જીવિતનો પણ ભરોસો હોતો નથી. ૩૮૩.

**अन्यच्च ।** અને વળી,

**कोऽर्थान्प्राप्य न गर्वितो विषयिणः कस्यापदोऽस्तं गताः**
**स्त्रीभिः कस्य न खण्डितं भुवि मनः को वास्ति राज्ञां प्रियः ।**
**कः कालस्य भुजान्तरं न च गतः कोऽर्थी गतो गौरवं**
**को वा दुर्जनवागुरासु पतितः क्षेमेण यातः पुमान् ॥३८४॥**

પૈસા મળતાં કોણ ગર્વિષ્ઠ થતું નથી, કયા વિષયી પુરુષની વિપત્તિ દૂર થઈ છે? કોનું મન સ્ત્રીઓએ ખંડિત કર્યું નથી? રાજાને કોણ વહાલો છે? કાલની બાથમાં કોણ નથી સપડાયો? કયો યાચક સત્કાર પામે છે? કોણ પુરુષ દુર્જનની જાળમાં સપડાઈ સુખથી છૂટો થયો છે? અર્થાત્ કોઈ નહિ.' ૩૮૪.

**संजीवकेनोक्तम्—'सखे, ब्रूहि किमेतत् ।' दमनक आह—'किं ब्रवीमि मन्दभाग्यः । पश्य ।**

સંજીવક કહે—'મિત્ર કહે, એવું શું છે?' દમનક કહે—'હું દુર્દૈવી શું કહું? જુઓ,

**मज्जन्नपि पयोराशौ लब्ध्वा सर्पावलम्बनम् ।**
**न मुञ्चति न चादत्ते तथा मुग्धोऽस्मि संप्रति ॥३८५॥**

જે રીતે સમુદ્રમાં બૂડતાને સર્પરૂપ આધાર મળતાં તેને પકડતો પણ નથી, તેમ જવા પણ દેતો નથી. તેમ હું હાલ મોહિત થયો છું. ૩૮૫.

**यतः ।** કારણ—

**एकत्र राजविश्वासो नश्यत्यन्यत्र बान्धवः ।**
**क्व करोमि क्व गच्छामि पतितो दुःखसागरे' ॥३८६॥**

એક તરફ રાજાનો વિશ્વાસ, બીજી તરફ પોતાના બાંધવનું મરણ પામે છે. હું શું કરૂં? કયાં જાઉં? દુઃખસાગરમાં પડયો છું.' ૩૮૬.

**इत्युक्त्वा दीर्घं निःश्वस्योपविष्टः । संजीवको ब्रूते—'मित्र, तथापि सविस्तरं मनोगतमुच्यताम् ।' दमनकः सुनिभृतमाह—'यद्यपि राजविश्वासो न कथनीयस्तथापि भवानस्मदीयप्रत्ययादागतः । मया परलोकार्थिनावश्यं तव हितमाख्येयम् । शृणु । अयं**

**स्वामी तवोपरि विकृतबुद्धी रहस्युक्तवान्—'संजीवकमेव हत्वा सपरिवारं तर्पयामि ।' एतच्छ्रुत्वा संजीवकः परं विषादमगमत् । दमनकः पुनराह—'अलं विषादेन । प्राप्तकालकार्यमनुष्ठीयताम् ।' संजीवकः क्षणं विमृश्याह स्वगतम्—'सुष्ठु खल्विदमुच्यते । किं वा दुर्जनचेष्टितं न वेत्येतद्व्यवहारान्निर्णेतुं न शक्यते । यतः ।**

એમ કહીને, મોટો નિસાસો મૂકી બેઠો. **સંજીવક** કહે—'મિત્ર! તોપણ તારા મનની વિસ્તારપૂર્વક વાત મને કહે.' **દમનક** (એકાંતમાં જઈ બોલે છે) 'જો કે રાજાની છુપી વાત બીજાને કહેવી નહિ એમ છે તોપણ અમારા ભરોસાથી તમે અહીં આવ્યા છો. માટે પરલોકની ઈચ્છાવાળા મારે તમારૂં હિત તમને કહેવું જોઇએ. સાંભળો, આ સ્વામીની બુદ્ધિ તમારે વિષે વિકાર પામી છે, એમ તેણે મને એકાંતમાં કહ્યું કે—સંજીવકનેજ ઠાર મારીને હું મારા કુટુંબને તૃપ્ત કરીશ.' આ સાંભળીને સંજીવકને ઘણો ખેદ થયો. **દમનક** ફરી બોલ્યો—'ખેદ બહુ થયો. હમણા જે કર્તવ્ય છે તે કર.' **સંજીવક** ક્ષણભર વિચાર કરી મનમાં બોલે છે—'તું કહે છે તે ખરૂં છે. કિંવા આ સર્વ દુર્જનનું કરેલું કામ છે કે નહિ? તેનો નિર્ણય કરવો વ્યવહારથી શકય નથી. કારણ—

**दुर्जनगम्या नार्यः प्रायेणापात्रभृद्भवति राजा ।**
**कृपणानुसारि च धनं देवो गिरिजलधिवर्षी च ॥३८७॥**

સ્ત્રીઓ દુર્જન પુરુષને મળવા યોગ્ય હોય છે, રાજા ઘણું કરીને અયોગ્યનું પોષણ કરનાર હોય છે,

અને દ્રવ્ય નિરંતર કંજુસ પાસે રહેનાર હોય છે, અને વર્ષાદ પર્વત અને સમુદ્રપર વધારે પડેછે. ૩૮૭.

काश्चिदाश्रयसौन्दर्याद्धत्ते शोभामसज्जनः ।
प्रमदालोचनन्यस्तं मलीमसमिवाञ्जनम् ॥ ३८८ ॥

જેમ સ્ત્રીની આંખમાં આંજેલું મલીન પણ કાજળ શોભે છે તેમ કોઈ દુર્જન મનુષ્ય આશ્રયના સૌંદર્યથી શોભે છે. ૩૮૮.

तत्र विचिन्त्योक्तम् । कष्टं किमिदमापतितम् । यतः ।

ત્યાં વિચાર કરી કહ્યું. આ કષ્ટ કેમ આવ્યું ? કારણ—

आराध्यमानो नृपतिः प्रयत्ना-
न्न तोषमायाति किमत्र चित्रम् ।
अयं त्वपूर्वप्रतिमाविशेषो
यः सेव्यमानो रिपुतामुपैति ॥ ३८९ ॥

પ્રયત્નપૂર્વક રાજાની સેવા કર્યા છતાં, તે સંતોષ પામતો નથી એમાં શું આશ્ચર્ય? આ તો એક અપૂર્વ વિશેષ પ્રતિમા છે કે જેની સેવા કરીએ તે શત્રુ બને. ૩૮૯.

तदयमशक्यार्थः प्रमेयः । यतः ।

ત્યારે એનો પ્રમેય (ગુઢ કારણનું જ્ઞાન) અશક્ય છે. કારણ—

निमित्तमुद्दिश्य हि यः प्रकुप्यति
ध्रुवं स तस्यापगमे प्रसीदति ।
अकारणद्वेषि मनस्तु यस्य वै
कथं जनस्तं परितोषयिष्यति ॥ ३९० ॥

જે કંઈ કારણથી કોપે છે, તે કારણનો નાશ

થતાં ખરેખર શાંત થાય છે. જેનું મન કારણવિના દ્વેષી છે, તેને મનુષ્ય કેમ શાંત કરશે? ૩૫૦.

किं मयापकृतं राज्ञः । अथवा निर्निमित्तापकारिणश्च भवन्ति राजानः' । दमनको ब्रूते—'एवमेतत् । शृणु ।

મેં રાજાનો શો અપરાધ કર્યો? અથવા રાજાઓ વિનાકારણ અપકાર કરનાર હોય છે.' દમનક બોલ્યો—'એ એમજ છે. સાંભળ.

विज्ञैः स्निग्धैरुपकृतमपि द्वेष्यतामेति कैश्चि-
त्साक्षादन्यैरपकृतमपि प्रीतिमेवोपयाति ।
चित्रं चित्रं किमथ चरितं नैकभावाश्रयाणां
सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः ॥३९१॥

વિદ્વાન્ અને સ્નેહી એવા કેટલાક લોકોએ ઉપકાર કર્યા છતાં તે અપકાર જણાય છે. અને બીજા કેટલાકોએ પ્રત્યક્ષ અપકાર કર્યા છતાં, તેનાપર પ્રીતિ ઉપજે છે. જેના મનનો એક નિશ્ચય નથી, તેનું ચરિત્ર એવુંજ હોય છે. એમાં શું આશ્ચર્ય? માટેજ સેવાધર્મ ઘણો દુષ્કર છે અને તે યોગીને પણ અગમ્ય છે. ૩૫૧.

अन्यच्च । અને વળી,

कृतशतमसत्सु नष्टं सुभाषितशतं च नष्टमबुधेषु ।
वचनशतमवचनकरे बुद्धिशतमचेतने नष्टम् ॥ ३९२ ॥

અસત્પુરુષપર કરેલા સો ઉપકારો નિષ્ફળ થાય છે, અને મૂર્ખ આગળ સુભાષિતની સેંકડો વાતો નકામી છે, જે કહેલું સાંભળતોજ નથી, તેને સો આજ્ઞા કરીએ તોપણ વ્યર્થ, અને અચેતન ઉપર સેંકડો બુદ્ધિ નિરુપયોગી છે. ૩૫૨.

**किं च ।** કેમકે,

**चन्दनतरुषु भुजंगा जलेषु कमलानि तत्र च ग्राहाः ।**
**गुणघातिनश्च भोगे खला न च सुखान्यविघ्नानि ॥३९३॥**

ચંદન વૃક્ષપર સર્પ, પાણીમાં કમળ, તેમાં વળી ગ્રાહ, અને ઉપભોગમાં ગુણનાશક ખળ હોય છે માટે સુખ એ નિર્વિઘ્ન નથી. ૩૯૩.

**अन्यच्च ।** અને વળી,

**मूलं भुजंगैः कुसुमानि भृङ्गैः**
**शाखाः प्लवङ्गैः शिखराणि भल्लैः ।**
**नास्त्येव तच्चन्दनपादपस्य**
**यन्नाश्रितं दुष्टतरैश्च हिंस्रैः ॥ ३९४ ॥**

જેનો મૂળ ભાગ સર્પથી વિંટાયો છે, ફૂલ ભમરાથી વિંટલાયલા છે, શાખા વાંદરાથી વિંટલાઇ છે, શિખર રીંછથી વ્યાપ્ત છે, એમ છે માટે ચંદનવૃક્ષનો એવો કોઈ ભાગ રહ્યો નથી કે જે ઉપર હિંસક પ્રાણીનો નિવાસ ન હોય. ૩૯૪.

**अयं तावत्स्वामी वाचि मधुरो विषहृदयो ज्ञातः । यतः ।**

આ અમારો રાજા તો બોલવામાં મીઠો છે, પણ અંદરથી ઝેર જેવો છે. એ અમને જણાયું. કારણ—

**दूरादुच्छ्रितपाणिरार्द्रनयनः प्रोत्सारितार्धासनो**
**गाढालिङ्गनतत्परः प्रियकथाप्रश्नेषु दत्तादरः ।**
**अन्तर्भूतविषो बहिर्मधुमयश्चातीव मायापटुः**
**को नामायमपूर्वनाटकविधिर्यः शिक्षितो दुर्जनैः ॥३९५॥**

દૂરથી હાથ ઊંચા કરી આદર કરનાર, સજલ

નેત્રવાળો, પોતાનું અર્ધું આસન આપનારો, દૃઢ આલિંગન દેવાને તત્પર, પ્રિય કથાલાપમાં આદરવાળો, અને અંદરથી ઝેરથી ભરેલો, અને બહારથી મધુમય એવો એ કપટમાં અતિ ચતુર છે. દુર્જને શીખવેલા આ અપૂર્વ નાટકનો આ (કોણ જાણે) કયો પ્રકાર છે? ૩૯૫.

तथा हि । તેમજ

पोतो दुस्तरवारिराशितरणे दीपोऽन्धकारागमे
निर्वाते व्यजनं मदान्धकरिणां दर्पोपशान्त्यै सृणिः
इत्थं तद्भुवि नास्ति यस्य विधिना नोपायचिन्ता कृता
मन्ये दुर्जनचित्तवृत्तिहरणे धातापि भग्नोद्यमः ॥३९६॥

દુસ્તર સાગર તરવાને નૌકા, અંધકાર દૂર કરવાને દીવો, નિર્વાત સ્થાનમાં વાયુ ઉપજાવવા માટે પંખો, મદાંધ હાથીનો મદ શાંત કરવાને અંકુશ, એમ જેને માટે બ્રહ્માએ ઉપાય ન કર્યો હોય એવી વસ્તુ જગતમાં કોઈ નથી, પણ દુર્જનની ચિત્ત વૃત્તિનો નિરોધ કરવામાં બ્રહ્મદેવ પણ થાકી ગયો છે, એમ મને લાગે છે, (કેમકે તેનો કંઈ ઉપાય તેણે ઘડ્યો નથી) ૩૯૬.

संजीवकः पुनर्निःश्वस्य—'कष्टं भोः । कथमहं सस्यभक्षकः सिंहेन निपातयितव्यः । यतः ।

સંજીવક ફરી નિસાસો મૂકી, 'શી આપત્તિ! શું અનાજ ખાનારો હું તેને સિંહે મારવા તૈયાર થવું. કારણ—

द्वयोरेव समं वित्तं द्वयोरेव समं बलम् ।
तयोर्विवादो मन्तव्यो नोत्तमाधमयोः क्वचित् ॥३९७॥

જે બેઉનો પૈસો સમાન, જે બેનું બળ સર-

ખું, તે બેઉનીજ સ્પર્ધા યોગ્ય છે. ઉત્તમ અને અ-
ધમની સ્પર્ધા કદી પણુ યોગ્ય નથી. ૩૯૭.

(पुनर्विचिन्त्य।) केनायं राजा ममोपरि विकारितः। न जाने। भेदमुपगताद्राज्ञः सदा भेतव्यम्। यतः।

(ફરી વિચાર કરીને) આ રાજાને મારે વિષે કોણે ભેરવી માર્યું? કોણુ જાણે? ભેદ પામેલા રાજાથી હમેશા ડરતા રહેવું. કારણુ—

मन्त्रिणा पृथिवीपालचित्तं विघटितं क्वचित्।
वलयं स्फटिकस्येव को हि संधातुमीश्वरः ॥३९८॥

જેમ સ્ફટિક મણીનું કડું ફૂટતાં સંધાવું અશક્ય છે, તેમ કદી રાજાનું પ્રધાન વિષે ભંભેરાયલું ચિત્ત સુધારવાને કોણુજ સમર્થ છે? ૩૯૮.

अन्यच्च। અને વળી,

वज्रं च राजतेजश्च द्वयमेवातिभीषणम्।
एकमेकत्र पतति पतत्यन्यत्समन्ततः ॥ ३९९ ॥

વજ્ર અને રાજતેજ એ બે ઘણા ભયંકર છે, પરંતુ તે પૈકી વજ્ર એકજ ઠેકાણે પડે છે અને રાજતેજ સર્વ ઠેકાણે ફેલાય છે. ૩૯૯.

ततः संग्रामे मृत्युरेव वरम्। इदानीं तदाज्ञानुवर्तनमयुक्तम्। यतः।

માટે યુદ્ધમાં મરવું એ ઉત્તમ. હવે તેની આજ્ઞા પાળવી એ અયોગ્ય છે. કારણુ—

मृतः प्राप्नोति वा स्वर्गं शत्रुं हत्वा सुखानि वा।
उभावपि हि शूराणां गुणावेतौ सुदुर्लभौ ॥ ४०० ॥

મરતાં સ્વર્ગ મળે છે કે શત્રુને મારતાં સુખ

મળે છે, આમ અતિ દુર્લભ જે એ લાભો તે શૂર પુરુષને નક્કી પ્રાપ્ત થાય છે. ૪૦૦.

**युद्धकालश्चायम् ।** અને આ યુદ્ધનો સમય છે.

**यत्रायुद्धे ध्रुवं मृत्युर्युद्धे जीवितसंशयः ।**
**तमेव कालं युद्धस्य प्रवदन्ति मनीषिणः ॥ ४०१ ॥**

જ્યાં યુદ્ધ ન કરતાં મોતનો નિશ્ચય છે અને યુદ્ધ કરતાં મરણનો સંશય છે, તેજ વેળા યુદ્ધ માટે યોગ્ય છે એમ વિદ્વાનો કહેછે. ૪૦૧.

**यतः ।** કારણ—

**अयुद्धे हि यदा पश्येन्न किंचिद्धितमात्मनः ।**
**युध्यमानस्तदा प्राज्ञो म्रियते रिपुणा सह ॥ ४०२ ॥**

જ્યારે યુદ્ધ ન કરીએ તેમાં આપણું હિત આપણને દેખાતું નથી, તે વખતે પ્રાજ્ઞ પુરુષ શત્રુ સાથે યુદ્ધ કરી પ્રાણ છોડે છે. ૪૦૨.

**जये च लभते लक्ष्मीं मृतेनापि सुराङ्गनाम् ।**
**क्षणविध्वंसिनः कायाः का चिन्ता मरणे रणे' ॥४०३॥**

યુદ્ધમાં જય મળતાં લક્ષ્મી મળે છે, મરતાં અપ્સરા મળેછે, આ શરીર ક્ષણભંગુર છે, ત્યારે રણમાં મરણમાં ચિંતા શી?' ૪૦૩.

**एतच्चिन्तयित्वा संजीवक आह—'भो मित्र, कथमसौ मां जिघांसुर्ज्ञातव्यः ।' दमनको ब्रूते—'यदसौ पिङ्गलकः समुन्नतलांगूल उन्नतचरणो विवृतास्यस्त्वां पश्यति तदा त्वमेव स्वविक्रमं दर्शयिष्यसि । यतः ।**

એવો વિચાર કરી સંજીવકે કહ્યું—'હે મિત્ર! આ મને મારવા ઇચ્છેછે, એમ મારે શી રીતે સ-

મજવું.' દમનક કહેછે—'જે વખતે આ પિંગલક પોતાની પૂછડી ઊંચી કરે, પગ ઊંચા કરે અને મુખ ફાડીને તારી તરફ જુએ, ત્યારે તું તારૂં પરાક્રમ દેખાડજે. કારણ,

बलवानपि निस्तेजाः कस्य नाभिभवास्पदम् ।
निःशङ्कं दीयते लोकैः पश्य भस्मचये पदम् ॥४०४॥

બળવાન હોઇને જે પોતાનું પરાક્રમ દેખડાવતો નથી તેનો કોણ તિરસ્કાર કરતું નથી? જુઓ, જગતમાં રાખના ઢગલાપર સર્વ નિશંક પગ મૂકે છે. ૪૦૪.

किंतु सर्वमेतत्सुगुप्तमनुष्ठातव्यम् । नो चेन्न त्वं नाहम् ।' इत्युक्त्वा दमनकः करटकसमीपं गतः । करटकेनोक्तम्—'किं निष्पन्नम् ।' दमनकेनोक्तम्—'निष्पन्नोऽसावन्योन्यभेदः ।' करटको ब्रूते—'कोऽत्र संदेहः । यतः ।

પરંતુ એ સર્વ ગુપ્ત રીતે કરવું જોઇએ. નહિ તો તું નહિ કે હું નહિ.' એમ કહીને દમનક કરટક પાસે ગયો. કરટકે કહ્યું, 'શું સાર કાઢયો?' દમનક બોલ્યો, 'બેઉનો પરસ્પર ભેદ સિદ્ધ કર્યો?' કરટક કહે—'એમાં શું આશ્ચર્ય? કારણ—

बन्धुः को नाम दुष्टानां कुप्यते को न याचितः ।
को न दृप्यति वित्तेन कुकृत्ये को न पण्डितः ॥४०५॥

દુષ્ટને બંધુ કોણ? માંગવાથી કોણ રીસ કરતું નથી? ધનથી કોણ શાંત થતું નથી અથવા ધનથી કોને ગર્વ થતો નથી? (અને) ખરાબ કામ કરવામાં કોણ પંડિત નથી? ૪૦૫.

अन्यच्च । અને વળી,

दुर्वृत्तः क्रियते धूर्तैः श्रीमानात्मविवृद्धये ।
किं नाम खलसंसर्गः कुरुते नाश्रयाशवत् ॥ ४०६ ॥

પોતાની ચઢતી થવા માટે ખળ લોકો શ્રીમંતોને દુરાચારી બનાવે છે, અગ્નિ જેવો દુષ્ટનો સંસર્ગ શું (ખરાબી) કરતો નથી? ૪૦૬.

ततो दमनकः पिङ्गलकसमीपं गत्वा 'देव, समागतोऽसौ पापाशयः । ततः सज्जीभूय स्थीयताम्' इत्युक्त्वा पूर्वोक्ताकारं कारयामास । संजीवकोऽप्यागत्य तथाविधं विकृताकारं सिंहं दृष्ट्वा स्वानुरूपं विक्रमं चकार। ततस्तयोर्युद्धे संजीवकः सिंहेन व्यापादितः।

પછી દમનક પિંગલક પાસે જઇને, 'મહારાજ! તે પાપમતિ મનુષ્ય આવ્યો છે, માટે આપે તૈયારી કરી રાખવી.' એમ કહીને, પૂર્વે સંજીવકને કહ્યા પ્રમાણે પ્રકાર સિંહ પાસે કરાવ્યો. સંજીવકે પણ આવીને, તેવા વિકૃત વેષવાળા સિંહને જોઇને, પોતાની શક્તિ પ્રમાણે પરાક્રમ કર્યું. બેઉનું યુદ્ધ થતાં સિંહથી સંજીવક માર્યો ગયો.

अथ संजीवकं सेवकं पिङ्गलको व्यापाद्य विश्रान्तः सशोक इव तिष्ठति । ब्रूते च 'किं मया दारुणं कर्म कृतम् । यतः ।

પછી પોતાના સેવક સંજીવકને મારી બિશ્રાંતિ લઇ પિંગલક શોક કરવા લાગ્યો. અને બોલ્યો, કે મેં કેવું અઘોર કર્મ કર્યું? કેમકે

परैः संभुज्यते राज्यं स्वयं पापस्य भाजनम् ।
धर्मातिक्रमतो राजा सिंहो हस्तिवधादिव ॥ ४०७ ॥

જેમ સિંહે હાથીને મારતાં, પાપભાગી સિંહ અને ખાનારા બીજા સર્વ હોય છે તેમ રાજ્યસુખ બીજા પણ ભોગવે છે, અને ધર્મનું ઉલ્લંઘન કરતાં પાપનું પાત્ર રાજા થાય છે. ૪૦૭.

अपरं च । અને વળી,

भूम्येकदेशस्य गुणान्वितस्य
भृतस्य वा बुद्धिमतः प्रणाशः ।
भृत्यप्रणाशो मरणं नृपाणां
नष्टापि भूमिः सुलभा न भृत्याः' ॥ ४०८ ॥

જમીનનો એક ટૂકડો, અને ગુણવાન્ અને બુદ્ધિમાન્ સેવકનો નાશ એ બેમાંથી રાજાએ ચાકરનો નાશ પોતાના મરણ સમાન જાણવો, કેમકે જમીન જતાં ફરી મળી શકે છે પણ મૂવેલો સેવક ફરી મળતો નથી.' ૪૦૮.

दमनको ब्रूते—स्वामिन्, कोऽयं नूतनो न्यायो यदरातिं हत्वा संतापः क्रियते । तथा चोक्तम्—

દમનક કહે—'મહારાજ! આ કયાંથી નવો ન્યાય કાઢયો? કે શત્રુને મારીને ખેદ કરોછો? તેમજ કહ્યું છે—

पिता वा यदि वा भ्राता पुत्रो वा यदि वा सुहृत ।
प्राणच्छेदकरा राज्ञा हन्तव्या भूतिमिच्छता ॥४०९॥

વૈભવેચ્છુ રાજાએ પોતાનો જીવ લેનાર, જો બાપ, કે ભાઈ કે પુત્ર કે મિત્ર હોય તો પણ તેનો વધ કરવો. ૪૦૯.

अपि च । વળી પણ,

धर्मार्थकामतत्त्वज्ञो नैकान्तकरुणो भवेत् ।
नहि हस्तस्थमप्यन्नं क्षमावान्भक्षितुं क्षमः ॥ ४१० ॥

ધર્મ; અર્થ, કામ એનું તત્ત્વ જાણનારે અતિશય દયાળુ થવું નહિ, કારણ જે અતિ દયાળુ છે તે પોતાના હાથમાં રહેલો ખોરાક પણ ખાઈ શકતો નથી. ૪૧૦.

किं च । કેમકે—

**क्षमा शत्रौ च मित्रे च यतीनामेव भूषणम् ।**
**अपराधिषु सर्वेषु नृपाणां सैव दूषणम् ॥ ४११ ॥**

શત્રુ અને મિત્ર ઉપર ક્ષમા, એ સંન્યાસીનુંજ ભૂષણ છે. પરંતુ અપરાધી પ્રાણીને ક્ષમા કરવી તે રાજાને તો દૂષણજ છે. ૪૧૧.

अपरं च । અને વળી,

**राज्यलोभादहंकारादिच्छतः स्वामिनः पदम् ।**
**प्रायश्चित्तं तु तस्यैकं जीवोत्सर्गो न चापरम् ॥४१२॥**

રાજલોભ અને અહંકાર એ બેથી સ્વામીનું પદ મેળવવાને ઇચ્છિનારનો પ્રાણ લેવો એજ તેનું પ્રાયશ્ચિત છે. બીજું નથી. ૪૧૨.

अन्यच्च । અને વળી,

**राजा घृणी ब्राह्मणः सर्वभक्षः**
**स्त्री चावशा दुष्प्रकृतिः सहायः**
**प्रेष्यः प्रतीपोऽधिकृतः प्रमादी**
**त्याज्या इमे यश्च कृतं न वेत्ति ॥ ४१३ ॥**

દયાળુ રાજા, સર્વભક્ષી બ્રાહ્મણ, સ્વતંત્ર સ્ત્રી, દુષ્ટ મદદનીશ, કહ્યું ન કરનારો સેવક, અને પ્રમાદી અધિકારી, અને જે પોતા ઉપર થએલા ઉપકારને જાણતો નથી એ સર્વ ત્યાજ્ય છે. ૪૧૩.

विशेषतश्च । અને વિશેષે કરીને

**सत्यानृता च परुषा प्रियवादिनी च**
**हिंस्रा दयालुरपि चार्थपरा वदान्या ।**
**नित्यव्यया प्रचुररत्नधनागमा च**
**वाराङ्गनेव नृपनीतिरनेकरूपा' ॥ ४१४ ॥**

વારાંગના (ગણિકા)ની પેઠે રાજાની નીતિ ખરીખોટી, કઠોર તથા મધુર ભાષણ કરનારી, હિંસક અને દયાળુ, ધન હરનારી અને દેનારી, હમેશા ખર્ચાળુ અને ઘણો સંચય કરનારી, એમ પરસ્પર વિરૂદ્ધ દેખાતા અનેક પ્રકારોવાળી હોય છે.' ૪૧૪.

**इति दमनकेन संतोषितः पिङ्गलकः स्वां प्रकृतिमापन्नः सिंहासनं समुपविष्टः । दमनकः प्रहृष्टमनाः 'विजयतां महाराजः । शुभमस्तु सर्वजगताम्' इत्युक्त्वा यथासुखमवस्थित ॥**

આ રીતે દમનકે પિંગલકને સંતોષ પમાડી ઠેકાણે આણ્યો અને સિંહાસન પર બેસાડ્યો. દમનક પ્રસન્ન મનથી, 'મહારાજ! આપનો વિજય થાઓ. સર્વ જગત્‌નું કલ્યાણ થાઓ.' એમ કહીને સુખથી બેઠો.

**विष्णुशर्मोवाच—'सुहृद्भेदः श्रुतस्तावद्भवद्भिः ।' राजपुत्रा उचुः—'भवत्प्रसादच्छ्रुतः । सुखिनो भूता वयम् ।' विष्णुशर्माब्रवीत्—'अपरमपीदमस्तु—**

વિષ્ણુશર્મા કહેછે—'હે રાજપુત્રો ! તમે મિત્રભેદ સાંભળ્યો ?' રાજપુત્ર કહેછે—'આપની કૃપાથી સાંભળ્યો, અમે સુખી થયા.' વિષ્ણુશર્મા કહે—'બીજું પણ આમ હો.

**सुहृद्भेदस्तावद्भवतु भवतां शत्रुनिलये**
**खलः कालकृष्टः प्रलयमुपसर्पत्वहरहः ।**

**जनो नित्यं भूयात्सकलसुखसंपत्तिवसतिः**
**कथारम्भे रम्ये सततमिह बालोऽपि रमताम् ॥४१५॥**

નિરંતર આપના શત્રુના ઘરમાં મિત્રભેદ રહો, ખળ કાલથી ખેંચાઇને નાશ પામો, લોકો નિત્ય સકલ સુખ સંપત્તિથી પરિપૂર્ણ થાઓ, અને આ રમ્ય વાર્તાના આરંભમાં બાલકો પણ હમેશાં આનંદ પામો.' ૪૧૫.

**इति हितोपदेशे सुहृद्भेदो नाम द्वितीयः कथासंग्रहः समाप्तः**

એ રીતે મિત્રભેદ નામક વાર્તાસંગ્રહનો બીજો ભાગ સમાપ્ત.



## ॥ विग्रहः ॥

### વિગ્રહ ( લડાઈ )

पुनः कथारम्भकाले राजपुत्रा ऊचुः'—आर्य, राजपुत्रा वयम् । तद्विग्रहं श्रोतुं नः कुतूहलमस्ति ।' विष्णुशर्मणोक्तम्—'यदेवं भवद्भ्यो रोचते कथयामि । विग्रहः श्रूयतां यस्यायमाद्यः श्लोकः—

ફરી વાર્તાના પ્રારંભમાં રાજપુત્રો કહેછે—'આર્ય! અમે રાજપુત્ર છૈએ, માટે વિગ્રહ સાંભળવાનું અમને ઘણું કૌતુક છે.' વિષ્ણુશર્મા કહેછે—'જો તમને એ ગમે છે, તો હું તે કહુંછું. વિગ્રહ સાંભળો. જેનો આ પહેલો શ્લોક છે.

हंसैः सह मयूराणां विग्रहे तुल्यविक्रमे ।
विश्वास्य वञ्चिता हंसाः काकैः स्थित्वारिमन्दिरे' ॥४१६॥

હંસ અને મોર એ બેઉનું બળ સમાન હોઇને યુદ્ધ થતાં, કાગડાએ શત્રુના ઘરમાં રહીને હંસને વિશ્વાસ ઉપજાવી ફસાવ્યો.' ૪૧૬.

राजपुत्रा ऊचुः—'कथमेतत् ।' विष्णुशर्मा कथयति—

રાજપુત્ર કહે—'એ કેમ ?' વિષ્ણુશર્મા કહેછે.

अस्ति कर्पूरद्वीपे पद्मकेलिनामधेयं सरः । तत्र हिरण्यगर्भो नाम राजहंसः प्रतिवसति । स च सर्वैर्जलचरपक्षिभिर्मिलित्वा पक्षिराज्येऽभिषिक्तः । यतः ।

કપૂરબેટમાં પદ્મકેલી નામનું સરોવર છે. ત્યાં હિરણ્યગર્ભ નામનો રાજહંસ રહેતો હતો. સર્વ જ-

સથર પંખીઓએ એકઠા થઈ તેને રાજ્યાભિષેક કર્યો હતો. કારણ—

**यदि न स्यान्नरपतिः सम्यङ्नेता ततः प्रजा ।**
**अकर्णधारा जलधौ विप्लवेतेह नौरिव ॥ ४१७ ॥**

જેમ ખલાસી સિવાય નૌકા સમુદ્રમાં બૂડે છે, તેમ નિયામક રાજા વિના સર્વ પ્રજા નાશ પામે છે. ૪૧૭.

**अपि च ।** વળી પણ,

**प्रजां संरक्षति नृपः सा वर्धयति पार्थिवम् ।**
**वर्धनाद्रक्षणं श्रेयस्तदभावे सदप्यसत् ॥ ४१८ ॥**

રાજા પ્રજાનું રક્ષણ કરે છે અને પ્રજા રાજાને વધારે છે, વધારવા કરતાં રક્ષણ વિશેષ છે, કેમકે તેના અભાવમાં સત્ પણ અસત્ જાણવું. મતલબ કે રક્ષણ ન કરવામાં આવે તો વધારો થવાનોજ નહિ. ૪૧૮.

**एकदासौ राजहंसः सुविस्तीर्णकमलपर्यङ्के सुखासीनः परिवारपरिवृतस्तिष्ठति । ततः कुतश्चिद्देशादागत्य दीर्घमुखो नाम बकः प्रणम्योपविष्टः । राजोवाच—'दीर्घमुख, देशान्तरादागतोऽसि । वार्तां कथय ।' स ब्रूते—'देव, अस्ति महती वार्ता । तां वक्तुं सत्वरमागतोऽहम् । श्रूयताम् । अस्ति जम्बुद्वीपे विन्ध्यो नाम गिरिः । तत्र चित्रवर्णो नाम मयूरः पक्षिराजो निवसति । तस्यानुचरैश्चरद्भिः पक्षिभिरहं दग्धारण्यमध्ये चरन्नवलोकितः पृष्टश्च—'कस्त्वम् । कुतः समागतोऽसि ।' तदा मयोक्तम्—'कर्पूरद्वीपस्य राजचक्रवर्तिनो हिरण्यगर्भस्य राजहंसस्यानुचरोऽहम् । कौतुकाद्देशान्तरं द्रष्टुमागतोऽस्मि ।' एतच्छ्रुत्वा पक्षि-**

भिरुक्तम्—'अनयोर्देशयोः को देशो भद्रतरो राजा च ।' मयोक्तम्—'आः, किमेवमुच्यते । महदन्तरम् । यतः कर्पूरद्वीपः स्वर्ग एव राजहंसश्च द्वितीयः स्वर्गपतिः । अत्र मरुस्थले पतिता यूयं किं कुरुथ । अस्मद्देशे गम्यताम् ।' ततोऽस्मद्वचनमाकर्ण्य सर्वे सकोपा बभूवुः । तथा चोक्तम्—

કોઈ એક વખતે તે રાજહંસ વિશાળ કમલ પલંગપર સપરિવાર સુખથી બેઠો હતો. પછી દીર્ઘમુખ નામનો બગલો કોઈ દેશથી આવીને નમસ્કાર કરી ત્યાં બેઠો. રાજા કહેછે—'હે દીર્ઘમુખ! તું પરદેશથી આવ્યો છે. કંઈ સમાચાર કહે.' તે કહેછે—'મહારાજ! ઘણી લાંબી વાત છે, તે કહેવા માટે હું જલદી આવ્યો છું. સાંભળો. જંબુદ્વીપમાં વિંધ્ય નામનો પર્વત છે ત્યાં ચિત્રવર્ણ નામનો મોર પંખીઓનો રાજા રહેતો હતો. તેના ફરતા ચાકરોએ મને દગ્ધારણ્યમાં ફરતો દીઠો. અને પૂછ્યું, 'તું કોણ? ક્યાંથી આવ્યો?' ત્યારે મેં કહ્યું, 'કર્પૂરબેટના ચક્રવર્તી હિરણ્યગર્ભ નામક રાજહંસનો હું સેવક છું. કૌતુકથી બીજો દેશ જોવા આવ્યો છું.' એ સાંભળીને પંખી બોલ્યાં, 'આ બે દેશમાંથી કયો દેશ અને કયો રાજા સારો?' મેં કહ્યું, 'અહઃ એ શું કહોછો? ઘણોજ મોટો અંતર. કારણ કર્પૂરબેટ તો સ્વર્ગજ છે અને રાજહંસ એ બીજો સ્વર્ગપતિ (ઇંદ્ર)જ છે. અહીંઆ મારવાડમાં પડેલા તમે શું કરોછો? અમારા દેશમાં ચાલો.' પછી મારૂં બોલવું સાંભળી, સર્વને રીસ ચઢી. તેમજ કહ્યું છેઃ—

पयःपानं भुजंगानां केवलं विषवर्धनम् ।
उपदेशो हि मूर्खाणां प्रकोपाय न शान्तये ॥४१९॥

સાપને દૂધ પીવડાવવું એ કેવલ ઝેરનો વધારો કરવા જેવું છે, તેમ મૂર્ખને ઉપદેશ કરવો એ કોપનુંજ કારણ છે, શાંતિનું નથી. ૪૧૯.

अन्यच्च । અને વળી,

विद्वानेवोपदेष्टव्यो नाविद्वांस्तु कदाचन ।
वानरानुपदिश्याथ स्थानभ्रष्टा ययुः खगाः' ॥ ४२० ॥

વિદ્વાન્‌જ ઉપદેશ કરવા યોગ્ય છે, અવિદ્વાન્ તો જરાએ ઉપદેશને પાત્ર નથી. વાંદરાને ઉપદેશ કરવાથી પંખીઓ સ્થાનભ્રષ્ટ થયાં. ૪૨૦.

राजोवाच—'कथमेतत् ।' दीर्घमुखः कथयति—
રાજા પૂછેછે, 'એ કેમ થયું?' દીર્ઘમુખ કહેછે.



कथा १४ चतुर्दशी । पक्षिणां वानराणांच ॥
વાર્તા ૧૪ મી. પંખીઓ અને વાંદરાની.

अस्ति नर्मदातीरे विशालः शाल्मलीतरुः । तत्र निर्मितनीडक्रोडे पक्षिणो निवसन्ति सुखेन । अथैकदा वर्षासु नीलपटलैरावृते नभस्तले धारासारैर्महती वृष्टिर्बभूव । ततो वानरांश्च तरुतलेऽवस्थिताञ्शीताकुलान्कम्पमानानवलोक्य कृपया पक्षिभिरुक्तम्—'भो भो वानराः, शृणुत ।

નર્મદા તીરપર વિશાળ શાલ્મલી (સીમલા)નું ઝાડ છે. ત્યાં બનાવેલા માળામાં પંખીઓ સુખથી રહેતાં હતાં. કોઇએક સમયે વર્ષાઋતુમાં સર્વ આકાશ કાળા વાદળાંથી છવાઈ રહ્યું અને ઉપરથી મો-

ટો મૂશળધાર વર્ષાદ વરસ્યો. પછી ઝાડની નીચે ટાઢથી ગભરાઇને ઠુંઠવાતા વાંદરાને જોઇને પંખીઓએ દયાથી કહ્યું 'અલ્યા! વાંદરા, સાંભળ.

**अस्माभिर्निर्मिता नीडाश्चञ्चुमात्राहृतैस्तृणैः ।**
**हस्तपादादिसंयुक्ता यूयं किमिति सीदथ' ॥४२१॥**

ફક્ત ચાંચથીજ તણખલાં આણનારા અમે, માળાઓ બાંધ્યા છે, અને તમે તો હાથ પગ ઇત્યાદિ અવયવોવાળા છતાં, આવું દુઃખ કેમ ભોગવો છો?' ४२१.

**तच्छ्रुत्वा वानरैर्जातामर्षैरालोचितम्—'अहो निर्वातनीडगर्भावस्थिताः सुखिनः पक्षिणोऽस्मान्निन्दन्ति । भवतु तावद्वृष्टेरुपशमः । अनन्तरं शान्ते पानीयवर्षे तैर्वानरैर्वृक्षमारुह्य सर्वे नीडा भग्नास्तेषामण्डानि चाधः पातितानि । अतोऽहं ब्रवीमि—'विद्वानेवोपदेष्टव्यः' इत्यादि ॥ राजोवाच—'ततस्तैः किं कृतम् ।' वकः कथयति—ततस्तैः पक्षिभिः कोपादुक्तम्—'केनासौ राजहंसो राजा कृतः । ततो मयोपजातकोपेनोक्तम्—'युष्मदीयमयूरः केन राजा कृतः ।' एतच्छ्रुत्वा ते सर्वे मां हन्तुमुद्यताः । ततो मयापि स्वविक्रमो दर्शितः । यतः ।**

તે સાંભળતાં વાંદરાએ ગુસ્સો કરી, તેના તરફ જોયું. અને બોલ્યો, 'અરે! નિર્વાત (જેમાં પવન ન પેસે એવા) ઘરની વચ્ચે બેસીને, આ સુખી પંખીઓ અમારી નિંદા કરે છે. વર્ષાદ બંધ પડવા દો.' પછી વર્ષાદ વર્ષતો બંધ પડતાં, તે વાંદરાએ ઝાડપર ચઢીને, તેનાં બધા માળા ભાંગી

નાખ્યા, અને ઈંડાં નીચે નાખી દીધાં. માટે હું કહું છું કે—

### દોહરો.

સમજુ પાત્ર ઉપદેશનું, જરા ન અજ્ઞ ગણાય;
દેતાં મર્કટ બોધ ઝટ, સ્થાન રહિત ખગ થાય.

રાજા બોલ્યો, 'પછી તેમણે શું કર્યું?' બગલો કહે છે—'પછી તે પંખીઓએ ગુસ્સે થઈ, એમ કહ્યું કે, 'એ રાજહંસને કોણે રાજા સ્થાપ્યો?' પછી મેં પણ ક્રોધથી કહ્યું, 'તમારા મોરને કોણે રાજા કર્યો?' એ સાંભળી તે સર્વે મને મારવા તૈયાર થયા. પછી મેં પણ મારૂં પરાક્રમ દેખડાવ્યું. કારણ—

**अन्यदा भूषणं पुंसां क्षमा लज्जेव योषिताम् ।**
**पराक्रमः परिभवे वैयात्यं सुरतेष्विव' ॥ ४२२ ॥**

જેમ સ્ત્રીઓને રતિપ્રસંગ સિવાય, બીજે ઠેકાણે લજ્જા એ ભૂષણ છે તેમ પુરુષોને પણ પરાભવ સિવાય બીજે પ્રસંગે ક્ષમા એ ભૂષણ છે.' ૪૨૨.

**राजा विहस्याह—** રાજા હસીને બોલ્યો,

**आत्मनश्च परेषां च यः समीक्ष्य बलाबलम् ।**
**अन्तरं नैव जानाति स तिरस्क्रियतेऽरिभिः ॥४२३॥**

જે પોતાનાં અને પારકાં બળ અબળને જોઇને, તેમાંનો તફાવત સમજતો નથી, તે શત્રુથી પરાભવ પામે છે. ૪૨૩.

**अन्यच्च ।** અને વળી,

**सुचिरं हि चरन्नित्यं क्षेत्रे सस्यमबुद्धिमान् ।**
**द्वीपिचर्मपरिच्छन्नो वाग्दोषाद्गर्दभो हतः' ॥ ४२४ ॥**

વાઘનું ચામડું ઓઢીને એક બુદ્ધિહીન ગધે-

ડો ઘણા વખત સુધી ખેતરમાંનું અનાજ ખાતો હુતો. પરંતુ પોતાના વાગ્દોષથી તે મરણ પામ્યો. ૪૨૩.

बकः पृच्छति—'कथमेतत् ।' राजा कथयति—

બગલો પૂછેછે, 'એ કેમ થયું?' રાજા કહેછે.



## कथा १५ पंचदशी । व्याघ्रवेषधारक गर्दभस्य ॥

## વાર્તા ૧૫ મી. વાઘનો વેષ ધરનાર ગધેડાની.

अस्ति हस्तिनापुरे विलासो नाम रजकः । तस्य गर्दभोऽतिवाहनाद्दुर्बलो मुमूर्षुरिवाभवत् । ततस्तेन रजकेनासौ व्याघ्रचर्मणा प्रच्छाद्यारण्यसमीपे सस्यक्षेत्रे नियुक्तः । ततो दूरात्तमवलोक्य व्याघ्रबुद्ध्या क्षेत्रपतयः सत्वरं पलायन्ते । अथैकदा केनापि सस्यरक्षकेण धूसरकम्बलकृततनुत्राणेन धनुःकाण्डं सज्जीकृत्यानतकायेनैकान्ते स्थितम् । तं च दूराद्दृष्ट्वा गर्दभः पुष्टाङ्गो यथेष्टसस्यभक्षणजातबलो गर्दभोऽयमिति मत्वोच्चैः शब्दं कुर्वाणस्तदभिमुखं धावितः । सस्यरक्षकेण चीत्कारशब्दान्निश्चित्य गर्दभोऽयमिति लीलयैव व्यापादितः । अतोऽहं ब्रवीमि—'सुचिरं हि चरन्नित्यम्' इत्यादि ॥ दीर्घमुखो ब्रूते—ततः पक्षिभिरुक्तम्—'अरे पाप दुष्ट बक, अस्माकं भूमौ चरन्नस्माकं स्वामिनमधिक्षिपसि तन्न क्षन्तव्यमिदानीम्' इत्युक्त्वा सर्वे मां चञ्चुभिर्हत्वा सकोपा ऊचुः—'पश्य रे मूर्ख, स हंसस्तव राजा सर्वथा मृदुः । तस्य राज्याधिकारो नास्ति । यत एकान्तमृदुः करतलस्थमप्यर्थं रक्षितुमक्षमः । स कथं पृथिवीं शास्ति राज्यं वा तस्य किम् । किंतु त्वं च कूपमण्डूकः । तेन तदाश्रयमुपदिशसि । शृणु ।

હસ્તિનાપુરમાં **વિલાસ** નામનો ધોબી હતો. તે ધોબીનો એક ગધેડો ઘણો ભાર ઉપાડવાથી દુબલો થઈ મરણતોલ પડયો હતો. પછી તે ધોબીએ તેને વાઘનું ચામડું ઓરાડીને, અરણ્ય પાસે એક અનાજના ખેતરમાં છોડી મૂકયો. તે પછી દૂરથી તેને જોઇને, એ વાઘ છે એમ જાણી ખેડુત જલદી નાસી જતો. પછી એક દહાડે કોઇએક અનાજનો રક્ષક, ગધેડાના રંગની એક ધાબળીથી પોતાનું શરીર ઢાંકીને ધનુષ્ય તૈયાર કરી, શરીર વાકું વાળી એકાંતમાં ભરાઈ બેઠો. તેને દૂરથી જોઇને, શરીરે પુષ્ટ થએલો, અને યથેચ્છ ધાન્ય ખાવાથી જે ઘણો બલિષ્ઠ થયો છે, એવો તે ગધેડોજ છે એમ માની, મોટેથી ભૂંકતો તેની સામે દોડયો. ખેડુતે તેના ચીત્કાર શબ્દથી એ ગધેડો છે એમ નિશ્ચય કરી સહજ મારી નાખ્યો. માટે હું કહુંછું.

**દોહરો.**

વાઘાંબર ઓઢી સુખે, નિત્યે ખેતર ખાય;
વાગ્દોષે ઝટ રાસભો, અક્કલહીન હણાય.

દીર્ઘમુખ (બગલો) કહે છે, 'પછી પંખીઓ એમ બોલ્યા કે, 'અરે! પાપી! દુષ્ટ બગલા. અમારી હદમાં તું ફરતાં છતાં, અમારા રાજાની નિંદા કરેછે? તે હવે અમે સહન કરવાના નથી.' એમ કહીને સર્વે મને ચાંચથી પ્રહાર કરીને ક્રોધથી બોલ્યા, 'જો રે મૂર્ખા! તે તારો હંસ રાજા સર્વ પ્રકારે કોમળ છે. તેને રાજનો અધિકાર નથી. કારણ, જે અત્યંત કોમળ છે તે હથેલીમાં રહેલા પદાર્થને પણ સાચવવામાં સમર્થ હોતો નથી. ત્યારે તે પૃથ્વીનું પાલણ

કેમ કરી શકે? તેને વળી રાજ્ય કેવું? પરંતુ તું કૂપમંડુક (કૂવાનો દેડકો) છે, માટે તેના આશ્રયનાં અમારી પાસે વખાણ કરેછે. સાંભળ!

सेवितव्यो महावृक्षः फलच्छायासमन्वितः ।
यदि दैवात्फलं नास्ति च्छाया केन निवार्यते ॥४२५॥

ફલ અને છાયા એથી યુક્ત એવાં મોટાં વૃક્ષનો આશ્રય કરવો યોગ્ય છે. જો દૈવયોગે ફળ ન મળે, તોપણ તેની છાયાનો કોણ અટકાવ કરનાર છે? ૪૨૫.

अन्यच्च । અને વળી,

हीनसेवा न कर्तव्या कर्तव्यो महदाश्रयः ।
पयोऽपि शौण्डिकीहस्ते वारुणीत्यभिधीयते ॥ ४२६ ॥

નીચની સેવા કરવી નહિ, મોટાનો આશ્રય કરવો, કારણ કલાલણના હાથમાં જો દૂધ હોય તોપણ તેને લોકો મદિરા કહે છે. ૪૨૬.

अन्यच्च । અને વળી,

महानप्यल्पतां याति निर्गुणे गुणविस्तरः ।
आधाराधेयभावेन गजेन्द्र इव दर्पणे ॥ ४२७ ॥

જે પ્રમાણે હાથી નાના આરસામાં, આધાર આધેય ભાવથી મોટો છતાં નાનો દેખાય છે, તેમ મોટો મનુષ્ય પણ નિર્ગુણ પાસે પોતાના ગુણનો વિસ્તાર કરવાથી નાનો થાય છે. ૪૨૭.

विशेषतश्च । વિશેષ કરીને,

व्यपदेशेऽपि सिद्धिः स्यादतिशक्ते नराधिपे ।
शशिनो व्यपदेशेन शशकाः सुखमासते ॥ ४२८ ॥

અતિ બળવાન્ રાજા હોવાથી, તેના નામથીજ

કાર્યસિદ્ધિ થાય છે. જુઓ કે ચંદ્રને નામે સર્વ સસલાં સુખથી રહે છે.' ૪૨૮.

मयोक्तम्—'कथमेतत्' । पक्षिणः कथयन्ति—

મેં કહ્યું, 'એ કેમ?' પંખીઓ કહે છે.

---

कथा १६ षोडशी । गजशशकयोः ॥

વાર્તા ૧૬ મી. હાથી અને સસલાની.

कदाचिदपि वर्षासु वृष्टेरभावात्तृषार्तो गजयूथो यूथपतिमाह—'नाथ, कोऽभ्युपायोऽस्माकं जीवनाय । नास्ति क्षुद्रजन्तूनां निमज्जनस्थानम् । वयं च निमज्जनस्थानाभावान्मृताहा इव । किं कुर्मः । क्व यामः' । ततो हस्तिराजो नातिदूरं गत्वा निर्मलं ह्रदं दर्शितवान् । ततो दिनेषु गच्छत्सु तत्तीरावस्थितागजपादाहतिभिश्चूर्णिताः क्षुद्रशशकाः । अनन्तरं शिलीमुखो नाम शशकश्चिन्तयामास—'अनेन गजयूथेन पिपासाकुलितेन प्रत्यहमत्रागन्तव्यम् । अतो विनश्यत्यस्मत्कुलम्' । ततो विजयो नाम वृद्धशशकोऽवदत् । मा विषीदत । मयात्र प्रतीकारः कर्तव्यः ।' ततोऽसौ प्रतिज्ञाय चलितः । गच्छता च तेनालोचितम्—'कथं गजयूथसमीपे स्थित्वा वक्तव्यम् । यतः ।

કોઈએક વખતે ચોમાસામાં વર્ષાદ ન હોવાથી, તરસથી પીડાયલા હાથીના ટોળાએ પોતાના સ્વામીને કહ્યું, 'મહારાજ! અમારે જીવવામાટે શો ઉપાય કરવો? ક્ષુદ્ર જંતુને પણ સ્નાન યોગ્ય જળાશય નથી, અને અમે તો, સ્નાનયોગ્ય સ્થાન ન હોવાથી, મરવા જેવા થયા છીએ: શું કરવું? ક્યાં જ-

વું ?' પછી ગજરાજે થોડે દૂર જઇને, એક મોટો હ્રદ દેખાડયો. ત્યાં કેટલાક દિવસ જતાં, તે હ્રદના તીરપર રહેલા હાથીના પગના પ્રહારથી નાના નાના સસલા છૂંદાઈ ગયા. ત્યારે શિલિમુખ નામનો સસલો વિચાર કરવા લાગ્યો કે, આ હાથીનું ટોળું દરરોજ તરસથી આકૂળ થઇને અહીં આવે છે, તેથી મારૂં કુલ નાશ પામેછે. પછી વિજય નામનો વૃદ્ધ સસલો બોલ્યો, 'ગભરાશો મા. હું એનો ઈલાજ કરૂંછું.' પછી તે પ્રતિજ્ઞા કરી નીકળ્યો. રસ્તે ચાલતાં એવો વિચાર કર્યો કે, હાથીના ટોળા પાસે બોલી કેમ શકાય? કારણ—

**स्पृशन्नपि गजो हन्ति जिघ्रन्नपि भुजंगमः ।**
**पालयन्नपि भूपालः प्रहसन्नपि दुर्जनः ॥ ४२९. ॥**

હાથી સ્પર્શ કરીને પણ મારેછે, સાપ સુંઘીને પણ મારે છે, રાજા પાળણ કરીને પણ મારે છે, અને દુર્જન હસીને પણ મારે છે. ૪૨૯.

**अतोऽहं पर्वतशिखरमारुह्य यूथनाथं संवादयामि ।' तथानुष्ठिते यूथनाथ उवाच—"कस्त्वम् । कुतः समायातः ।' स ब्रूते—'शशकोऽहम् । भगवता चन्द्रेण भवदन्तिकं प्रेषितः ।' यूथपतिराह—'कार्यमुच्यताम् ।' विजयो ब्रूते—**

એટલામાટે હું પર્વતના શિખરપર બેસીને, ટોળાના અધિપતિ ગજરાજ સાથે વાત કરીશ.' તેમ કરતાં યુથપતિ બોલ્યો, 'તું કોણ? કયાંથી આવ્યો?' તેણે કહ્યું, 'હું સસલો છું, ભગવાન્ ચંદ્રમાએ મને આપની પાસે મોકલ્યો છે.' યુથપતિ કહે છે—'શું કામ છે તે કહો.' વિજય કહે છે.

'उद्यतेष्वपि शस्त्रेषु दूतो वदति नान्यथा ।
सदैवावध्यभावेन यथार्थस्य हि वाचकः ॥ ४३० ॥

'શસ્ત્ર ઉગામીએ તોપણ દૂત ખોટું બોલતો નથી. હમેશા તે અવધ્ય છે, માટે તે યથાર્થ બોલી શકે છે. ૪૩૦.

तदहं तदाज्ञया ब्रवीमि । शृणु । यदेते चन्द्रसरोरक्षकाः शशकास्त्वया निःसारितास्तदनुचितं कृतम् । ते शशकाश्चिरमस्माकं रक्षिताः । अत एव मे शशाङ्क इति प्रसिद्धिः ।' एवमुक्तवति दूते यूथपतिर्भयादिदमाह—'प्रणिधेहि । इदमज्ञानतः कृतम् । पुनर्न कर्तव्यम् ।' दूत उवाच—'यद्येवं तदत्र सरसि कोपात्कम्पमानं भगवन्तं शशाङ्कं प्रणम्य प्रसाद्य गच्छ ।' ततो रात्रौ यूथपतिं नीत्वा जले चञ्चलं चन्द्रबिम्बं दर्शयित्वा यूथपतिः प्रणामं कारितः । उक्तं च तेन—'देव, अज्ञानादनेनापराधः कृतः । ततः क्षम्यताम् । नैवं वारान्तरं विधास्यते ।' इत्युक्त्वा प्रस्थापितः । अतोऽहं ब्रवीमि—'व्यपदेशेऽपि सिद्धिः स्यात्' इति ॥ ततो मयोक्तम्—'स एवास्मत्प्रभू राजहंसो महाप्रतापोऽतिसमर्थः । त्रैलोक्यस्यापि प्रभुत्वं तत्र युज्यते किं पुना राज्यम्' इति । तदाहं तैः पक्षिभिः 'दुष्ट, कथमस्मद्भूमौ चरसि' इत्यभिधाय राज्ञश्चित्रवर्णस्य समीपं नीतः । ततो राज्ञः पुरो मां प्रदर्श्य तैः प्रणम्योक्तम्—'देव, अवधीयतामेष दुष्टो बको यदस्मद्देशे चरन्नपि देवपादानधिक्षिपति ।' राजाह—'कोऽयम् । कुतः समायातः ।' त ऊचुः—'हिरण्यगर्भनाम्नो राजहंसस्यानुचरः कर्पूरद्वीपादागतः ।' अथाहं गृध्रेण मन्त्रिणा पृष्टः—'कस्तत्र मुख्यो मन्त्री' इति । मयोक्तम्—'सर्व-

**शास्त्रार्थपारगः सर्वज्ञो नाम चक्रवाकः ।' गृध्रो ब्रू-
ते—'युज्यते । स्वदेशजोऽसौ । यतः ।**

ત્યારે હું તેની આજ્ઞાથી આપને કહું છું. સાંભળો. ચંદ્રસરોવરનું રક્ષણ કરનાર જે આ સસલાં મેં.ઘણા દિવસથી રક્ષણ કરેલા છે માટેજ મારૂં શશાંક એવું પ્રસિદ્ધ નામ છે.' એમ દૂતને બોલતાં સાંભળી તે યૂથપતિ ભયથી બોલ્યો, 'માફ કરો. આ મેં અજાણતા કીધું. ફરી કરવાનો નથી.' દૂત કહેછે—'જો એમ છે તો, આ સરોવરમાં કોપથી કંપાયમાન થએલા ભગવાન્ શશાંક (ચંદ્રમા)ને પગે લાગી પ્રસન્ન કર.' પછી રાત્રે યૂથપતિને તેડી જઈ, પાણીમાંનું ચંચલ ચંદ્રબિંબ દેખડાવીને તેની પાસે નમસ્કાર કરાવ્યો. અને તે બોલ્યો, 'ચંદ્રમહારાજ ! આ ગજરાજે અજ્ઞાનથી અપરાધ કર્યો છે તેને માફ કરો. ફરી આમ કરશે નહિ.' એમ કહીને તેને વદાય કર્યો. માટે હું કહું છું.

**દોહરો.**

બલિષ્ટ નરેંદ્ર નામથી, થાય સિદ્ધ સૌ કામ,
શશાંક નૃપના નામથી, સસલાં સુખી તમામ.

પછી મેં કહ્યું, 'તે અમારો પ્રભુ રાજહંસ મહા પરાક્રમી અને સમર્થ છે. ત્રૈલોક્યનું પણ પ્રભુત્વ એને યોગ્ય છે. ત્યારે ( આ લોકની) રાજ્યની તો શી વાત?' તે વખતે તે પંખીઓએ કહ્યું, 'હે દુષ્ટ! બગલા, તું અમારી હદમાં કેમ ફરે છે?' એમ કહીને ચિત્રવર્ણ રાજા પાસે મને પકડી ગયા. પછી રાજા પાસે મને દેખડાવી, તેમણે પ્રણામ કરી કહ્યું, 'મહારાજ! આ દુષ્ટ બગલાને મારી નાખો. કારણ એ

આપણી હદમાં રહીને દેવચરણની નિંદા કરે છે.' રાજા કહેછે—'એ કોણ છે ? ક્યાંથી આવ્યો ?' તેઓ કહેછે, 'હિરણ્યગર્ભ નામક રાજહંસનો આ અનુચર છે અને કર્પૂર બેટમાંથી આવ્યો છે.' પછી મંત્રી ગીધે મને પૂછ્યું, 'ત્યાં મુખ્ય મંત્રી કોણ છે?' મેં કહ્યું, 'સર્વ શાસ્ત્ર પારંગત સર્વજ્ઞ નામનો ચક્રવાક છે.' ગીધ બોલ્યો, 'યોગ્ય છે. એ અમારા દેશનોજ છે. કારણ—

**स्वदेशजं कुलाचारं विशुद्धमथवा शुचिम् ।**
**मन्त्रज्ञमव्यसनिनं व्यभिचारविवर्जितम् ॥ ४३१ ॥**
**अधीतव्यवहारार्थं मौलं ख्यातं विपश्चितम् ।**
**अर्थस्योत्पादकं चैव विदध्यान्मन्त्रिणं नृपः ॥ ४३२ ॥**

પોતાના દેશમાં જન્મેલો, કુલાચારવાળો, નિર્મળ મનવાળો, અને અંગે પવિત્ર એવો, મંત્ર જાણનાર, નિર્વ્યસની, અવ્યભિચારી, સર્વ વ્યવહારજ્ઞાન કુશલ, પરંપરાથી આવેલો, વક્તા, વિદ્વાન્ અને પૈસા પેદા કરનાર એવાને રાજાએ પ્રધાનપદે નીમવો. ૪૩૧-૪૩૨.

**अत्रान्तरे शुकेनोक्तम्—'देव, कर्पूरद्वीपादयो लघुद्वीपा जम्बुद्वीपान्तर्गता एव । तत्रापि देवपादानामेवाधिपत्यम्' । ततो राज्ञाप्युक्तम्—'एवमेव । यतः ।**

એટલામાં શુક (પોપટ) બોલ્યો, 'મહારાજ ! જંબુદ્વીપની અંદરનાજ કર્પૂરદ્વીપ વગેરે નાના નાના દ્વીપો છે. અને ત્યાં પણ દેવચરણની સત્તા છે.' પછી રાજાએ પણ કહ્યું, 'એમજ છે. કારણ—

**राजा मत्तः शिशुश्चैव प्रमादी धनगर्वितः ।**
**अप्राप्यमपि वाञ्छन्ति किं पुनर्लभ्यतेऽपि यत्' ॥४३३॥**

રાજા, મત્ત, બાલક, પ્રમાદી, અને ધનગર્વિષ્ટ એ પાંચે ન મળવા લાયક ચીજની ઇચ્છા કરે છે, ત્યારે મળતી વસ્તુની ઇચ્છા કરે તેમાં તો શું કહેવું ? ૪૩૩.

ततो मयोक्तम्—'यदि वचनमात्रेणैवाधिपत्यं सिद्धयति तदा जम्बुद्वीपेऽप्यस्मत्प्रभोर्हिरण्यगर्भस्य स्वाम्यमस्ति।' शुको ब्रूते—'कथमत्र निर्णयः।' मयोक्तम्—'संग्राम एव।' राज्ञा विहस्योक्तम्—'स्वस्वामिनं गत्वा सज्जीकुरु।' तदा मयोक्तम्—'स्वदूतोऽपि प्रस्थाप्यताम्।' राजोवाच—'कः प्रयास्यति दौत्यैन यत एवंभूतो दूतः कार्यः।

પછી મેં કહ્યું, 'જો કેવલ બોલવાથીજ આધિપત્ય સિદ્ધ થતું હોય, તો જંબુદ્વીપમાં પણ અમારા રાજા હિરણ્યગર્ભની સત્તા છે.' શુક બોલ્યો, 'આનો નિર્ણય કેમ કરવો?' મેં કહ્યું, 'યુદ્ધથીજ.' રાજા હસીને બોલ્યો, 'તું પોતાના રાજા પાસે જઇને તેને (યુદ્ધ માટે) તૈયાર કર.' ત્યારે મેં કહ્યું—'આપના દૂતને પણ મોકલો.' રાજાએ કહ્યું—'દૂતનું કાર્ય કરવા કોણ જશે? કેમકે દૂત એવો જોઇએ કે-

भक्तो गुणी शुचिर्दक्षः प्रगल्भोऽव्यसनी क्षमी ।
ब्राह्मणः परमर्मज्ञो दूतः स्यात्प्रतिभाववान्' ॥४३४॥

ભક્ત, ગુણી, પાપભીરૂ, ચતુર, નિડર, વ્યસનરહિત, સહનશીલ, બ્રાહ્મણ, પારકો મર્મ જાણનાર, અને પ્રતિભાવવાળો. એવો દૂત જોઇએ* ૪૩૪.

---

* યુક્તિપર પ્રત્યુક્તિની યોજના તત્કાળ કરી શકે એવો બુદ્ધિમાન્.

गृध्रो वदति—'सन्त्येव दूता बहवः । किंतु ब्राह्मण एव कर्तव्यः । यतः ।

ગીધ બોલ્યો—'દૂતો તો ઘણાજ છે. પરંતુ બ્રાહ્મણજ કરવો. કારણ—

प्रसादं कुरुते पत्युः संपत्तिं नाभिवाञ्छति ।
कालिमा कालकूटस्य नापैतीश्वरसंगमात्' ॥ ४३५ ॥

સ્વામીને પ્રસન્ન કરે અને સંપત્તિની ઇચ્છા કરતો નથી, જુઓ કાલકૂટ ઝેરની કાળાશ ઈશ્વરના સંગથી પણ છૂટતી નથી. જેમ કાળકૂટની કાળાશ ઈશ્વર સંગથી જતી નથી, તેમ બ્રાહ્મણ દૂત પોતાના સ્વામી કરતાં વધારે ધનવાન્નો સંગ મળે તોપણ તે પોતાના સ્વામીને છોડતો નથી. ૪૩૫.

राजाह—'ततः शुक एव व्रजतु । शुक, त्वमेवानेन सह गत्वास्मदभिलषितं ब्रूहि' । शुको ब्रूते—'यथाज्ञापयति देवः । किंत्वयं दुर्जनो बकः । तदनेन सह न गच्छामि । तथा चोक्तम्—

રાજા કહેછે—'ત્યારે શુકનેજ મોકલો. હે શુક! તુંજ એની સાથે જઇને, અમારૂં ઇચ્છિત કહે.' શુક કહે છે—'જેવી મહારાજની આજ્ઞા. પરંતુ આ બગલો દુર્જન છે, માટે એની સાથે હું જતો નથી. તેમજ કહ્યું છે—

खलः करोति दुर्वृत्तं नूनं फलति साधुषु ।
दशाननोहरेत्सीतां बन्धनं स्यान्महोदधेः ॥ ४३६ ॥

જે ખળ છે તે દુરાચાર કરેછે અને તેનું ફળ સજ્જન પુરુષને મળે છે. જુઓ, રાવણે સીતાનું હરણ કર્યું અને સમુદ્રને બંધન થયું. ૪૩૬.

अपरं च । અને વળી,

न स्थातव्यं न गन्तव्यं दुर्जनेन समं क्वचित् ।
काकसङ्गाद्धतो हंसस्तिष्ठन्गच्छंश्च वर्तकः' ॥ ४३७ ॥

દુર્જનની સાથે કદી પણ રહેવું નહિ અને જવું પણ નહિ. કાગડાની સોબતથી હંસ, તથા તેની સાથે રહેનાર તથા જનાર વર્તક પણ મરણ પામ્યો.' ૪૩૭

राजोवाच—'कथमेतत् ।' शुकः कथयति—
રાજાએ કહ્યુ—'એ કેમ?' શુક કહે છે.

---

## कथा १७ सप्तदशी । हंसकाकयोः ॥

## વાર્તા ૧૭ મી. હંસ અને કાગડાની.

अस्त्युज्जयिनीवर्त्मप्रान्तरे प्लक्षतरुः । तत्र हंसकाकौ निवसतः । कदाचिद्ग्रीष्मसमये परिश्रान्तः कश्चित्पथिकस्तत्र तरुतले धनुःकाण्डं संनिधाय सुप्तः । तत्र क्षणान्तरे तन्मुखाद्वृक्षच्छायापगता । ततः सूर्यतेजसा तन्मुखं व्याप्तमवलोक्य तद्वृक्षस्थितेन हंसेन कृपया पक्षौ प्रसार्य पुनस्तन्मुखे छाया कृता । ततो निर्भरनिद्रासुखिना तेन मुखव्यादानं कृतम् । अथ परसुखमसहिष्णुः स्वभावदौर्जन्येन स काकस्तस्य मुखे पुरीषोत्सर्गं कृत्वा पलायितः । ततो यावदसौ पान्थ उत्थायोर्ध्वं निरीक्षते तावत्तेनावलोकितो हंसः काण्डेन हतो व्यापादितः ॥

ઉજ્જયનીના રસ્તાની બાજુપરના વનમાં પ્લક્ષ (પીપળા)નું ઝાડ છે. ત્યાં હંસ અને કાગડો રહેતા હતા. ત્યાં કોઇએક વખતે ગ્રીષ્મ ઋતુમાં થાકેલો કોઇએક વટેમાર્ગુ તે ઝાડની નીચે ધનુષ્ય મૂકીને

સૂતો. ત્યાં થોડીવાર પછી તેના મોં ઉપરના ઝાડની છાયાં દૂર ગઈ તેથી સૂર્યના તેજથી તેનું મોં છવાઈ જતું જોઈને, તે ઝાડપર રહેલા હંસે દયાથી, પોતાની પાંખ પસારી તેના મોંપર પહેલાં જેવી છાયાં કરી. પછી ગાઢનિદ્રાના સુખમાં તેણે પોતાનું મોં પોહોળું કર્યું. પછી બીજાનું સુખ ન સહન કરનાર કાગડો, પોતાના દુર્જન સ્વભાવથી તેના મુખમાં ચરકીને ઉડી ગયો. પછી તે વટેમાર્ગુ ઊઠી ઊંચે જુએ છે તો હંસને દીઠો. પછી ધનુષ્યના બાણુથી તેને મારી નાખ્યો.

**वर्तककथामपि कथयामि—**

વર્તક (લાવડા)ની વાત કહું છું.



**कथा १८ अष्टादशी । वर्तककाकयोः ॥**

**વાર્તા ૧૮ મી. વર્તક અને કાગડાની.**

**एकदा भगवतो गरुडस्य यात्राप्रसङ्गेन सर्वे पक्षिणः समुद्रतीरं गताः । ततः काकेन सह वर्तकश्चलितः । अथ गोपालस्य गच्छतो दधिभाण्डाद्वारंवारं तेन काकेन दधि खाद्यते । ततो यावदसौ दधिभाण्डं भूमौ निधायोर्ध्वमवलोकते तावत्तेन काकवर्तकौ दृष्टौ । ततस्तेन खेदितः काकः पलायितः । वर्तकः स्वभावनिरपराधो मन्दगतिस्तेन प्राप्तो व्यापादितः । अतोऽहं ब्रवीमि—'न स्थातव्यं न गन्तव्यम्' इत्यादि ॥ ततो मयोक्तम्—'भ्रातः शुक, किमेवं ब्रवीषि । मां प्रति यथा श्रीमद्देवस्तथा भवानपि ।' शुकेनोक्तम्—'अस्त्वेवम् । किंतु ।**

કોઈએક સમયે ભગવાન્ ગરુડના પ્રવાસપ્રસંગે સર્વ પંખીઓ સમુદ્ર તીરે એકઠાં ગયાં. તેમાં વર્તક (લાવડો) કાગડાની સાથે ચાલ્યો. ત્યારે રસ્તામાં ચાલતા એક ગોવાળીઆની દહીંની મટુકીમાંથી કાગડો વારંવાર દહીં ખાતો હતો. પછી મહીની મટુકી નીચે મૂકી તે ગવળીએ ઊંચે જોતાં, કાગડો તથા વર્તક બેને દીઠાં. કાગડો તરત ચેતીને ઊડી ગયો, અને કોઈનો પણ અપરાધ ન કરે એવા સ્વભાવવાળો વર્તક ધીમે ધીમે ચાલતો હતો. તેને પકડીને ગોવાળે મારી નાખ્યો. માટે હું કહું છું કે—

દોહરો.

દુર્જન સાથ ન ચાલવું, કદીં ન કરવો વાસ;
પામ્યા વર્તક હંસ બે, કાગ સંગથી નાશ.'

પછી મેં કહ્યું—'ભાઈ! શુક એમ શું બોલે છે? જેવા મને મારો સ્વામી તેવાજ તમે છો.' શુક બોલ્યો, 'ભલે તેમ હો. પરંતુ—

**दुर्जनैरुच्यमानानि संमतानि प्रियाण्यपि ।**
**अकालकुसुमानीव भयं संजनयन्ति हि ॥ ४३८ ॥**

અકાલિક આવેલાં ફૂલોની પેઠે, દૂર્જનોએ કહેલાં મધુર તથા અનુકૂલ ભાષણો પણ ભયકારક હોય છે. ૪૩૮.

**दुर्जनत्वं च भवतो वाक्यादेव ज्ञातं यदनयोर्भूपालयोर्विग्रहे भवद्वचनमेव निदानम् ।**

તારી દુર્જનતા તારા બોલવાપરથીજ સમજાઈ. કારણ આ બે રાજાઓની લડાઈ થવામાં તારૂં ભાષણજ મૂળ કારણ છે.

ततोऽहं तेन राज्ञा यथाव्यवहारं संपूज्य प्रस्थापितः । शुकोऽपि मम पश्चादागच्छन्नास्ते । एतत्सर्वं परिज्ञाय यथाकर्तव्यमनुसंधीयताम् ।' चक्रवाको विहस्याह—'देव, बकेन तावद्देशान्तरमपि गत्वा यथाशक्ति राजकार्यमनुष्ठितम् । किंतु देव, स्वभाव एष मूर्खाणाम् । यतः ।

પછી તે રાજાએ મારૂં યથાયોગ્ય સન્માન કરી મને રવાના કર્યો. શુક પણ મારી પાછળ આવે છે. આ સર્વ જાણીને જે કર્તવ્ય હોય તે આપે કરવું.' ચક્રવાક હસીને બોલ્યો—'મહારાજ! બગલાએ પરદેશમાં જઇને પણ, યથાશક્તિ રાજકાર્ય કર્યું છે. પરંતુ મહારાજ! મૂર્ખોનો સ્વભાવજ એવો હોય છે. કારણ—

शतं दद्यान्न विवदेदिति विज्ञस्य संमतम् ।
विना हेतुमपि द्वन्द्वमेतन्मूर्खस्य लक्षणम्' ॥ ४३९ ॥

સો આપવા પણ વાદ ન કરવો, એવો અનુભવી વિદ્વાન્નો મત છે. કારણ વગર વાદ કરવો એ મૂર્ખનું લક્ષણ છે.' ૪૩૯.

राजाह—'किमतीतोपालम्भनेन । प्रस्तुतमनुसंधीयताम् ।' चक्रवाको ब्रूते—'देव, विजने ब्रवीमि । यतः ।

રાજા કહેછે—'ગઈ ગુજરીના મેણાટોણાથી શું લાભ? જે હમણા આપણે કર્તવ્ય હોય તે કરવું.' ચક્રવાક કહેછે—'મહારાજ! એકાંતમાં કહીશ. કારણ

वर्णाकारप्रतिध्वानैर्नेत्रवक्त्रविकारतः ।
अप्यूहन्ति मनो धीरास्तस्माद्रहसि मन्त्रयेत्' ॥४४०॥

વર્ણ, આકાર, પ્રત્યુત્તર, અને આંખ તથા મુ-

એના વિકાર એથી બુદ્ધિમાન્ પુરુષ મન પારખી શકે છે. માટે મસલત એકાંતમાંજ કરવી.' ૪૪૦.

राजा मन्त्री च तत्र स्थितौ । अन्येऽन्यत्र गताः । चक्रवाको ब्रूते—'देव, अहमेवं जानामि । कस्याप्यस्मन्नियोगिनः प्रेरणया बकेनेदमनुष्ठितम् । यतः ।

રાજા ને મંત્રી ત્યાંજ રહ્યા અને બીજા સર્વે ઊઠી બીજે સ્થળે ગયા. ચક્રવાક કહેછે, 'મહારાજ! હું એમ સમજું છું કે, આપણી પાસે રહેનારામાંથી કોઇની પ્રેરણાથી બગલાએ આ કામ કર્યું હોય એમ લાગે છે? કારણ—

वैद्यानामातुरः श्रेयान्व्यसनी यो नियोगिनाम् ।
विदुषां जीवनं मूर्खः सद्वर्णो जीवनं सताम्' ॥४४१॥

રોગી વૈદ્યનું, પાસે રહેનારનું વ્યસની અને જે મૂર્ખ તે વિદ્વાનોનું જીવન છે, અને સત્પુરુષનું જીવન સદ્વર્ણ (સાચું વચન) છે.' ૪૪૧.

राजाब्रवीत्—'भवतु । कारणमत्र पश्चान्निरूपणीयम् । संप्रति यत्कर्तव्यं तन्निरूप्यताम् ।' चक्रवाको ब्रूते—'देव, प्रणिधिस्तावत्प्रहीयताम् । ततस्तदनुष्ठानं बलाबलं च जानीमः । तथा हि ।

રાજા કહેછે—'હશે. એના કારણનો વિચાર પછી કરીશું. હાલ જે કર્તવ્ય છે તેનો વિચાર કરીએ.' ચક્રવાક કહે છે, 'મહારાજ! ત્યાં સૂધી દૂત મોકલવો. પછી કર્તવ્ય, અને બલાબલનો વિચાર કરવો એમ હું જાણું છું. અને તેમજ કહ્યું છે—

भवेत्स्वपरराष्ट्राणां कार्याकार्यावलोकने ।
चारश्चक्षुर्महीभर्तुर्यस्य नास्त्यन्ध एव सः ॥ ४४२ ॥

પોતાનું રાજ્ય અને પારકું રાજ્ય, એમાં કાર્ય શું અને અકાર્ય શું તે જોવાને રાજાને દૂત એજ નેત્ર છે. તે જેને નથી તે આંધળોજ છે. ૪૪૨.

**स च द्वितीयं विश्वासपात्रं गृहीत्वा यातु । तेनासौ स्वयं तत्रावस्थाय द्वितीयं तत्रत्यमन्त्रकार्यं सुनिभृतं निश्चित्य निगद्य प्रस्थापयति । तथा चोक्तम्—**

તે દૂતે બીજો એક વિશ્વાસુ મનુષ્ય સાથે લઇને જવું, એટલે પોતે ત્યાં રહીને, ત્યાંની સલાહમસલતનો ગુપ્ત રીતે નિશ્ચય કરીને, બીજાને તે કહીને અહીં મોકલશે. તેમજ કહ્યું છે—

**तीर्थाश्रमसुरस्थाने शास्त्रविज्ञानहेतुना ।**
**तपस्विव्यञ्जनोपेतैः स्वचरैः सह संवदेत् ॥ ४४३ ॥**

પોતે શાસ્ત્રનું વિજ્ઞાન મેળવવા માટે તીર્થ, આશ્રમ, દેવસ્થાનમાં, તપસ્વીનો વેશ ધરીને પોતાના સાથે સંભાષણ કરતા રહેવું. ૪૪૩.

**गूढचारश्च यो जले स्थले चरति । ततोऽसावेव बको नियुज्यताम् । एतादृश एव कश्चिद्बको द्वितीयत्वेन प्रयातु । तद्गृहलोकाश्च राजद्वारे तिष्ठन्तु । किंतु देव, एतदपि सुगुप्तमनुष्ठातव्यम् । यतः ।**

જે જળમાં અને સ્થળમાં ફરી શકે તે ગુપ્ત દૂત. માટે આ બગલાને દૂત કરવો. આવોજ બીજો એક બગલો એની સાથે સહાયક આપવો. અને તેનાં ઘરના જે માણસો હોય તેને રાજદ્વારમાં રાખવા. પરંતુ મહારાજ! એ પણ બહુ ગુપ્ત રીતે કરવું જોઇએ. કારણ—

**षट्कर्णो भिद्यते मन्त्रस्तथा प्राप्तश्च वार्तया ।**
**इत्यात्मना द्वितीयेन मन्त्रः कार्यो महीभृता ॥ ४४४ ॥**

છઠે કાને અર્થાત્ ત્રીજાએ જાણવાથી મંત્ર ફૂટે છે. તેમજ વાર્તામાંથી મળેલો મંત્ર પણ ફૂટે છે, માટે રાજાએ પોતેજ બીજો થઈને વિચાર કરવો. ૪૪૪.

**पश्य** । જુઓ.

**मन्त्रभेदेऽपि ये दोषा भवन्ति पृथिवीपतेः ।**
**न शक्यास्ते समाधातुमिति नीतिविदां मतम्' ॥४४५॥**

મંત્ર ફૂટતાં જે નુકસાન રાજાને થાય છે, તે નુકસાન ભરાઈ આવવું શક્ય નથી, એવો નીતિજ્ઞ લોકોનો મત છે.' ૪૪૫.

**राजा विमृश्योवाच—'प्राप्तस्तावन्मयोत्तमः प्रणिधिः' । मन्त्री ब्रूते—'तदा संग्रामविजयोऽपि प्राप्तः ।**

રાજા વિચાર કરીને કહેછે—'મને ઉત્તમ દૂત મળ્યો.' મંત્રી કહેછે—'ત્યારે સંગ્રામમાં જય પણ મળ્યો.

**अत्रान्तरे प्रतीहारः प्रविश्य प्रणम्योवाच—'देव, जम्बुद्वीपादागतो द्वारि शुकस्तिष्ठति ।' राजा चक्रवाकमालोकते । चक्रवाकेणोक्तम्—'तावद्गत्वावासे तिष्ठतु पश्चादानीय द्रष्टव्यः' । प्रतीहारस्तमावासस्थानं नीत्वा गतः । राजाह—'विग्रहस्तावत्समुपस्थितः' । चक्रो ब्रूते—'देव, प्रागेव विग्रहो न विधिः यतः ।**

એટલામાં દ્વારપાળ આવીને નમસ્કાર કરી કહે છે, 'મહારાજ! જંબુદ્વીપથી આવેલો શુક દ્વારપર ઉભો છે.' રાજા, ચક્રવાક તરફ જુએ છે. ચક્રવાક કહેછે—'તેને એક મકાનમાં ઉતારો આપો. પછી તેને બોલાવી મળીશું.' દ્વારપાળ તેને એક ઉતારાપર તેડી ગયો. રાજા કહે છે, 'લડાઈ પાસે આવી છે.'

ચક્રવાક કહેછે—'મહારાજ! પ્રથમથી લડાઈ કંઈ વિધિ નથી. કારણ—

स किं भृत्यः स किं मन्त्री य आदावेव भूपतिम् ।
युद्धोद्योगं स्वभूत्यागं निर्दिशत्यविचारितम् ॥ ४४६ ॥

જે વિચારવિના અગાઉથી રાજાને યુદ્ધની સલાહ આપે છે, અને પોતાનું સ્થાન છોડવા કહેછે, તે ચાકર કુત્સિત અને તે મંત્રી પણ કુત્સિત. ૪૪૬.

अपरं च । અને વળી,

विजेतुं प्रयतेतारीन्न युद्धेन कदाचन ।
अनित्यो विजयो यस्माद्दृश्यते युध्यमानयोः ॥४४७॥

શત્રુને યુદ્ધથી જીતવાની કદી ઈચ્છા ન કરવી, કારણ યુદ્ધ કરતાં, વિજય મળવો એ સંશયાત્મક દેખાય છે. ૪૪૭.

अन्यच्च । અને વળી,

साम्ना दानेन भेदेन समस्तैरथवा पृथक् ।
साधितुं प्रयतेतारीन्न युद्धेन कदाचन ॥ ४४८ ॥

સામથી, દાનથી, તથા ભેદથી અથવા ત્રણે ઉપાય છૂટા કે સામટાં કરીને, શત્રુને જીતવાની ઈચ્છા કરવી, યુદ્ધથી કદી પણ ન કરવી. ૪૪૮.

अपरं च । અને બીજું,

सर्व एव जनः शूरो ह्यनासादितविग्रहः ।
अदृष्टपरसामर्थ्यः सदर्पः को भवेन्नहि ॥ ४४९ ॥

જ્યાંસૂધી લડવાનો પ્રસંગ આવ્યો નથી, ત્યાં સૂધી દરેક મનુષ્ય શૂરોજ છે, કારણ બીજાનું બળ જેણે જોયું નથી તેવો કોણ ગર્વ કરતો નથી? ૪૪૯.

किं च । કેમકે,

न तथोत्थाप्यते ग्रावा प्राणिभिर्दारुणा यथा ।
अल्पोपायान्महासिद्धिरेतन्मन्त्रफलं महत् ॥ ४५० ॥

લાકડાના ટેકણથી જેમ મોટો પથ્થર ઉપડે છે, તેમ મનુષ્યના જોરથી ઉપડતો નથી. થોડા ઉપાયથી મોટી સિદ્ધિ થવી એ મંત્રનું ફળ છે. ૪૫૦.

किंतु विग्रहमुपस्थितं विलोक्य व्यवह्रियताम् । यतः ।

પરંતુ લડાઈ પાસે આવેલી જોઇને, તેવો ઉદ્યોગ કરવો. કારણ—

यथाकालकृतोद्योगात्कृषिः फलवती भवेत् ।
तद्वन्नीतिरियं देव चिरात्फलति रक्षणात् ॥ ४५१ ॥

જેમ યોગ્ય કાલે ઉદ્યોગ કરવાથી ખેતી સફળ થાય છે, તેમ આ નીતિનું રક્ષણ કરવાથી, ઘણા સમયે ફળ આપે છે. અર્થાત્ તત્કાળ ફળતી નથી. ૪૫૧.

अपरं च । અને વળી,

महतो दूरभीरुत्वमासन्ने शूरता गुणः ।
विपत्तौ च महाँल्लोके धीरतामनुगच्छति ॥ ४५२ ॥

મોટા માણસને વિપત્તિ દૂર હોય ત્યારે ભય લાગે છે, પાસે આવે ત્યારે શૂરતા ઉપજાવે છે, અને મોટો માણસ વિપત્તિ માથે પડતાં ધૈર્ય ધરે છે. ૪૫૨.

अन्यच्च । અને વળી,

प्रत्यूहः सर्वसिद्धीनामुत्तापः प्रथमः किल ।
अतिशीतलमप्यम्भः किं भिनत्ति न भूभृतः ॥४५३॥

પ્રથમથીજ પસ્તાવો એ સર્વ સિદ્ધિમાં વિઘ્ન કરતા છે. આત ઠંડુ પાણી પણ શું પર્વતને ફાડતું નથી કે? ૪૫૩.

**विशेषतश्च महाबलोऽसौ चित्रवर्णो राजा । यतः ।**

ઘણુંકરીને આ ચિત્રવર્ણ રાજા ઘણો બલવાન્ છે. તેટલા માટે

**बलिना सह योद्धव्यमिति नास्ति निदर्शनम् ।**
**तद्युद्धं हस्तिना सार्धं नराणां मृत्युमावहेत् ॥४५४॥**

બળવાન્ સાથે યુદ્ધ કરવું એમ નીતિશાસ્ત્રમાં કોઇ પણ સ્થળે કહ્યું નથી. અને તેવું યુદ્ધ થતાં, હાથી અને મનુષ્યની લડાઈની પેઠે મરણ પ્રાપ્ત થાય છે. ૪૫૪.

**अन्यच्च ।** અને વળી,

**स मूर्खः कालमप्राप्य योऽपकर्तरि वर्तते ।**
**कलिर्बलवता सार्धं कीटपक्षोद्यमो यथा ॥ ४५५ ॥**

જેમ કીડીનો (બીજા પંખીની) પાંખ તોડવાનો ઉદ્યોગ વ્યર્થ છે, તેમ સમય જોયા વિના અપકાર કરનાર બલવાન્ શત્રુ ઉપર ચઢી જાય તે મૂર્ખ જાણવો. ૪૫૫.

**किं च ।** કેમકે,

**कौर्मं संकोचमास्थाय प्रहारमपि मर्षयेत् ।**
**प्राप्तकाले तु नीतिज्ञ उत्तिष्ठेत्क्रूरसर्पवत् ॥ ४५६ ॥**

કાચબો અંગને સંકોડીને પ્રહારને સહન કરે છે, તેમ વખત આવતાં નીતિજ્ઞ પુરુષે ક્રૂર સર્પ પ્રમાણે ઊઠવું. (પણ કવખતે સામે ન થવું.) ૪૫૬.

**महत्यल्पेऽप्युपायज्ञः सममेव भवेत्क्षमः ।**
**समुन्मूलयितुं वृक्षांस्तृणानीव नदीरयः ॥ ४५७ ॥**

જેમ નદીનો વેગ વૃક્ષ તથા તૃણને સમૂલ ઉખેડવાને સરખો હોય છે તેમ યુક્તિ જાણના-

૨ પુરુષ નાના અને મોટા વિષે સરખોજ સમર્થ બને છે. ૪૫૭.

**अतस्तद्दूतोऽप्याश्वास्य तावद्ध्रियतां यावद्दुर्गः सज्जीक्रियते । यतः ।**

માટે તેના દૂતને પણ આશ્વાસન દઇને, જ્યાં સૂધી આપણો ગઢ તૈયાર થાય છે, ત્યાં સૂધી તેનું અહીં રાખવો. કેમકે—

**एकः शतं योधयति प्राकारस्थो धनुर्धरः ।**
**शतं शतसहस्राणि तस्माद्दुर्गं विशिष्यते ॥ ४५८ ॥**

કોટપર રહેલો એક ધનુર્ધર નીચે રહેલા સો સાથે લડી શકે છે, અને ઉપરના સો નીચેના સો હજારો (લાખ) સાથે યુદ્ધ કરી શકે છે માટે ગઢ એ વિશેષ શ્રેષ્ઠ છે. ૪૫૮.

**किं च ।** કેમકે—

**अदुर्गो विषयः कस्य नारेः परिभवास्पदम् ।**
**अदुर्गोऽनाश्रयो राजा पोतच्युतमनुष्यवत् ॥ ४५९ ॥**

જે રાજ્યમાં કિલ્લો નથી, તે દેશ કયા શત્રુથી પરાજય નહિ પામે? વહાણમાંથી પડેલા મનુષ્યની પેઠે, કિલ્લા વગરનો રાજા નિરાધાર બનેછે. ૪૫૯.

**दुर्गं कुर्यान्महाखातमुच्चप्राकारसंयुतम् ।**
**सयन्त्रं सजलं शैलसरिन्मरुवनाश्रयम् ॥ ४६० ॥**

૧ કિલ્લાની આસપાસ મોટી ખાઈ જોઇએ અને ૨ તેની ભીત ઘણી ઊંચી જોઇએ, અને ૩ તે પર્વત, નદી કિંવા નિર્જળ વનના આશ્રયે હોવો જોઇએ. તેમાં ૪ યંત્ર (યુદ્ધના સાંચા) અને જળ જોઇએ. ૪૬૦.

विस्तीर्णतातिवैषम्यं रसधान्येध्मसंग्रहः ।
प्रवेशश्चापसारश्च सप्तैता दुर्गसंपदः' ॥ ४६१ ॥

૫ તે વિસ્તીર્ણ તથા ઘણો વિસમ એટલે ચઢવાને મુશ્કેલ એવો હોવો જોઇએ, તેમાં ૬ રસ, પદાર્થ, ધાન્ય, લાકડાં એનો સંગ્રહ જોઇએ. ૭ કોઇને ખબર ન પડે તેવી રીતે અંદર જવાનો તથા અંદરથી બહાર નાસી જવાનો રસ્તો જોઇએ. એ સાત કિલ્લાની સંપત્તિ ગણાય છે. ૪૬૧.

राजाह—'दुर्गानुसंधाने को नियुज्यताम् ।' चक्रो ब्रूते—

રાજા કહેછે—'કિલ્લો તૈયાર કરવાને કોની યોજના કરો છે.' ચક્રવાક કહેછે.

'यो यत्र कुशलः कार्ये तं तत्र विनियोजयेत् ।
कर्मस्वदृष्टकर्मा यः शास्त्रज्ञोऽपि विमुह्यति ॥ ४६२ ॥

'જે, જે કામમાં કુશલ હશે, તેની તે કામમાં યોજના કરવી. શાસ્ત્ર જાણનાર હોઇને, જે પ્રયોગ કરવામાં બીન અનુભવી હોય, તો તે મોહ પામે છે. ૪૬૨.

तदाहूयतां सारसः ।' तथानुष्ठिते सत्यागतं सारसमालोक्य राजोवाच—भोः सारस, त्वं सत्वरं दुर्गमनुसंधेहि ।' सारसः प्रणम्योवाच—'देव, दुर्गं तावदिदमेव चिरात्सुनिरूपितमास्ते महत्सरः । किंत्वत्र मध्यवर्तिद्वीपे द्रव्यसंग्रहः क्रियताम् । यतः ।

માટે સારસ પક્ષીને બોલાવો.' તેમ કરતાં સારસને આવેલો જોઇને રાજા કહેછે—'હે સારસ! તું જલદી ગઢ તૈયાર કર.' સારસ નમસ્કાર કરીને કહે છે, મહારાજ! ઘણા દિવસ થયાં બારીક રીતે શો-

ધી રાખેલું, આ મોટું સરોવર એજ કિલ્લો છે. પરંતુ તેના મધ્યભાગમાં રહેલા બેટમાં દ્રવ્ય સંગ્રહ કરવો જોઇએ. કેમકે—

**धान्यानां संग्रहो राजन्नुत्तमः सर्वसंग्रहात् ।**
**निक्षिप्तं हि मुखे रत्नं न कुर्यात्प्राणधारणम् ॥४६३॥**

હે રાજા! સર્વ સંગ્રહમાં ધાન્યનો સંગ્રહ ઉત્તમ છે, કારણ મોંમાં રત્ન મૂકતાં કંઈ પ્રાણ બચાવી શકાતો નથી. ૪૬૩.

**किं च ।** કેમકે—

**ख्यातः सर्वरसानां हि लवणो रस उत्तमः ।**
**गृहीतं च विना तेन व्यञ्जनं गोमयायते' ॥ ४६४ ॥**

સર્વ રસોમાં સબરસ (મીઠું, લુણ) એ ઉત્તમ રસ છે, કેમકે તેના વિના શાકભાજી પણ છાણ જેવાં લાગે છે.' ૪૬૪.

**राजाह—'सत्वरं गत्वा सर्वमनुतिष्ठ ।' पुनः प्रविश्य प्रतीहारो ब्रूते—'देव, सिंहलद्वीपादागतो मेघवर्णो नाम वायसः सपरिवारो द्वारि तिष्ठति । देवपादं द्रष्टुमिच्छति ।' राजाह—'काकाः पुनः सर्वज्ञा बहुद्रष्टारश्च । तद्भवति संग्राह्य इत्यनुवर्तते ।' चक्रो ब्रूते—'देव, अस्त्येवम् । किंतु काकः स्थलचरः । तेनास्मद्विपक्षे नियुक्तः कथं संग्राह्य । तथा चोक्तम्—**

રાજા કહેછે—'જલદી જઈને સર્વ કામ કર.' ફરી દ્વારપાળ આવીને કહેછે—'મહારાજ! સિંહલદ્વીપથી મેઘવર્ણ નામનો કાગડો સપરિવાર આવીને દ્વારમાં ઉભો છે. આપના ચરણકમળનાં દર્શનને ઇચ્છેછે.' રાજા કહેછે—'કાગડા સર્વજ્ઞ અને બહુદષ્ટા

હોય છે. માટે તે સંગ્રહ કરવા યોગ્ય છે.' ચક્રવાક કહેછે—'મહારાજ! એ ખરૂં છે. પરંતુ કાગડો સ્થળચર છે, માટે અમારા શત્રુપક્ષમાં તેની ગણના છે. તેને કેમ રાખવો? તેમજ કહ્યું છે કે—

आत्मपक्षं परित्यज्य परपक्षेषु यो रतः ।
स परैर्हन्यते मूढो नीलवर्णशृगालवत्' ॥ ४६५ ॥

પોતાનો પક્ષ છોડીને, જે બીજાના પક્ષમાં પ્રેમથી ભરાય છે, તે મૂર્ખ નીલવર્ણુ શિયાળની પેઠે, બીજાથી હણાય છે.' ૪૬૫.

राजोवाच—'कथमेतत् ।' मन्त्री कथयति—

રાજા કહેછે—'એ કેમ?' મંત્રી કહે છે.

---

### कथा १९ एकोनविंशी । नीलवर्णशृगालस्य ॥

### વાર્તા ૧૯ મી. ગળીના રંગવાળા શિયાળની.

अस्त्यरण्ये कश्चिच्छृगालः स्वेच्छया नगरोपान्ते भ्राम्यन्नीलीभाण्डे पतितः । पश्चात्तत उत्थातुमसमर्थः प्रातरात्मानं मृतवत्संदर्श्य स्थितः । अथ नीलीभाण्डस्वामिना मृत इति ज्ञात्वा तस्मात्समुत्थाप्य दूरे नीत्वापसारितस्तस्मात्पलायितः । ततोऽसौ वनं गत्वा स्वकीयमात्मानं नीलवर्णमवलोक्याचिन्तयत्—'अहमिदानीमुत्तमवर्णः । तदाहं स्वकीयोत्कर्षं किं न साधयामि ।' इत्यालोच्य शृगालानाहूय तेनोक्तम्—'अहं भगवत्या वनदेवतया स्वहस्तेनारण्यराज्ये सर्वौषधिरसेनाभिषिक्तः । तदद्यारभ्यारण्येऽस्मदाज्ञया व्यवहारः कार्यः ।' शृगालाश्च तं विशिष्टवर्णमवलोक्य साष्टाङ्गपातं प्रणम्योचुः—'यथाज्ञापयति देवः ।' इत्यनेनैव क्र-

मेण सर्वेष्वरण्यवासिष्वाधिपत्यं तस्य बभूव । ततस्तेन स्वज्ञातिभिरावृतेनाधिक्यं साधितम् । ततस्तेन व्याघ्रसिंहादीनुत्तमपरिजनान्प्राप्य सदसि शृगालानवलोक्य लज्जमानेनावज्ञया स्वज्ञातयः सर्वे दूरीकृताः। ततो विषण्णाञ्शृगालानवलोक्य केनचिद्वृद्धशृगालेनैतत्प्रतिज्ञातम्—'मा विषीदत। यदनेनानभिज्ञेन नीतिविदो मर्मज्ञा वयं स्वसमीपात्परिभूतास्तद्यथायं नश्यति तथा विधेयम् । यतोऽमी व्याघ्रादयो वर्णमात्रविप्रलब्धाः शृगालमज्ञात्वा राजानमिमं मन्यन्ते। तद्यथायं परिचितो भवति तथा कुरुत । तत्र चैवमनुष्ठेयम् । यतः सर्वे संध्यासमये संनिधाने महारावमेकदैव करिष्यथ । ततस्तं शब्दमाकर्ण्य जातिस्वभावात्तेनापि शब्दः कर्तव्यः ।' ततस्तथानुष्ठिते सति तद्वृत्तम् । यतः ।

કોઇએક વનમાં રહેનાર એક શિયાળ પોતાની ઇચ્છાથી નગરમાં ફરતાં ફરતાં ગળીના કુંડમાં પડયો. પછી તેમાંથી નીકળવાને અસમર્થ થતાં, સવારે પોતે મૂઆ જેવો પડી રહ્યો. પછી ગળીઆરાએ તેને મૂએલો ધારી, ત્યાંથી તેને ઉંચકીને લઇ જઇ દૂર નાંખ્યો. ત્યાંથી તે નાસી ગયો. પછી તે શિયાળ વનમાં જઇને, પોતાનું શરીર નીલવર્ણનું જોઇને વિચાર કરવા લાગ્યો. હવે મને ઉત્તમ વર્ણ મળ્યો છે, માટે હું મારો ઉત્કર્ષ કેમ સાધી ન લઉં? એમ ધારી સર્વ શિયાળને બોલાવીને કહ્યું—'ભગવતી વનદેવતાએ, પોતાને હાથે આ વનના રાજ્યપર, સર્વ ઔષધીના રસથી મને અભિષેક કર્યો છે. તો આજથી વનમાં મારી આજ્ઞા પ્રમાણે સર્વેએ

ચાલવું.' પછી સર્વ શિયાળે તેને વિશિષ્ટ રંગનો જોઈને, સાષ્ટાંગ નમસ્કાર કરીને બોલ્યા, 'મહારાજ! જેવી આપની આજ્ઞા. એજ રીતે સર્વ જંગલી જનાવરોપર તેનું સ્વામીત્વ સ્થાપન થયું. પછી તેણે પોતાની જ્ઞાતિમાંથી આધિપત્ય મેળવ્યું, પછી વાઘ વાઘ, સિંહ વગેરે મોટા પ્રાણીઓને મેળવી સભા કરી. તે સભામાં પોતાના જ્ઞાતિલા જે શિયાળો હતા તેને જોઈને પોતાને શરમ લાગી, તેથી તેમનો તિરસ્કાર કરી બહાર કાઢ્યા. પછી તે દુઃખી થએલા શિયાળોને જોઈને, તેમાંના એક વૃદ્ધ શિયાળે પ્રતિજ્ઞા કરી કે, તમે ખેદ ન પામો. આ મૂર્ખે નીતિ જાણનાર અને મર્મજ્ઞ એવા અમારો તિરસ્કાર કરી અમને હાંકી કાઢ્યા છે. તો જેથી એનો નાશ થાય તેમ હું કરીશ. કેમકે આ સર્વ વાઘ વગેરે ફકત વર્ણ જોઈને ફસાયલા એને શિયાળ ન સમજતાં એને રાજા માનેછે. તો જેથી કરીને આનો અને એનો પરિચય થાય તેમ કરીશું. હવે એવી યુક્તિ કરવી, સર્વેએ સાંજની વખતે એની પાસે જઈને એકદમ મોટો શબ્દ કરવો. પછી તે શબ્દ સાંભળીને એ પણ પોતાના જાતિ સ્વભાવથી ઘાંટો કહાડશે. તેમ થતાં તે ઓળખાઈ જશે. કારણ—

**યઃ સ્વભાવો હિ યસ્યાસ્તિ સ નિત્યં દુરતિક્રમઃ ।**
**શ્વા યદિ ક્રિયતે રાજા તત્કિં નાશ્નાત્યુપાનહમ્ ॥૪૬૬॥**

જે જેનો સ્વભાવ છે તે બદલાવો અશકય છે, જુઓ, જો કૂતરાને રાજા કરીએ, તોપણ તે ચામડાને ચાવતો નથી કે? ૪૬૬.

**તતઃ શબ્દાદભિજ્ઞાય સ વ્યાઘ્રેણ હતઃ । તથા ચોક્તમ્—**

પછી શબ્દ ઉપરથી તે શિયાળ છે એમ જાણી વાઘે તેને ઠાર માર્યો. તેમજ કહ્યું છે—

**छिद्रं मर्म च वीर्यं च सर्वं वेत्ति निजो रिपुः ।**
**दहत्यन्तर्गतश्चैव शुष्कं वृक्षमिवानलः ॥ ४६७ ॥**

'જે રીતે કાષ્ટની અંદરનો અગ્નિ સૂકા ઝાડને ઝટ બાળી શકે છે, તેમ પોતાની જાતનો શત્રુ છિદ્ર, મર્મ, અને વીર્ય સર્વ જાણે છે, તેથી તે ઝટ વિનાશ કરી શકેછે. ૪૬૭.

**अतोऽहं ब्रवीमि—'आत्मपक्षं परित्यज्य' इत्यादि ॥ राजाह—यद्येवं तथापि दृश्यतां तावदयं दूरादागतः । तत्संग्रहे विचारः कार्यः । चक्रो ब्रूते—'देव, प्रणिधिः प्रहितो दुर्गश्च सज्जीकृतः । अतः शुकोऽप्यानीय प्रस्थाप्यताम् । यतः ।**

માટે હું કહુંછું—

દોહરો.

પોતાનો પખ પરિતજી, પરપખમાં જે પ્રેમ;
રાખે મૂઢ હણાય તે, નીલા શિયાળ જેમ.

રાજા કહેછે—'જો એમ છે તોપણ આ દૂરથી આવે છે તેને જોવો. તેના સંગ્રહમાટે વિચાર કરવો.' ચક્રવાક કહેછે, 'મહારાજ! દૂત મોકલ્યો, કિલ્લો તૈયાર થયો, માટે શુકને પણ બોલાવીને મોકલી દેવો. કારણ—

**नन्दं जघान चाणक्यस्तीक्ष्णदूतप्रयोगतः ।**
**तद्दूरान्तरितं दूतं पश्येद्धीरसमन्वितः' ॥ ४६८ ॥**

ચાણાક્યે તીક્ષ્ણ (ચાલાક) દૂતનો પ્રયોગ ક-

રીને નંદને માર્યો, માટે ધીર પુરુષે ઘણે દૂરથી આવેલા દૂતનો વિચાર કરવો.' ૪૬૮.

**ततः सभां कृत्वाहूतः शुकः काकश्च। शुकः किंचिदुन्नतशिरा दत्तासन उपविश्य ब्रूते—'भो हिरण्यगर्भ, महाराजाधिराजः श्रीमच्चित्रवर्णस्त्वां समाज्ञापयति। यदि जीवितेन श्रिया वा प्रयोजनमस्ति तदा सत्वरमागत्यास्मच्चरणौ प्रणम। न चेदवस्थातुं स्थानान्तरं चिन्तय।' राजा सकोपमाह—'आः, कोऽप्यस्माकं पुरतो नास्ति य एनं गलहस्तयति।' उत्थाय मेघवर्णो ब्रूते—'देव, आज्ञापय। हन्मि दुष्टं शुकम्।' सर्वज्ञो राजानं काकं च सान्त्वयन्ब्रूते—'शृणु तावत्।**

પછી સભા ભરીને કાગડાને તથા શુકને બોલાવ્યા. શુક આપેલા આસનપર બેસી સહજ માથું ઊંચું કરીને બોલ્યો, 'હે હિરણ્યગર્ભ! અમારા મહારાજાધિરાજ શ્રીમાન્ ચિત્રવર્ણ તમોને એવી આજ્ઞા કરે છે કે, જો જીવિતની, રાજલક્ષ્મીની, આવશ્યકતા હોય તો, જલદી આવીને અમારા ચરણમાં પ્રણામ કરો. એમ નહિ કરો તો, બીજે સ્થળે જવાનો વિચાર કરો.' રાજા ક્રોધ કરી કહેછે—'અહ: શું કોઈ મારી પાસે મનુષ્ય નથી કે જે આની ગળચી દાબે.' મેઘવર્ણ ઊઠીને બોલ્યો, 'મહારાજ! આજ્ઞા કરો. હું દુષ્ટ શુકને મારૂં છું.' સર્વજ્ઞે (શુકે) રાજાને તથા મેઘવર્ણ (કાગડા)ને ઠંડા પાડી કહ્યું, 'જરા સાંભળો તો ખરા—

**न सा सभा यत्र न सन्ति वृद्धा**
**वृद्धा न ते ये न वदन्ति धर्मम्।**
**धर्मः स नो यत्र न सत्यमस्ति**
**सत्यं न तद्यच्छलमभ्युपैति ॥ ४६९ ॥**

જેમાં વૃદ્ધ નહિ તે સભા નહિ, જે ધર્મ ન કહે તે વૃદ્ધ નહિ, અને જ્યાં સત્ય નહિ ત્યાં ધર્મ નહિ, અને જેમાં કપટપ્રયોગ હોય તે સત્ય નહિ. ૪૬૯.

**यतो ऽधर्मश्चैष: ।** કારણ ધર્મ આવો છે.

**दूतो म्लेच्छोऽप्यवध्यः स्याद्राजा दूतमुखो यतः ।**
**उद्यतेष्वपि शस्त्रेषु दूतो वदति नान्यथा ॥ ४७० ॥**

દૂત જો કે મ્લેચ્છ હોય તોપણ તે અવધ્ય છે, કારણ રાજાનું મુખ દૂત છે. શસ્ત્ર ઉગામિયે તોપણ દૂત ખોટું બોલતો નથી. ૪૭૦,

**किं च ।** કેમકે,

**स्वापकर्षं परोत्कर्षं दूतोक्तैर्मन्यते तु कः ।**
**सदैवावध्यभावेन दूतः सर्वं हि जल्पति' ॥ ४७१ ॥**

દૂતના વચનથી પોતાનો અપકર્ષ અને શત્રુનો ઉત્કર્ષ એમ કોણ સમજે છે? (કોઈ માનતો નથી) કારણ દૂત એ હમેશાં અવધ્ય છે માટે તે સર્વ (કંઇ) બબડી જાય છે.' ૪૭૧.

**ततो राजा काकश्च स्वां प्रकृतिमापन्नौ । शुकोऽप्युत्थाय चलितः । पश्चाच्चक्रवाकेणानीय प्रबोध्य कनकालंकारादिकं दत्त्वा संप्रेषितो ययौ । शुकोऽपि विन्ध्याचलराजानं प्रणतवान् । राजोवाच—'शुक, का वार्ता । कीदृशोऽसौ देशः ।' शुको ब्रूते—'देव, संक्षेपादियं वार्ता । संप्रति युद्धोद्योगः क्रियताम् । देशश्चासौ कर्पूरद्वीपः स्वर्गैकदेशो राजा च द्वितीयः स्वर्गपतिः । कथं वर्णयितुं शक्यते ।' ततः सर्वाञ्शिष्टानाहूय राजा मन्त्रयितुमुपविष्टः । आह च—संप्रति**

**कर्तव्यविग्रहे यथाकर्तव्यमुपदेशं ब्रूत । विग्रहः पुनरवश्यं कर्तव्यः । तथा चोक्तम्—**

પછી રાજા અને કાગડો પોતાની મૂળ સ્થિતિપર આવ્યા અર્થાત્ શાંત પડ્યા. શુક પણ ઉઠીને ચાલ્યો. પછી ચક્રવાકે જઇને તેને સમજાવીને, સોનાના દાગીના આપીને વિદાય કરતાં, તે ગયો. શુકે પણ વિંધ્યાચલ રાજાની પાસે જઈ નમસ્કાર કર્યો. રાજા પૂછેછે—'હે શુક! શું વાત છે? તે દેશ કેવો છે?' શુક કહેછે—'મહારાજ! ટુંકમાં એટલીજ વાત છે કે, હમણા યુદ્ધની તૈયારી કરો. એ કર્પૂરદ્વીપ દેશ સ્વર્ગનો એક ભાગજ છે. રાજા બીજો સ્વર્ગપતિ છે, મારાથી તેનું વર્ણન કેમ થઈ શકે? પછી બધા શિષ્ટોને બોલાવી રાજા મસલત કરવા બેઠો. અને કહેછે—'હમણા યુદ્ધ કરવાનું હોવાથી જે કર્તવ્ય હોય તે તમો મને કહો. યુદ્ધ તો આવશ્યક કર્તવ્ય છે. તેમજ કહ્યું છે કે—

**असंतुष्टा द्विजा नष्टा संतुष्टाश्च महीभुजः ।**
**सलज्जा गणिका नष्टा निर्लज्जाश्च कुलस्त्रियः' ॥४७२॥**

સંતોષ વિનાનો બ્રાહ્મણ નાશ પામે છે. સંતોષવાળો રાજા નષ્ટ થાય છે, લજ્જાવાન્ વેશ્યાનો નાશ થાય છે, અને કુલીન સ્ત્રી નિર્લજ હોય તો તેનો પણ નાસ થાય છે.' ૪૭૨.

**दूरदर्शी नाम गृध्रो ब्रूते—'देव, व्यसनितया विग्रहो न विधिः । यतः ।**

દૂર્દર્શી નામનો ગીધ કહેછે—'દેવ! વ્યસન પ્રાપ્ત થાય એટલે રાજ્ય અંગની ખામી થાય. ત્યારેજ લડાઈ થાય. એમાં વિધિની જરૂર નથી. કારણ,

मित्रामात्यसुहृद्वर्गा यदा स्युर्दृढभक्तयः ।
शत्रूणां विपरीताश्च कर्तव्यो विग्रहस्तदा ॥ ४७३ ॥

જે વખતે મિત્ર, પ્રધાન, સુહૃદવર્ગ, એ દૃઢ ભક્તિવાળા હોય છે, અને શત્રુના એથી ઉલટા હોય છે, ત્યારે લડાઈ કરવી. ૪૭૩.

अन्यच्च । અને વળી,

भूमिर्मित्रं हिरण्यं च विग्रहस्य फलं त्रयम् ।
यदैतन्निश्चितं भावि कर्तव्यो विग्रहस्तदा' ॥ ४७४ ॥

જમીન, મિત્ર, પૈસો એ ત્રણ લડાઈનાં ફળ છે. જે વખતે એ ત્રણમાંથી એક મળવાનો નિશ્ચય હોય ત્યારે લડાઈ કરવી. ૪૭૪..

राजाह—'मद्बलं तावदवलोकयतु मन्त्री । तदेतेषामुपयोगो ज्ञायताम् । एवमाहूयतां मौहूर्तिकः । निर्णीय शुभलग्नं ददातु ।' मन्त्री ब्रूते—'तथापि सहसा यात्राकरणमनुचितम् । यतः ।

રાજા કહેછે—'મારૂં બલ કેટલું છે તે મંત્રીએ જોવું, અને એ બળનો ઉપયોગ શો છે તેની પણ ચોકસી કરી જુઓ. મુહૂર્ત જોવા જોશીને તેડાવો. તેણે ઉત્તમ લગ્ન શોધી આપવું.' મંત્રી કહેછે—'તથાપિ એકાએક ચાલવા માંડવું અયોગ્ય છે. કારણ—

विशन्ति सहसा मूढा येऽविचार्य द्विषद्बलम् ।
खड्गधारापरिष्वङ्गं लभन्ते ते सुनिश्चितम्' ॥ ४७५ ॥

જે શત્રુના બળનો વિચાર ન કરતાં, તેના પર ચઢી જાય છે તે મૂર્ખ, ઓચિંતો પ્રવેશ કરતાં નક્કી તરવારની ધારની ભેટ કરે છે.' ૪૭૫.

राजाह—'मन्त्रिन्, ममोत्साहभङ्गः सर्वथा मा

कथाः विजिगीषुर्यथा परभूमिमाक्रामति तथा कथय ।' गृध्रो ब्रूते—'तत्कथयामि । किंतु तदनुष्ठितमेव फलप्रदम् । तथा चोक्तम्—

રાજા કહેછે—'મંત્રી! મારો ઉત્સાહભંગ તારે સર્વથા ન કરવો. વિશેષે કરીને જીતવાની ઇચ્છા કરનાર, જે રીતે શત્રુના દેશપર હલ્લો કરી, સ્વાધીન કરે છે, તે વાત કહે.' ગીધ કહેછે—'તે હું કહું છું. પરંતુ તે પ્રમાણે કરવાથી ફળ મળે છે. તેમજ કહ્યું છે—

किं मन्त्रेणाननुष्ठानाच्छास्त्रवित्पृथिवीपतेः ।
न ह्यौषधपरिज्ञानाद्व्याधेः शान्तिः क्वचिद्भवेत् ॥४७६॥

નીતિ જાણનાર રાજાને ક્રિયા કર્યા વગર કેવલ મંત્રથી ફળ મળતું નથી. જુઓ ઔષધના કેવલ જ્ઞાનથી રોગ કદી પણ નાશ પામતો નથી. ૪૭૬.

राजादेशश्चानतिक्रमणीयः । यथाश्रुतं तन्निवेदयामि । शृणु ।

રાજાની આજ્ઞા ઉલ્લંઘન કરવી યોગ્ય નથી. જે હશે તે હું આપને કહુંછું. સાંભળો.

नद्यद्रिवनदुर्गेषु यत्र यत्र भयं नृप ।
तत्र तत्र च सेनानीर्यायाद्व्यूहीकृतैर्बलैः ॥ ४७७ ॥

નદી, ડુંગર, વન અને કિલ્લો એટલા ઠેકાણાંમાંથી જ્યાં જ્યાં ભય હોય ત્યાં ત્યાં સેનાપતિએ સૈન્યની વ્યૂહરચના કરીને જવું. ૪૭૭.

बलाध्यक्षः पुरो यायात्प्रवीरपुरुषान्वितः ।
मध्ये कलत्रं स्वामी च कोशः फल्गु च यद्बलम् ॥४७८॥

બલાધ્યક્ષે (ટૂકડીના ઉપરીએ) વીર પુરુષોને

સાથે લઇને અગ્રભાગમાં રહેવું, સ્ત્રી અને સ્વામી (યુ-
વરાજ), ખજાનો અને થોડી મધ્ય ભાગમાં સેના. ૪૭૮.

**पार्श्वयोरुभयोरश्वा अश्वानां पार्श्वतो रथाः ।**
**रथानां पार्श्वयोर्नागा नागानां च पदातयः ॥ ४७९ ॥**

**पश्चात्सेनापतिर्यायात्खिन्नानाश्वासयञ्छनैः ।**
**मन्त्रिभिः सुभटैर्युक्तः प्रतिगृह्य बलं नृपः ॥ ४८० ॥**

બેઉ બાજુમાં ઘોડા, ઘોડાની બાજુમાં રથો, રથોની બાજુમાં હાથી, હાથીની બાજુમાં પાયદલ, (૪૭૯) તેની પાછળ સેનાપતિએ ખિન્ન લોકોને ધીરજ આપતાં ધીમે ધીમે ચાલવું. પછી રાજાએ પ્રધાન, તેમજ મોટા યોદ્ધા, સહિત સૈન્ય સાથે લઇને જવું. ૪૮૦.

**सैमेयाद्विषमं नागैर्जलाढ्यं समहीधरम् ।**
**सममश्वैर्जलं नौभिः सर्वत्रैव पदातिभिः ॥ ४८१ ॥**

જ્યાં ઘણું જળ હોય, પર્વતો હોય એવા વિસમ સ્થાનમાં હાથીને લઈ જવા, સમ સ્થાનમાં ઘોડાને લઈ જવા, પાણીમાં નૌકા (મનવાર) લઈ જવી, અને પાયદળ લઇને સર્વ ઠેકાણે જવું. ૪૮૧.

**हस्तिनां गमनं प्रोक्तं प्रशस्तं जलदागमे ।**
**तदन्यत्र तुरंगाणां पत्तीनां सर्वदैव हि ॥ ४८२ ॥**

ચોમાસામાં હાથીને લઈ જવા એજ ઉત્તમ છે; અને બીજા આઠ માસમાં ઘોડાને લઈ જવા યોગ્ય છે. અને પાયદલનો ઉપયોગ સર્વ સમયે હોય છે. ૪૮૨.

**शैलेषु दुर्गमार्गेषु विधेयं नृपरक्षणम् ।**
**स्वयोधै रक्षितस्यापि शयनं योगनिद्रया ॥ ४८३ ॥**

પર્વતપર ચઢવાના કઠીણ માર્ગમાં રાજાનું રક્ષણ કરવું, રાજાનું રક્ષણ યોદ્ધાઓએ કરેલું હોય તોપણ તેણે યોગી જેવીજ ઊંઘ લેવી (એટલે રાજાએ પોતે સાવચેત રહેવું.) ૪૮૩.

नाशयेत्कर्षयेच्छत्रून्दुर्गकण्टकमर्दनैः ।
परदेशप्रवेशे च कुर्यादाटविकान्पुरः ॥ ४८४ ॥

શત્રુના કિલ્લા, તેનું લશ્કર તેનો નાશ કરી, તેને કમજોર કરવો, તેને પકડી જવો. શત્રુની હદમાં પ્રવેશ કરવો હોય ત્યારે ભોમિયાને આગળ કરવો. ૪૮૪.

यत्र राजा तत्र कोशो विना कोशान्न राजता ।
स्वभृत्येभ्यस्ततो दद्यात्को हि दातुर्न युध्यते ॥ ४८५ ॥

જ્યાં રાજા ત્યાંજ ખજાનો, ખજાના વિના રાજત્વ નથી. કેમકે તેથીજ ચાકરોને પગાર અપાય છે. અને જે દાતા છે તેને માટે કોણ યુદ્ધ ન કરે? અર્થાત્ સર્વ કરે છે. ૪૮૫.

यतः । કારણ—

न नरस्य नरो दासो दासस्त्वर्थस्य भूपते ।
गौरवं लाघवं वापि धनाधननिबन्धनम् ॥ ४८६ ॥

હે રાજા! મનુષ્યનો ચાકર મનુષ્ય નથી, પણ પૈસાનો ચાકર મનુષ્ય છે. માટે સર્વ મોટાઈ અને હલકાઈ એ ધન અને અધન એને અવલંબીને રહે છે. ૪૮૬.

अभेदेन च युध्येत रक्षेच्चैव परस्परम् ।
फल्गु सैन्यं च यत्किंचिन्मध्ये व्यूहस्य कारयेत् ॥४८७॥
पदातींश्च महीपालः पुरोऽनीकस्य योजयेत् ।
उपरुध्यारिमासीत राष्ट्रं चास्योपपीडयेत् ॥ ४८८ ॥

પરસ્પર સંપીને યુદ્ધ કરવું, અને એકમેકનું રક્ષણ પણ કરવું. તથા થોડીક સેના વ્યૂહના મધ્ય ભાગમાં રાખવી. (૪૮૭) રાજાએ પાયદળને આગળ કરવું. અને શત્રુને ઘેરી લેવો, અને તેના રાજ્યમાં પીડા થાય તેવો યત્ન કરવો. ૪૮૮.

**स्यन्दनाश्वैः समे युध्येदनूपे नौद्विपैस्तथा ।**
**वृक्षगुल्मावृते चापैरसिचर्मायुधैः स्थले ॥ ४८९ ॥**

સમ સ્થાનમાં રથ અને ઘોડાથી લડવું, દ્વીપ (બેટ)માં હાથી અને નૌકાથી લઢવું, ઝાડી જંગલમાં ધનુષ્યબાણ, ઢાલ, તરવાર વગેરે આયુધથી લડવું. ૪૮૯.

**दूषयेच्चास्य सततं यवसान्नोदकेन्धनम् ।**
**भिन्द्याच्चैव तडागानि प्राकारान्परिखास्तथा ॥ ४९० ॥**

શત્રુનું અનાજ, જળ, ઘાસ અને લાકડાં એને જતાં અટકાવવાં તથા તેની ખરાબી કરવી, તલાવ ફોડી નાખવાં, કોટ તોડવો, ખાઈ પૂરી નાંખવી. ૪૯૦.

**बलेषु प्रमुखो हस्ती न तथान्यो महीपतेः ।**
**निजैरवयवैरेव मातङ्गोऽष्टायुधः स्मृतः ॥ ४९१ ॥**

બલવાનોમાં પ્રમુખ હાથી જેવો બીજો કોઈ નથી, કારણ તેના ૮ અવયવો એજ આઠ આયુધ છે. માટે હાથીને આઠ* આયુધવાળો કહેછે. ૪૯૧.

**बलमश्वश्च सैन्यानां प्राकारो जङ्गमो यतः ।**
**तस्मादश्वाधिको राजा विजयी स्थलविग्रहे ॥ ४९२ ॥**

સૈન્ય અને ઘોડા એ બે ચાલતા કોટ છે. મા-

---

* ૧ માથું, ૨ દાંત, ૧ સુંઢ, ૪ પગ એ આઠ.

ટે ભૂમિપરની લડાઈમાં જેની પાસે ઘોડા ઘણા હોય તે વિજય મેળવે છે. ૪૯૨.

**तथा चोक्तम्—** તેમજ કહ્યું છે—

**युध्यमाना हयारूढा देवानामपि दुर्जयाः ।**
**अपि दूरस्थितास्तेषां वैरिणो हस्तवर्तिनः ॥ ४९३ ॥**

જે ઘોડેસ્વાર યોદ્ધા છે તે દેવોને પણ દુર્જય છે. તેના શત્રુ દૂર હોય તોપણ હસ્તગત છે એમ સમજવું. ૪૯૩.

**प्रथमं युद्धकारित्वं समस्तबलपालनम् ।**
**दिङ्मार्गाणां विशोधित्वं पत्तिकर्म प्रचक्षते ॥ ४९४ ॥**

સર્વ સૈનાનું રક્ષણ કરવું એજ પહેલું યુદ્ધ, ચારે દિશાના માર્ગો શોધી કાઢવા એ પાયદલનું કામ. ૪૯૪.

**स्वभावशूरमस्त्रज्ञमविरक्तं जितश्रमम् ।**
**प्रसिद्धक्षत्रियप्रायं बलं श्रेष्ठतमं विदुः ॥ ४९५ ॥**

સ્વભાવથી શૂર, અસ્ત્રવિદ્યા જાણનાર, ઉત્સાહવાળા અને મહેનતને વેઠનાર, એવા પ્રસિદ્ધ ક્ષત્રીયો જેમાં ઘણા હોય એવું સૈન્ય શ્રેષ્ઠ જાણવું. ૪૯૫.

**यथा प्रभुकृतान्मानाद्युध्यन्ते भुवि मानवाः ।**
**न तथा बहुभिर्दत्तैर्द्रविणैरपि भूपते ॥ ४९६ ॥**

હે ભૂપ! રાજા તરફથી સત્કાર થતાં, માણસ જેમ ઉત્સાહથી લડે છે, તેવા ઘણો પૈસો આપવાથી પણ લડતાં નથી. ૪૯૬.

**वरमल्पबलं सारं न कुर्यान्मुण्डमण्डलीम् ।**
**कुर्यादसारभङ्गो हि सारभङ्गमपि स्फुटम् ॥ ४९७ ॥**

થોડું ઉત્સાહી સૈન્ય સારૂં, પણ નિરુત્સાહી

મુંડાઓની મંડળી કામની નહિ. કારણ નિરૂત્સાહીનો સમુદાય, ઉત્સાહીના ઉત્સાહનો પણ ભંગ કરે છે. ૪૯૭.

अप्रसादोऽनधिष्ठानं देयांशहरणं च यत् ।
कालयापोऽप्रतीकारस्तद्वैराग्यस्य कारणम् ॥ ४९८ ॥

પ્રજાને રાજી ન રાખવી, રાજધાનીમાં ન રહેવું, આપેલી જાગીર પાછી લઈ લેવી, કિંવા આપવાને યોગ્ય છતાં તેને ન આપવું, વખત લંબાવવો, અને સંકટનું વારણ ન કરવું એટલાં રાજાપર વૈરાગ્ય થવામાં કારણો હોય છે. ૪૯૮.

आपीडयन्बलं शत्रोर्जिगीषुरतिशोषयेत् ।
सुखसाध्यं द्विषां सैन्यं दीर्घयानप्रपीडितम् ॥ ४९९ ॥

જીતવા ઇચ્છનારે શત્રુના લશ્કરને ચોતરફથી પીડા કરવી, અને તેને ઘેરીને પકડી લેવું. ઘણે દૂરથી ચાલીને થાકી આવેલું શત્રુનું સૈન્ય સહેલથી વશ થાય છે. ૪૯૯.

दायादादपरो मन्त्रो नास्ति भेदकरो द्विषाम् ।
तस्मादुत्थापयेद्यत्नाद्दायादं तस्य विद्विषः ॥ ५०० ॥

રાજના સંબંધી દાયાદ સિવાય બીજો કોઈ પણ શત્રુ પાસે જઈ મંત્રભેદ કરનારો નથી. માટે ઘણા યત્નથી શત્રુ તરફના દાયાદને ફોડી આપણો કરી લેવો. ૫૦૦.

संधाय युवराजेन यदि वा मुख्यमन्त्रिणा ।
अन्तःप्रकोपनं कार्यमभियोक्तुः स्थिरात्मनः ॥ ५०१ ॥

યુવરાજ સાથે અથવા મુખ્ય પ્રધાન સાથે સંધાન કરીને, આપણા પર જે ચઢી આવનાર જે સ્થિરા-

ત્મા (નિશ્ચલ મનનો) હોય તેને પ્રકોપ ઉપજાવી ફૂટ પાડવી. ૫૦૧.

क्रूरं मित्रं रणे चापि भङ्गं दत्त्वा विघातयेत् ।
अथवा गोग्रहाकृष्ट्या तल्लक्ष्याश्रितबन्धनात् ॥ ५०२ ॥

(આપણો) મિત્ર છતાં, તે ફ્રૂર થઈ શત્રુ તરફથી લડતો હોય તો, તેને યુદ્ધમાં મરાવીને શત્રુનો નાશ કરવો; અથવા ગાય ઢોર તથા તેના આશ્રિતોને કેદ કરીને તેનો વિઘાત કરવો. ૫૦૨.

स्वराज्यं वासयेद्राजा परदेशावगाहनात् ।
अथवा दानमानाभ्यां वासितं धनदं हि तत्' ॥५०३॥

પરરાજ્ય જીતીને, તેના સારા સારા માણસોને દાન, માનથી રાજી કરી પોતાનું રાજ્ય વસાવવું. કારણ રાજ્ય વસતાં ખજાનો આપોઆપ વધે છે.' ૫૦૩.

राजाह—'आः, किं बहुनोदितेन ।

રાજા કહેછે, 'અરે! ઘણું બોલીને શું કરવું છે?

आत्मोदयः परग्लानिर्द्वयं नीतिरितीयती ।
तदूरीकृत्य कृतिभिर्वाचस्पत्यं प्रतीयते' ॥ ५०४ ॥

આપણો ઉદય, અને શત્રુનો નાશ એ બેજ રીતિની નીતિ છે. તેવી નીતિનો સ્વીકાર કરીને કુશલ લોકો પોતાનું વાક્ચાતુર્ય ચલાવે છે.' ૫૦૪.

मन्त्रिणा विहस्योच्यते—'सर्वमेतद्विशेषतश्चोच्यते । किंतु ।

મંત્રી હસીને બોલેછે—'એ સર્વ એમજ છે. પરંતુ વિશેષ હું કહુંછું. કેમકે—

अन्यदुच्छृङ्खलं सत्त्वमन्यच्छास्त्रनियन्त्रितम् ।
सामानाधिकरण्यं हि तेजस्तिमिरयोः कुतः' ॥५०५॥

કોઈ ઠેકાણે પણ કુંઠિત ન થાય એવું સામર્થ્ય એ જુદું છે, અને શાસ્ત્રથી નીમેલું સામર્થ્ય જુદું છે. કારણ તેજ અને અંધકાર એકત્ર કેમ રહેશે ?' ૫૦૫.

तत उत्थाय राजा मौहूर्तिकावेदितलग्ने प्रस्थितः ।

પછી ઊઠીને રાજા જોશીએ કહેલા મુહૂર્ત વખતે નીકળ્યો.

अथ प्रहितप्रणिधिर्हिरण्यगर्भमागत्योवाच—'देव, समागतप्रायो राजा चित्रवर्णः । संप्रति मलयपर्वताधित्यकायां समावासितकटकोऽनुवर्तते । दुर्गशोधनं प्रतिक्षणमनुसंधातव्यं यतोऽसौ गृध्रो महामन्त्री । किंच केनचित्सह तस्य विश्वासकथाप्रसङ्गेनैव तदिङ्गितमवगतं मया यदनेन कोऽप्यस्मद्दुर्गे प्रागेव नियुक्तः ।' चक्रो ब्रूते—'देव; काक एवासौ संभवति ।' राजाह—'न कदाचिदेतत् । यद्येवं तदा कथं तेन शुकस्याभिभवोद्योगः कृतः । अपरं च । शुकस्यागमनात्तस्य विग्रहोत्साहः । स चिरादत्रास्ते ।' मन्त्री ब्रूते—'तथाप्यागन्तुः शङ्कनीयः ।' राजाह—'आगन्तुका हि कदाचिदुपकारका दृश्यन्ते । शृणु ।

પછી પૂર્વે મોકલેલો દૂત, હિરણ્યગર્ભ પાસે આવીને કહે છે—'મહારાજ! ચિત્રવર્ણ રાજા આવ્યા જેવોજ છે. મલય પર્વતના માથાપર સર્વ સૈન્યનો પડાવ નાંખી રહ્યા છે. પ્રત્યેક પળે કિલ્લાની સંભાળ લેવી જોઇએ. કારણ આ ગીધ મહા વિચક્ષણ પ્રધાન છે. અને કોઇએક સાથે રહસ્ય વાતના

પ્રસંગમાં તેનું ઇંગિત મેં જાણ્યું છે. કારણ એણે કોઈપણ એક આપણા કિલ્લાપર પ્રથમજ મોકલી રાખ્યો છે.' ચક્રવાક કહેછે—'મહારાજ! આ કાગડોજ તે હશે.' રાજા કહેછે—'એ કદી નહિ હોય. જો એમ હોય તો, તે કાગડાએ શુકનો પરાભવ કરવાનો ઉદ્યોગ કેમ કર્યો અને શુકના આવવાથી તેને લડાઇનો ઉત્સાહ થયો છે. તે ઘણા દિવસથી અહીં રહેલો છે.' મંત્રી કહેછે—'તથાપિ તે આગંતુક છે, માટે તેની શંકા રાખવી જોઇએ.' રાજા કહેછે—'આગંતુક પણ કદાચિત્ ઉપકાર કરનાર હોય છે. સાંભળ—

परोऽपि हितवान्बन्धुर्बन्धुरप्यहितः परः ।
अहितो देहजो व्याधिर्हितमारण्यमौषधम् ॥ ५०६ ॥

પારકો હોઇને જે હિત કરે તેને બાંધવ જાણવો, અને બંધુ હોઇને જે હિત ન કરે તેને પર (શત્રુ) જાણવો. દેહમાંથી પેદા થએલો વ્યાધી એ શત્રુ છે. અને અરણ્યમાં ઉગેલું ઔષધ હિતકારક હોય છે. ૫૦૬.

अपरं च । અને વળી,

आसीद्वीरवरो नाम शूद्रकस्य महीभृतः ।
सेवकः स्वल्पकालेन स ददौ सुतमात्मनः' ॥५०७॥

શૂદ્રક રાજાનો વીરવર નામનો એક નોકર હતો. તેણે થોડા વખતમાં પોતાનો પુત્ર (બલિદાનમાં) આપ્યો.' ૫૦૭.

चक्रः पृच्छति—'कथमेतत् ।' राजा कथयति—
ચક્રવાક પૂછેછે—'એ કેમ?' રાજા કહેછે.



## कथा २० विंशी । राजनिष्ठ वीरवरस्य ॥

## વાર્તા ૨૦ મી. રાજનિષ્ઠ વીરવરની.

अहं पुरा शूद्रकस्य राज्ञः क्रीडासरसि कर्पूरकेलिनाम्नो राजहंसस्य पुत्र्या कर्पूरमञ्जर्या सहानुरागवानभवम् । तत्र वीरवरो नाम महाराजपुत्रः कुतश्चिद्देशादागत्य राजद्वारमुपगम्य प्रतीहारमुवाच—'अहं तावद्वेतनार्थी राजपुत्रः । राजदर्शनं कारय ।' ततस्तेनासौ राजदर्शनं कारितो ब्रूते—'देव, यदि मया सेवकेन प्रयोजनमस्ति तदास्मद्वर्तनं क्रियताम् ।' शूद्रक उवाच—'किं ते वर्तनम्' । वीरवरो ब्रूते—'प्रत्यहं सुवर्णपञ्चशतानि देहि ।' राजाह—'का ते सामग्री ।' वीरवरो ब्रूते—'द्वौ बाहू तृतीयश्च खड्गः ।' राजाह—'नैतच्छक्यम् ।' तच्छ्रुत्वा वीरवरश्चलितः । अथ मन्त्रिभिरुक्तम्—'देव, दिनचतुष्टयस्य वर्तनं दत्त्वा ज्ञायतामस्य स्वरूपं किमुपयुक्तोऽयमेतावद्वर्तनं गृह्णात्यनुपयुक्तो वेति ।' ततो मन्त्रिवचनादाहूय वीरवराय ताम्बूलं दत्त्वा पञ्चशतानि सुवर्णानि दत्तानि । तद्विनियोगश्च राज्ञा सुनिभृतं निरूपितः । तदर्धं वीरवरेण देवेभ्यो ब्राह्मणेभ्यो दत्तम् । स्थितस्यार्धं दुःखितेभ्यः । तदवशिष्टं भोज्यव्ययविलासव्ययेन । एतत्सर्वं नित्यकृत्यं कृत्वा राजद्वारमहर्निशं खड्गपाणिः सेवते । यदा च राजा स्वयं समादिशति तदा स्वगृहमपि याति ।

હું પૂર્વે શુદ્રક રાજાના ક્રીડા સરોવરમાં કર્પૂરકેલી નામક રાજહંસની પુત્રી કર્પૂરમંજરી સાથે પ્રીતિ કરનાર હતો. ત્યાં કોઈ એક દેશથી વીરવર નામના મહારાજપુત્રે રાજદ્વાર આગળ આવી દ્વારપાળને કહ્યું, 'હું રાજપુત્ર પગારની ઇચ્છાથી આ-

વ્યો છું. મને રાજાની મુલાકાત કરાવ.' પછી તેણે એને રાજાની મુલાકાત કરાવી. પછી તે કહે છે—'મહારાજ! જો મારી પાસે આપને સેવા લેવાની ઈચ્છા હોય તો મારો પગાર ઠેરવો.' શૂદ્રક કહેછે—'તારો શો પગાર છે?' વીરવર કહેછે, 'દરરોજ પાંચસો સોનામોહોર મને આપો.' રાજા કહે—'તારામાં ગુણ શું છે?' વીરવર કહેછે, 'બે હાથ અને ત્રીજી તરવાર.' રાજા કહેછે—'તારૂં કહેવું શકય નથી.' તે સાંભળી વીરવર ચાલી નીકળ્યો. પછી પ્રધાનોએ કહ્યું, 'મહારાજ! ચાર દિવસ સૂધી એને પગાર આપી, એનું સ્વરૂપ કેવું છે તે જાણી લેવું કે ઉપયોગી થઇને પગાર લે છે, કે ઉપયોગ વગર પગાર ખાય છે.' પછી પ્રધાનના કહેવાથી, તેને બોલાવીને વીરવરને બીડું આપી ૫૦૦ મુદ્રા આપી. અને એ ૫૦૦ મુદ્રાનો શું ઉપયોગ કરે છે તેની રાજાએ ગુપ્ત તપાસ રાખી. તે વીરવરે અર્ધા પૈસા દેવ અને બ્રાહ્મણના કાર્યમાં ખર્ચ્યા. બાકીના અર્ધમાંથી અર્ધા દુઃખિત લોકોને આપ્યા. બાકી બચેલા પૈસા ભોજન ખર્ચ્ય, વિલાસ ખર્ચ વગેરેમાં વાપર્યા. એ સર્વ નિત્ય કૃત્ય કરીને રાત્રદિવસ હાથમાં તરવાર લઈ રાજદ્વાર પર ઉભો હતો. જે વખતે રાજા પોતે રજા આપે, ત્યારે પોતાને ઘેર જાય.

**अथैकदा कृष्णचतुर्दश्यां रात्रौ राजा सकरुणं क्रन्दनध्वनिं शुश्राव । शूद्रक उवाच—'कः कोऽत्र द्वारि ।' तेनोक्तम्—'देव, अहं वीरवरः ।' राजोवाच—'क्रन्दनानुसरणं क्रियताम् ।' वीरवरः 'यथाज्ञापयति देवः' इत्युक्त्वा चलितः । राज्ञा च चिन्तितम्—'नैतदुचितम् । अयमेकाकी राजपुत्रो मया सू-**

चीभेद्ये तमसि प्रेरितः । तदनु गत्वा किमेतदिति निरूपयामि ।' ततो राजापि खड्गमादाय तदनुसरणक्रमेण नगराद्बहिर्निर्जगाम । गत्वा च वीरवरेण सा रुदती रूपयौवनसंपन्ना सर्वालंकारभूषिता काचित्स्त्री दृष्टा । पृष्टा च—'का त्वम् । किमर्थं रोदिषि ।' स्त्रियोक्तम्—'अहमेतस्य शूद्रकस्य राजलक्ष्मीः । चिरादेतस्य भुजच्छायायां महता सुखेन विश्रान्ता । इदानीमन्यत्र गमिष्यामि ।' वीरवरो ब्रूते—'यत्रापायः संभवति तत्रोपायोऽप्यस्ति । तत्कथं स्यात्पुनरिहावलम्बनं भवत्याः ।' लक्ष्मीरुवाच—'यदि त्वमात्मनः पुत्रं शक्तिधरं द्वात्रिंशल्लक्षणोपेतं भगवत्याः सर्वमङ्गलाया उपहारीकरोषि तदाहं पुनरत्र सुचिरं निवसामि' इत्युक्त्वादृश्याभवत् ।

પછી એક દિવસ કાળી ૧૪ ની રાત્રે રાજાએ કોઈનું કરુણાજનક રૂદન સાંભળ્યું. શૂદ્રક કહેછે—'દ્વારપર કોણ છે?' તે બોલ્યો, 'મહારાજ! હું વીરવર છું.' રાજા કહેછે—'જ્યાંથી રૂદન સંભળાય, તે તરફ તું શોધ કર.' વીરવર કહેછે—'મહારાજ! જેવી આપની આજ્ઞા.' એમ કહી ચાલ્યો. રાજાએ વિચાર્યું, એ યોગ્ય નથી. કારણ આ એકલા રાજપુત્રને મેં (શોધ કરવાને) ગાઢ અંધકારમાં મોકલ્યો છે. માટે પાછળ જઇને એ શું કરે છે તે જોઉં. પછી રાજા પણ તરવાર લઇને, તેની પાછળ પાછળ નગરની બહાર નીકળ્યો. વીરવરે જઇને રૂપ અને તારૂણ્યથી સંપન્ન, સર્વ અલંકારથી ભૂષિત એવી કોઇ એક સ્ત્રીને રડતી દીઠી. તેને પૂછ્યું, 'તું કોણ? શા માટે રડે છે?' તે સ્ત્રી બોલી, 'હું આ શૂદ્રક રાજાની રાજલક્ષ્મી છું. ઘણા દિવસ સૂધી આ રાજાની ભૂ-

જછાયામાં બહુ સુખથી હું રહી હતી. હવે હું બીજે સ્થળે જાઉં છું.' વીરવર કહેછે—'જ્યાં અપાય છે ત્યાં ઉપાય પણ હોવો જોઇએ. ત્યારે તારૂં અહીં ફરી રહેવું શી રીતે થશે?' લક્ષ્મી કહેછે—'જો તું તારો બત્રીસ* લક્ષણયુક્ત શક્તિધર નામનો પુત્ર સર્વમંગલા ભગવતી દેવીને બલિદાનમાં આપશે, તો હું અહીં ઘણા દિવસ રહીશ.' એમ કહી તે અદૃશ્ય થઈ.

**ततो वीरवरेण स्वगृहं गत्वा निद्रायमाणा स्ववधूः प्रबोधिता पुत्रश्च । तौ निद्रां परित्यज्योत्थायोपविष्टौ । वीरवरस्तत्सर्वं लक्ष्मीवचनमुक्तवान् । तच्छ्रुत्वा सानन्दः शक्तिधरो ब्रूते—'धन्योऽहमेवंभूतः स्वामिराज्यरक्षार्थं यन्ममोपयोगः श्लाघ्यः । तत्कोऽधुना विलम्बस्य हेतुः । एवंविधे कर्माणि देहस्य विनियोगः श्लाघ्यः । यतः ।**

---

* ૧ સિંહ સરખું પરાક્રમ, ૨ બગલા પેઠે સ્વાર્થપર લક્ષ, ૩ (કૂકડા પેઠે) વહેલું ઉઠવું, ૪ યુદ્ધમાં મચ્યા રહેવું, ૫ કુટુંબનું પોષણ કરવું, ૬ પત્નીપર પ્રેમ રાખવો, ૭ (મોરની પેઠે) ઉંચ પદપર રહેવું, ૮ શત્રુને છુંદવો, ૯ મધુર ભાષણ કરવું, ૧૦ સુંદર સ્વરૂપ, ૧૧ કળા (યુક્તિ) કરી જાણવી, ૧૨ ગર્વ ન ધરવો, ૧૩ (કૂતરા પેઠે) થોડે ઘણે સંતોષ માનવો, ૧૪ ઊંઘ થોડી, ૧૫ સૂક્ષ્મ બુદ્ધિ, ૧૬ સહેજમાં ચેતવું, ૧૭ સ્વામીભક્તિ, ૧૮ શૌર્ય દેખડાવવું, ૧૯ (ગધેડાની પેઠે) ભાર વહેવો, ૨૦ ટંડ ન લેખવવો, ૨૧ સંતોષી રહેવું, ૨૨ (કાગ પેઠે) કોઇનો જરા વિશ્વાસ ન કરવો, ૨૩ ગુપ્ત રતિ રમવી, ૨૪ નિ ભિમાન, ૨૫ વખતે સાધુ, ૨૬ ચપલતા, ૨૭ (ઉત્તમ પુરુષ પેઠે) યુદ્ધમાં પરાક્રમ, ૨૮ પડતીમાં ધીરજ, ૨૯ અભ્યુદયમાં ક્ષમા, ૩૦ ચાતુર્ય, ૩૧ વક્તૃત્વ, ૩૨ યશની અભિરૂચિ. (નર્મકથા કોષ).

પછી વીરવરે ઘેર જઇને નિદ્રાવશ થએલી પોતાની સ્ત્રી તથા પોતાના પુત્રને જગાડ્યાં. તેઓ ઊંઘ ઊંઘરાડી ઊઠીને બેઠાં થયાં. વીરવરે લક્ષ્મીએ કહેલાં વચનો કહી સંભળાવ્યાં. તે સાંભળીને શક્તિધર આનંદપૂર્વક બોલ્યો, 'મને ધન્ય છે. કારણ સ્વામીના રાજ્યરક્ષણ માટે મારો ઉપયોગ ઘણો સ્તુત્ય છે. હવે વિલંબનું શું કામ? આવી રીતના કામમાં દેહ અર્પવો અતિ સ્તુત્ય છે. કારણ—

धनानि जीवितं चैव परार्थे प्राज्ञ उत्सृजेत् ।
तन्निमित्तो वरं त्यागो विनाशे नियते सति' ॥५०८॥

વિદ્વાન્ માણસો પૈસો અને આયુષ્ય એ બીજાને માટે છોડેછે. તે માટે ત્યાગ કરેલો ઉત્તમ, કારણ વિનાશ તો નિયમથી થવાનોજ છે. ૫૦૮. (સન્નિમત્ત એવો પાઠ હોય ત્યાં "સારા નિમિત્તે" એવો અર્થ જાણવો.)

शक्तिधरमातोवाच—'यद्येतन्न कर्तव्यं तत्केनाप्यन्येन कर्मणा मुख्यस्य महावर्तनस्य निष्क्रयो भविष्यति ।' इत्यालोच्य सर्वे सर्वमङ्गलायाः स्थानं गताः ।* तत्र सर्वमङ्गलां संपूज्य वीरवरो ब्रूते—'देवि, प्रसीद । विजयतां विजयतां शूद्रको महाराजः । गृह्यतामुपहारः ।' इत्युक्त्वा पुत्रस्य शिरश्चिच्छेद । ततो वीरवरश्चिन्तयामास—गृहीतराजवर्तनस्य निस्तारः कृतः । अधुना निष्पुत्रस्य जीवनेनालम् ।' इत्यालोच्यात्मनः शिरश्छेदः कृतः । ततः स्त्रियापि स्वामिपुत्रशोकार्तया तदनुष्ठितम् । तत्सर्वं दृष्ट्वा राजा साश्चर्यं चिन्तयामास-

શક્તિધરની માતા કહેછે—જો એમ ન કર્યું તો બીજા કયા કામથી, મોટા પગારનો બદલો આપણે

વાળી શકીશું? એમ વિચારી સર્વે જણા સર્વમંગળા દેવીના સ્થાનકે ગયાં. ત્યાં સર્વમંગળાની સારી રીતે પૂજા કરીને, વીરવર કહેછે—'હે દેવી! પ્રસન્ન થાઓ. શુદ્રક મહારાજનો વિજય થાઓ. આ બલિ લ્યો. આમ કહી પુત્રનો શિરચ્છેદ કીધો. પછી વીરવર વિચાર કરવા લાગ્યો. રાજાનો પગાર ખાધો તેનો બદલો વાળ્યો. માટે હવે નિ:પુત્ર એવો જે હું તેના જીવિતરની હદ વળી. એમ વિચારી પોતાનો શિરચ્છેદ કર્યો. પછી, પતિ અને પુત્રના શોકથી પીડિત એવી સ્રીએ પણ તેમ કર્યું. તે સર્વ જોઇને રાજા આશ્ચર્યથી ચિંતા (વિચાર) કરવા લાગ્યો—

'जीवन्ति च म्रियन्ते च मद्विधाः क्षुद्रजन्तवः ।
अनेन सदृशो लोके न भूतो न भविष्यति ॥५०९॥

મારા જેવા ક્ષૂદ્ર પ્રાણી જીવે છે અને મરે પણ છે. પણ આ લોકમાં આ વીરવર જેવો કોઈ થયો નથી અને થવાનો નથી. ૫૦૯.

तदेतेन परित्यक्तेन मम राज्येनाप्यप्रयोजनम् ।' ततः शूद्रकेणापि स्वशिरश्छेत्तुं खड्गः समुत्थापितः । अथ भगवत्या सर्वमङ्गलया राजा हस्ते धृत उक्तश्च—'पुत्र, प्रसन्नास्मि ते । एतावता साहसेनालम् । जीवनान्तेऽपि तव राज्यभङ्गो नास्ति । राजा च साष्टाङ्गपातं प्रणम्योवाच—'देवि, किं मे राज्येन । जीवितेन वा किं प्रयोजनम् । यद्यहमनुकम्पनीयस्तदा ममायुःशेषेणायं सदारपुत्रो वीरवरो जीवतु । अन्यथाहं यथाप्राप्तां गतिं गच्छामि ।' भगवत्युवाच—'पुत्र, अनेन ते सत्त्वोत्कर्षेण भृत्यवात्सल्येन च तव तुष्टास्मि । गच्छ । विजयी भव । अयमपि सपरिवारो राजपु-

ष्यो जीवतु ।' इत्युक्त्वा देव्यदृश्याभवत् । ततो वीरवरः सपुत्रदारो गृहं गतः । राजापि तैरलक्षितः सत्वरमन्तःपुरं प्रविष्टः ।

ત્યારે એવાંનો દેહ છૂટયા પછી, મને રાજ્ય પણ નિરૂપયોગી છે. પછી શૂદ્રકે પણ પોતાનું મસ્તક છેદવા તરવાર ઉપાડી. એટલામાં સર્વમંગળા ભગવતીએ રાજાનો હાથ પકડીને કહ્યું—'હે પુત્ર! હું તને પ્રસન્ન છું. એટલું સાહસ બસ થયું, તારૂં જીવિત પૂરૂં થશે તોપણ તારૂં રાજ્ય ભાંગવાનું નથી.' રાજા સાષ્ટાંગ પ્રણામ કરી બોલ્યો—'હે દેવી! મને રાજ્યનો શો ઉપયોગ છે? અને મારે જીવીને પણ શું કરવું છે? જો તારે મારાપર કૃપા કરવી હોય તો, મારાં બાકીના આયુષ્યથી સ્ત્રી પુત્રસહિત આ વીરવર જીવતો થાઓ. નહિ તો હું મારે પ્રાપ્તગતિને પામીશ.' ભગવતી કહે—'હે પુત્ર! આ તારી ઉદારતાથી અને ચાકર વિષે દયાળુપણાથી હું તારાપર પ્રસન્ન છું. જા, વિજયી થા. આ રાજપુત્ર વીરવર પણ સપરિવાર જીવતો થાઓ.' એમ કહી દેવી અંતર્ધ્યાન થઈ. પછી વીરવર પુત્ર તથા સ્ત્રી સાથે ઘેર આવ્યો. તેણે ન દીઠેલો રાજા પણ જલદી અંતઃપુરમાં આવી લાગ્યો.

अथ प्रभाते वीरवरो द्वारस्थः पुनर्भूपालेन पृष्टः सन्नाह—'देव, सा रुदती मामवलोक्यादृश्याभवत् । न काप्यन्या वार्ता विद्यते ।' तद्वचनमाकर्ण्य राजाचिन्तयत्—'कथमयं श्लाघ्यो महासत्त्वः । यतः ।

બીજે દહાડે સવારે વીરવરને દ્વારમાં ઉભેલો જોઇને રાજાએ પૂછતાં તે કહેછે—'મહારાજ! તે ર-

ઠનારી મને જોઇને અદૃશ્ય થઈ. બીજી કંઈ હકીકત મને ખબર નથી.' તેનાં તે વચનો સાંભળી રાજા વિચાર કરવા લાગ્યો. 'આ કેવો મહા ઉદાર દિલનો શ્લાઘ્ય (વખાણને પાત્ર) છે? કારણ—

प्रियं ब्रूयादकृपणः शूरः स्यादविकत्थनः ।
दाता नापात्रवर्षी च प्रगल्भः स्यादनिष्ठुरः ॥५१०॥

જે મધુર બોલે છતાં કૃપણ હોય નહિ, જે શૂર હોય છતાં પોતાની સ્તુતિ કરતો નથી, જે દાતા હોય છતાં અપાત્રે દાન દેતો નથી, અને જે પ્રગલ્ભ ધૈર્યવાન્ હોય તથાપિ નિર્દય હોતો નથી. ૫૧૦.

एतन्महापुरुषलक्षणमेतस्मिन्सर्वमस्ति ।' ततः स राजा प्रातः शिष्टसभां कृत्वा सर्ववृत्तान्तं प्रस्तुत्य प्रसादात्तस्मै कर्णाटराज्यं ददौ ॥ तत्किमागन्तुको जातिमात्राद्दुष्टः । तत्राप्युत्तमाधममध्यमाः सन्ति ।' चक्रवाको ब्रूते—

એ મહા પુરુષોનાં સર્વ લક્ષણો આ વીરવરમાં છે. પછી તે રાજાએ પ્રાતઃકાલે શિષ્ટ લોકોની સભા કરી સર્વ વૃત્તાંતના વખાણ કરીને, પ્રસન્ન થઇને તેને કર્ણાટકનું રાજ્ય આપ્યું. માટે આગંતુક આવેલો સ્વભાવથી દુષ્ટ હોય છે શું? તેમાં પણ ઉત્તમ, મધ્યમ અને અધમ હોય છે.' ચકુવાક કહેછે—

'योऽकार्यं कार्यवच्छास्ति स किंमन्त्री नृपेच्छया ।
वरं स्वामिमनोदुःखं तन्नाशो न त्वकार्यतः ॥ ५११ ॥

"જે મંત્રી રાજાની ઇચ્છાને અનુસરીને અકાર્યને કાર્ય કહેછે, તે કુત્સિત મંત્રી જાણવો. સ્વામીને દુઃખ લાગે તે સારૂં, પરંતુ અકાર્યથી તેનો નાશ થવો સારો નથી. ૫૧૧.

**वैद्यो गुरुश्च मन्त्रीं च यस्य राज्ञः प्रियः सदा ।**
**शरीरधर्मकोशेभ्यः क्षिप्रं स परिहीयते ॥ ५१२ ॥**

જે રાજાને વૈદ્ય, ગુરુ, અને મંત્રી નિરંતર પ્રિય છે એટલે રાજાની ઈચ્છા પ્રમાણે હાજી હા કરે છે, તે રાજા ક્રમથી શરીર, ધર્મ અને ખજાનાથી જલદી ભ્રષ્ટ થાય છે. ૫૧૨.

**शृणु देव ।** મહારાજ સાંભળો.

**पुण्याल्लब्धं यदेकेन तन्ममापि भविष्यति ।**
**हत्वा भिक्षुं महालोभान्निध्यर्थी नापितो हतः' ॥५१३॥**

એકને પુણ્યથી મળ્યો, તેમ મને પણ મળશે, એવી કલ્પના કરતાં, અતિ લોભથી નિધિની ઈચ્છા કરનાર હજામે ભીક્ષુકને માર્યો અને તેથી પોતે પણ મૂઓ.' ૫૧૩.

राजा पृच्छति—'कथमेतत् ।' मन्त्री कथयति—

રાજા પૂછેછે—'એ કેમ?' મંત્રી કહેછે.



**कथा २१ एकविंशी । चूडामणिक्षत्रिय लुब्ध नापितयः॥**

**વાર્તા ૨૧ મી. ચૂડામણી ક્ષત્રી અને લોભીઆ હજામની.**

**अस्त्ययोध्यायां चूडामणिर्नाम क्षत्रियः । तेन धनार्थिना महता क्लेशेन भगवांश्चन्द्रार्धचूडामणिश्चिरमाराधितः। ततःक्षीणपापोऽसौ स्वप्ने दर्शनं दत्त्वा भगवदादेशाद्यक्षेश्वरेणादिष्टः—'यत्त्वमद्य प्रातः क्षौरं कृत्वा लगुडं हस्ते कृत्वा गृहे निभृतं स्थास्यसि । ततोऽस्मिन्नेवाङ्गने समागतं भिक्षुं पश्यसि । तं निर्दयं लगुडप्रहारेण हनिष्यसि । ततः सुवर्णकलशो भविष्यति । तेन त्व-**

या यावज्जीवं सुखिना भवितव्यम् ।' ततस्तथानुष्ठिते तद्वृत्तम् । तत्र क्षौरकरणायानीतेन नापितेनालोक्य चिन्तितम्—'अये, निधिप्राप्तेरयमुपायः । अहमप्येवं किं न करोमि ।' ततः प्रभृति नापितः प्रत्यहं तथाविधो लगुडहस्तः सुनिभृतं भिक्षोरागमनं प्रतीक्षते । एकदा तेन प्राप्तो भिक्षुर्लगुडेन व्यापादितः । तस्मादपराधात्सोऽपि नापितो राजपुरुषैर्व्यापादितः । अतोऽहं ब्रवीमि—'पुण्याल्लब्धं यदेकेन' इत्यादि । राजाह—

અયોધ્યામાં ચૂડામણિ નામનો ક્ષત્રીય છે. દ્રવ્યની ઈચ્છા કરનાર તેણે મોટા કલેશથી ભગવાન્ ચંદ્રાર્ધચૂડામણિ (શિવજી)ની લાંબો વખત આરાધન કરી. પછી તેનું પાપ ક્ષીણ થતાં, એના સ્વપ્નમાં શિવજીની આજ્ઞાથી યક્ષેશ્વરે (કુબેરે) દર્શન દઈ આજ્ઞા કરી. આજ પ્રાતઃકાલે તું ક્ષોર (મૂછસહિત મુંડન) કરાવી, હાથમાં લાકડી લઇને, ઘરમાં ગુપ્ત રીતે બેસ. પછી તારા બારણામાં જે ભિક્ષુકને તું જુએ, તે ભિક્ષુકને તું નિર્દય થઈને લાકડીના પ્રહારથી મારી નાખશે, એટલે તે સોનાનો કલશ થઈ પડશે. તે કલશથી તું જીવતા સૂધી સુખમાં રહે.' તેના કહેવા પ્રમાણે કરતાં, તેમ થયું. ત્યાં ક્ષોર કરવા માટે આવેલા હજામે એ જોઇને વિચાર કર્યો, 'અહો! પૈસા મળવાનો આ ઉત્તમ ઉપાય છે. હું પણ એમ કાં ન કરૂં?' તે દિવસથી હજામ દરરોજ તે પ્રમાણે હાથમાં લાકડી લઈ ભિક્ષુકની વાટ જોતો બેઠો. કોઇએક દિવસ તે હજામે આવેલા એક ભિક્ષુકને લાકડીના ફટકાથી ઠાર માર્યો. તે અપરાધ માટે રાજપુરુષોએ તે હજામને પણ મારી નાખ્યો. માટે હું કહું છું—

### દોહરો.

પુણ્યે મલ્યું ધન એકને, મળે મને પણ આમ;
ભિક્ષુક હણતાં લોભથી, આપ હણાયં હજામ.

રાજા કહેછે.

'पुरावृत्तकथोद्गारैः कथं निर्णीयते परः ।
स्यान्निष्कारणबन्धुर्वा किं वा विश्वासघातकः ॥५१४॥

'આ પરકીય માણસ, નિષ્કારણ બંધુ છે કિંવા વિશ્વાસઘાતી છે, તેનો નિર્ણય પૂર્વના વૃત્તની કથા કહેવાથી કેમ કરવો ? ૫૧૪.

यातु । प्रस्तुतमनुसंधीयताम् ।' मलयाधित्यकायां चेच्चित्रवर्णस्तदधुना किं विधेयम् ।' मन्त्री वदति—'देव, आगतप्रणिधिमुखान्मया श्रुतं तन्महामन्त्रिणो गृध्रस्योपदेशो यच्चित्रवर्णेनानादरः कृतः । ततोऽसौ मूढो जेतुं शक्यः । तथा चोक्तम्—

હશે. જે હાલ ચાલતી વાત છે, તેજ ચલાવો. મલય પર્વતના માથાપર ચિત્રવર્ણ આવ્યો છે, ત્યારે હવે શું કરવું ?' મંત્રી કહે છે—'મહારાજ ! આવેલા દૂતને મોઢે મેં એમ સાંભળ્યું છે, કે તેના મહામંત્રી ગીધના ઉપદેશનો ચિત્રવર્ણ રાજાએ અનાદર કર્યો છે. માટે આ મૂર્ખ રાજા જીતાવો શકય છે. તેમજ કહ્યું છે—

लुब्धः क्रूरोऽलसोऽसत्यः प्रमादी भीरुरस्थिरः ।
मूढो योधावमन्ता च सुखच्छेद्यो रिपुः स्मृतः ॥५१५॥

લોભી, કૂર, આળસુ, જૂઠો, પ્રમાદી, બીકણ, અને અસ્થિર, મૂર્ખ, યોદ્ધાઓનું અપમાન કરનાર, એવો શત્રુ સહેલથી હણી શકાય છે એમ કહ્યું છે. ૫૧૫.

ततोऽसौ यावदस्मद्दुर्गद्वाररोधं न करोति तावन्नद्यद्रिवनवर्त्मसु तद्बलानि हन्तुं सारसादयः सेनापतयो नियुज्यन्ताम् । तथा चोक्तम्—

હવે એ જ્યાં સૂધી અમારા કિલ્લાનો દરવાજો ન રોકે, ત્યાં સૂધીમાં નદી, પર્વત, વનના રસ્તામાં તેની સેનાને મારવા માટે સારસ વગેરે સેનાપતિની યોજના કરવી. તેમજ કહ્યું છે—

दीर्घवर्त्मपरिश्रान्तं नद्यद्रिवनसंकुलम् ।
घोराग्निभयसंत्रस्तं क्षुत्पिपासार्दितं तथा ॥ ५१६ ॥
प्रमत्तं भोजनव्यग्रं व्याधिदुर्भिक्षपीडितम् ।
असंस्थितमभूयिष्ठं वृष्टिवातसमाकुलम् ॥ ५१७ ॥
पङ्कपांशुजलाच्छन्नं सुव्यस्तं दस्युविद्रुतम् ।
एवंभूतं महीपालः परसैन्यं विघातयेत् ॥ ५१८ ॥

ઘણું ચાલવાથી થાકેલું, નદી, પર્વત અને વનમાં ગભરાયલું, ભયંકર અગ્નિથી ત્રાસ પામેલું, ભૂખ અને તરસથી પીડાયલું, તેમજ પ્રમત, ભોજનમાં ગભરાયલું, રોગ કિંવા દુકાળથી પીડિત, યોગ્ય રીતે ન રહેલું, થોડું, વર્ષાદ અને વાયુથી વ્યાકુળ થયેલું, કાદવ, ધૂળ અને પાણીથી છવાયલું, છૂટું ઘેરાયલું, ચોરોથી ઘેરાયલું, એવું શત્રુ સૈન્ય જોઈને તેનો રાજાએ નાશ કરવો. ૫૧૬–૫૧૭–૫૧૮.

अन्यच्च । અને વળી,

अवस्कन्दभयाद्राजा प्रजागरकृतश्रमम् ।
दिवासुप्तं समाहन्यान्निद्राव्याकुलसैनिकम् ॥ ५१९ ॥

(લડાઈમાં) પોતાનો નાશ થશે એ ભયથી, રાજાએ, જાગરણ કરીને થાકેલું, તેથી દિવસે સૂતેલું,

અને જેના સૈનિકો ઊંઘથી વ્યાકુલ થયા છે, તેવા સૈન્યનો નાશ કરવો. ૫૧૯.

**अतस्तस्य प्रमादिनो बलं गत्वा यथावकाशं दिवानिशं घ्नन्त्वस्मत्सेनापतयः ।' तथानुष्ठिते चित्रवर्णस्य सैनापतयश्च बहवो निहताः । ततश्चित्रवर्णो विषण्णः स्वमन्त्रिणं दूरदर्शिनमाह—तात, किमित्यस्मदुपेक्षा क्रियते । किं क्वाप्यविनयो ममास्ति । तथा चोक्तम्—**

માટે તે પ્રમાદી રાજાના સૈન્ય પાસે જઈને, જ્યારે લાગ ફાવે ત્યારે કે રાતના કે દિવસના સેનાપતિએ નાશ કરવો." એમ કરતાં, ચિત્રવર્ણની ઘણી સેના અને સેનાપતિ મરણ પામ્યા. તેથી ચિત્રવર્ણ દુઃખ પામી, દૂરદર્શી મંત્રીને કહેછે—'તાત ! અમારી ઉપેક્ષા કેમ કરોછો ? શું મારો કંઈ અવિનય છે ? તેમજ કહ્યું છે—

**न राज्यं प्राप्तमित्येव वर्तितव्यमसांप्रतम् ।**
**श्रियं ह्यविनयो हन्ति जरा रूपमिवोत्तमम् ॥ ५२० ॥**

પોતાને રાજ્ય મળ્યું છે, માટે અવિનયથી વર્તવું નહિ, કારણ જેમ ઘડપણ ઉત્તમ રૂપનો નાશ કરેછે. તેમ અવિનય એ લક્ષ્મીનો નાશ કરેછે. ૫૨૦.

**अपि च ।** વળી પણ,

**दक्षः श्रियमधिगच्छति पथ्याशी कल्यतां सुखमरोगी ।**
**उद्युक्तो विद्यान्तं धर्मार्थयशांसि च विनीतः' ॥५२१॥**

જે ચતુર છે, તે લક્ષ્મી મેળવે છે, જે પથ્યથી રહે છે તે આરોગ્યતા મેળવે છે, જે નિરોગી છે તે સુખ પામે છે, અને જે ઉદ્યોગી છે તે

વિદ્યાનો પાર પામે છે, જે વિનયવાળો છે તે ધર્મ, અર્થ અને યશ ત્રણે મેળવે છે. ૫૨૧.

गृध्रोऽवदत्—'देव, शृणु ।

ગીધ કહેછે—'મહારાજ! સાંભળો.

**अविद्वानपि भूपालो विद्यावृद्धोपसेवया ।**
**परां श्रियमवाप्नोति जलासन्नतरुर्यथा ॥ ५२२ ॥**

જેમ પાણીની પાસેનું ઝાડ, (ફૂલ, ફળ વગેરેની) સંપત્તિ મેળવેછે, તેમ અવિદ્વાન્ રાજા પણ વિદ્યાવૃદ્ધની સંગતથી ઉત્તમ સંપત્તિ મેળવેછે. ૫૨૨.

**अन्यच्च ।** અને વળી,

**पानं स्त्री मृगया द्यूतमर्थदूषणमेव च ।**
**वाग्दण्डयोश्च पारुष्यं व्यसनानि महीभुजाम् ॥५२३॥**

મદ્યપાન, સ્રીસેવન, મૃગયા (શિકાર), જુગાર, અર્થદૂષણ,* વાણીથી કઠોર વેણ ઉચ્ચારવા, અપરાધની યોગ્યતા કરતાં વધારે શિક્ષા કરવી, એ રાજાનાં વ્યસનો છે. ૫૨૩.

**किं च ।** કેમકે,

**न साहसैकान्तरसानुवर्तिना**
**न चाप्युपायोपहतान्तरात्मना ।**
**विभूतयः शक्यमवाप्तुमूर्जिता**
**नये च शौर्ये च वसन्ति संपदः ॥ ५२४ ॥**

કેવલ સાહસમાં પ્રેમવાળાને સંપત્તિ મળવી શકય નથી, તેમ કેવલ યુક્તિ વાપરવાથી પણ સંપત્તિ મળવી શકય નથી, પણ નીતિ (યુક્તિ) અને સાહસ (શૌર્ય) એ બેઉ ઉપર સંપત્તિનો આધાર છે. ૫૨૪.

---

* પૈસાનો દુરુપયોગ કરવો, અથવા જે યુક્તિસર વાત કરે તે વાતના અર્થમાં દોષ કહાડી તેને અમાન્ય કરવી.

**त्वया स्वबलोत्साहमवलोक्य साहसैकवासिना मयोपन्यस्तेष्वपि मन्त्रेष्वनवधानं वाक्पारुष्यं च कृतम् । अतो दुर्नीतेः फलमिदमनुभूयते । तथा चोक्तम्—**

સ્વબલનો ઉત્સાહ જોઈને કેવલ શૌર્યનું અવલંબન કરી, મેં કહ્યા છતાં, યુકિતનાં વચનો પર આપે વાણીનું પારુષ્ય (કઠોરપણું) વાપર્યું, તે દુર્નીતિનું આ ફળ આપે ભોગવવું જોઈએ. તેમજ કહ્યું છે—

**दुर्मन्त्रिणं कमुपयान्ति न नीतिदोषाः**
**संतापयन्ति कमपथ्यभुजं न रोगाः ।**
**कं श्रीर्न दर्पयति कं न निहन्ति मृत्युः**
**कं स्त्रीकृता न विषयाः परितापयन्ति ॥५२५॥**

કયો દુષ્ટ મંત્રી નીતિ વિરૂદ્ધ ચાલતો નથી? કયા અપથ્ય ભોજન કરનારને રોગો ત્રાસ આપતા નથી, લક્ષ્મી કોને મદ ઉપજાવતી નથી. મૃત્યુ કોનો ઘાત કરતો નથી, સ્ત્રીકૃત વિષય* કોને પરિતાપ દેતા નથી. ૫૨૫.

**अपरं च ।** અને વળી,

**मुदं विषादः शरदं हिमागम-**
**स्तमो विवस्वान्सुकृतं कृतघ्नता ।**
**प्रियोपपत्तिः शुचमापदं नयः**
**श्रियः समृद्धा अपि हन्ति दुर्नयः' ॥५२६॥**

ખેદ આનંદનો, શિયાળો શરદ ઋતુનો, સૂર્ય અંધકારનો, નીતિ આપત્તિનો, અને દુર્નીતિ સમૃદ્ધિ સંપત્તિનો પણ નાશ કરે છે. ૫૨૬.

**ततो मयाप्यालोचितम्—'प्रज्ञाहीनोऽयं राजा ।**

---

* સ્ત્રી કહે તે કામ વગર વિચારે કરવાથી.

**मौ चेत्कथं नीतिशास्त्रकथाकौमुदीं वागुल्काभिस्तिमिरयति । यतः ।**

પછી મેં પણ વિચાર કર્યો, આ રાજા હીનબુદ્ધિ છે એમ ન હોય તો, નીતિશાસ્ત્ર કથારૂપી ચાંદનીને પોતાની વાણીરૂપ ઉમાડીઆથી અંધકાર માને છે. કારણ—

**यस्य नास्ति स्वयं प्रज्ञा शास्त्रं तस्य करोति किम् ।**
**लोचनाभ्यां विहीनस्य दर्पणः किं करिष्यति' ॥५२७॥**

જેને આપબુદ્ધિ નથી, તેને શાસ્ત્ર શું કરશે? નેત્રહીનને આરસી શું કરશે?' ૫૨૭.

**इत्यालोच्य तूष्णीं स्थितः । अथ राजा बद्धाञ्जलिराह—'तात, अस्त्ययं ममापराधः । इदानीं यथावशिष्टबलसहितः प्रत्यावृत्य विन्ध्याचलं गच्छामि तथोपदिश ।' गृध्रः स्वगतं चिन्तयति—'क्रियतामत्र प्रतीकारः । यतः ।**

એમ વિચાર કરી હું ચૂપ રહ્યો. તે પછી રાજા હાથ જોડીને બોલે છે—'બાપ! આ મારો અપરાધ છે. હવે જેટલી સેના બચેલી છે, તેટલી લઇને પાછો ફરી વિંધ્યાચળપર જાઉં એવો રસ્તો બતાવ.' ગીધ મનમાં વિચાર કરે છે. અત્રે કંઇ ઉપાય યોજવો જોઇએ. કારણ—

**देवतासु गुरौ गोषु राजसु ब्राह्मणेषु च ।**
**नियन्तव्यः सदा कोपो बालवृद्धातुरेषु च' ॥५२८॥**

દેવતા, ગુરુ, ગાય, રાજા, બ્રાહ્મણ, બાળ, વૃદ્ધ અને રોગી એમનાપર આવેલો ક્રોધ, રોકી રાખવો. ૫૨૮.

मन्त्री प्रहस्य ब्रूते—'देव, मा भैषीः । समाश्वसिहि । शृणु देव,

મંત્રી હસીને બોલ્યો—'મહારાજ! ગભરાઓ નહિ. ધીર ધરો. મહારાજ સાંભળો.

मन्त्रिणां भिन्नसंधाने भिषजां सांनिपातिके ।
कर्मणि व्यज्यते प्रज्ञा सुस्थे को वा न पण्डितः ॥५२९॥

જ્યારે સંધિ કરવાનો લાગ ન હોય, ત્યારે મંત્રીની બુદ્ધિ અને સન્નિપાત જ્વરના સમયમાં વૈદ્યની બુદ્ધિ બહાર પડે છે. શાંતિની વખતે કોણ પંડિત નથી? ૫૨૯.

अपरं च । અને વળી,

आरभन्तेऽल्पमेवाज्ञाः कामं व्यग्रा भवन्ति च ।
महारम्भा कृतधियस्तिष्ठन्ति च निराकुलाः ॥ ५३० ॥

અજ્ઞાની નાના કામને આરંભે છે, અને તેમાં અત્યંત ગભરાય છે, અને બુદ્ધિમાન્ પુરુષ મોટા કામને આરંભેછે અને બીલકુલ ગભરાતા નથી. ૫૩૦.

तदत्र भवत्प्रतापादेव दुर्गं भङ्क्त्वा कीर्तिप्रतापसहितं त्वामचिरेण कालेन विन्ध्याचलं नेष्यामि ।' राजाह—'कथमधुना स्वल्पबलेन तत्संपद्यते ।' गृध्रो वदति—'देव, सर्वं भविष्यति । यतो विजिगीषोरदीर्घसूत्रता विजयसिद्धेरवश्यंभावि लक्षणं तत्सहसैव दुर्गावरोधः क्रियताम् ।'

ત્યારે હવે આપનાજ પ્રતાપથી આ કિલ્લાનો ભંગ કરીને, કીર્તિ અને પ્રતાપસહિત આપને થોડા સમયમાં વિંધ્યાચળપર પહોંચાડીશ.' રાજા કહેછે—'હમણા થોડા લશ્કરથી આપણું કામ કેમ સિદ્ધ થશે?' ગીધ કહેછે—'મહારાજ! સર્વ થશે.

કારણ, વિશેષે કરીને જીતવાની ઇચ્છા કરનાર પુરુષને ઝટપટ કામ કરવું એ ખાસ વિજયસિદ્ધિ થવાનું લક્ષણ છે. માટે એકદમ ઓચિંતા જઇને કિલ્લાને ઘેરી લેવો.'

**प्रहितप्रणिधिना बकेनागत्य हिरण्यगर्भस्य तत्कथितम्—'देव, स्वल्पबल एवायं राजा चित्रवर्णो गृध्रस्य मन्त्रोपस्तम्भेन दुर्गावरोधं करिष्यति ।' राजाह—'सर्वज्ञ, किमधुना विधेयम् ।' चक्रो ब्रूते—'स्वबले सारासारविचारः क्रियताम् ।' तज्ज्ञात्वा सुवर्णवस्त्रादिकं यथार्हं प्रसादप्रदानं क्रियताम् । यतः ।**

મોકલેલા દૂત બગલાએ આવીને હિરણ્યગર્ભને કહ્યું, 'મહારાજ! ગીધની સલાહ પ્રમાણે થોડું સૈન્ય લઇનેજ ચિત્રવર્ણ રાજા કિલ્લાને ઘેરો ઘાલશે.' રાજા કહેછે—'હે સર્વજ્ઞ! હવે કેમ કરવું?' ચકવાક કહેછે—'આપણી સેનામાં સાર કોણ છે? અને અસાર (નિરુત્સાહી) કોણ છે? તેનો વિચાર કરો. તે જાણીને, યથાયોગ્ય રીતે તેમને પ્રસન્ન કરવા માટે વસ્ત્રાભૂષણ ઇત્યાદિનાં ઇનામ આપવાં. કારણ,

**यः काकिनीमप्यपथप्रपन्नां**
**समुद्धरेन्निष्कसहस्रतुल्याम् ।**
**कालेषु कोटिष्वपि मुक्तहस्त-**
**स्तं राजसिंहं न जहाति लक्ष्मीः ॥ ५३१ ॥**

જે રાજા ખરાબ માર્ગે વાપરેલી એક કોડીને પણ, હજાર સોનામોહર જેવી ગણીને, તેનું રક્ષણ કરેછે, તેજ રાજા પ્રસંગ આવતાં કરોડો રૂપીઆ આપવાને હાથ મોકલો મૂકેછે, એવા રાજસિંહને લક્ષ્મી છોડતી નથી. ૫૩૧.

अन्यच्च । અને વળી;

> क्रतौ विवाहे व्यसने रिपुक्षये
> यशस्करे कर्मणि मित्रसंग्रहे ।
> प्रियासु नारीष्वधनेषु बान्धवे-
> ष्वतिव्ययो नास्ति नराधिपाष्टसु ॥ ५३२ ॥

હે રાજા! યજ્ઞમાં, વિવાહમાં, સંકટમાં, શત્રુક્ષયમાં, યશસ્કર કામમાં, મિત્ર સંગ્રહ કરવામાં, મનોહર સ્ત્રીની પ્રાપ્તિમાં, અને નિર્ધન બાંધવો એ આઠ બાબતમાં ઘણો ખર્ચ કરવામાં હરકત નથી. ૫૩૨.

यतः । કારણ—

> मूर्खः स्वल्पव्ययत्रासात्सर्वनाशं करोति हि ।
> कः सुधीः संत्यजेद्भाण्डं शुल्कस्यैवातिसाध्वसात् ॥५३३॥

થોડા પૈસા ખર્ચાઈ જશે, એ ભયથી, જે મૂર્ખ છે તે સમૂળગો ગુમાવે છે. કયો બુદ્ધિમાન્ જગતના ભયથી સંપૂર્ણ પુંજીનો ત્યાગ કરશે?' ૫૩૩'

राजाह—'कथमिह समयेऽतिव्ययो युज्यते ।' उक्तं च—'आपदर्थे धनं रक्षेत्' इति । मन्त्री ब्रूते—'श्रीमतः कथमापदः ।' राजाह—'कदाचिच्चलते लक्ष्मीः ।' मन्त्री ब्रूते—'संचितापि विनश्यति । तद्देव, कार्पण्यं विमुच्य दानमानाभ्यां स्वभटाः पुरस्क्रियताम् । तथा चोक्तम्—

રાજા કહેછે—'આ વખતે આત ખર્ચ કરવો યોગ્ય છે? કહ્યું છે કે, આપત્તિને માટે ધનનું રક્ષણ કરવું.' મંત્રી કહે છે—'શ્રીમંતોને આપત્તિ ક્યાંથી આવે?' રાજા કહેછે, 'કદાચિત્ લક્ષ્મી ચળે ત્યારે?' મંત્રી કહેછે, 'સંચય કરેલો પૈસો પણ નષ્ટ થશે. માટે હે દેવ! કંજુસાઈ છોડીને, દા-

ન, માનથી આપણા યોદ્ધાઓનો સત્કાર કરો. તેમજ કહ્યું છે—

**परस्परज्ञाः संहृष्टास्त्यक्तुं प्राणान्सुनिश्चिताः ।**
**कुलीनाः पूजिताः सम्यग्विजयन्ते द्विषद्बलम् ॥५३४॥**

પરસ્પરને જાણનાર, આનંદ પામેલા, પોતાનો પ્રાણ છોડવાનો નિશ્ચય કરનાર, કુલીન, એવાની પૂજા કરતાં, ઉત્તમ રીતે શત્રુની સેનાને જીતી શકાય છે. ૫૩૪.

**अपरं च ।** અને બીજું,

**सुभटाः शीलसंपन्नाः संहताः कृतनिश्चयाः ।**
**अपि पञ्चशतं शूरा निघ्नन्ति रिपुवाहिनीम् ॥ ५३५ ॥**

શૌર્યાદિ ગુણસંપન્ન, સંપથી રહેલા અને પ્રાણાંત સૂધીનો નિશ્ચય કરનારા એવા ૫૦૦ શૂરવીરો શત્રુની વાહિની (ચતુરંગ) સેનાનો નાશ કરેછે. ૫૩૫.

**किं च ।** કેમકે—

**शिष्टैरप्यविशेषज्ञ उग्रश्च कृतनाशकः ।**
**त्यज्यते किं पुनर्नान्यैर्यश्चाप्यात्मंभरिर्नरः ॥ ५३६ ॥**

પોતાનું અને પારકું ન સમજનાર, ઉગ્ર (ક્રૂર), કૃતઘ્ન, અને કેવલ પોતાનું પેટ ભરનાર એવા મનુષ્યોનો શિષ્ટો પણ ત્યાગ કરેછે, ત્યારે બીજા કરે એમાં શી નવાઈ? ૫૩૬.

**यतः ।** કારણ—

**सत्यं शौर्यं दया त्यागो नृपस्यैते महागुणाः**
**एभिर्मुक्तो महीपालः प्राप्नोति खलु वाच्यताम् ॥५३७॥**

સત્ય, શૌર્ય, દયા, દાન, એ રાજાના મોટા ગુણો છે. એ ગુણવિનાનો રાજા, લોકમાં નિંદાય છે. ૫૩૭.

ईदृशि प्रस्तावेऽमात्यास्तावदेव पुरस्कर्तव्याः । तथा चोक्तम्—

આવે પ્રસંગે પ્રધાનનો તો ઘણોજ સત્કાર કરવો જોઇએ.

यो येन प्रतिबद्धः स्यात्सह तेनोदयी व्ययी ।
स विश्वस्तो नियोक्तव्यः प्राणेषु च धनेषु च ॥५३८॥

જે જેની સાથે બંધાય છે, અને જેનાથી ઉદય પામે છે, અને ખર્ચમાં પણ ઉતરે છે, તેવા વિશ્વાસપાત્રની પ્રાણ તથા ધનને વિષે યોજના કરવી. ૫૩૮

यतः । કારણ—

धूर्तः स्त्री वा शिशुर्यस्य मन्त्रिणः स्युर्महीपतेः ।
अनीतिपवनक्षिप्तः कार्याब्धौ स निमज्जति ॥ ५३९ ॥

જે રાજાના ધૂર્ત, કિંવા સ્ત્રી કિંવા બાલક એવા મંત્રી હોય છે તે રાજા અન્યાયરૂપી પવનથી ખેંચાઈ જઈ, કાર્યરૂપી સમુદ્રમાં બૂડે છે. ૫૩૯.

शृणु देव, મહારાજ સાંભળો.

हर्षक्रोधौ समौ यस्य शास्त्रार्थे प्रत्ययस्तथा ।
नित्यं भृत्यानुपेक्षा च तस्य स्याद्धनदा धरा ॥५४०॥

જેને હર્ષ અને ક્રોધ સમાન છે, અને જેનો શાસ્ત્ર વિષે પૂર્ણ વિશ્વાસ છે અને નિરંતર ચાકરની અપેક્ષા કરતો નથી, તેને પૃથ્વી ધન આપનાર બને છે. ૫૪૦.

येषां राज्ञा सह स्यातामुच्चयापचयौ ध्रुवम् ।
अमात्या इति तान्राजा नावमन्येत्कदाचन ॥ ५४१ ॥

ખરેખર જેની ચઢતી અને પડતી રાજાની સા-

થે થાય છે, એવા અમાત્યનું રાજાએ કદી અપમાન કરવું નહિ. ૫૪૧.

यतः । કારણ—

**महीभुजो मदान्धस्य संकीर्णस्येव दन्तिनः ।**
**स्खलतो हि करालम्बः सुहृत्सचिवचेष्टितम् ॥५४२॥**

મદાંધ અને ઉન્મત્ત હાથી પેઠે, ખરાબ માર્ગે જનાર રાજાને હિતકર મિત્રનો ઉપદેશ એ હાથ લાકડી છે. ૫૪૨.

**अथागत्य प्रणम्य मेघवर्णो ब्रूते—'देव, दृष्टिप्रसादं कुरु । इदानीं विपक्षो दुर्गद्वारि वर्तते । तद्देवपादादेशाद्बहिर्निःसृत्य स्वविक्रमं दर्शयामि । तेन देवपादानामानृण्यमुपगच्छामि ।' चक्रो ब्रूते—'मैवम् । यदि बहिर्निःसृत्य योद्धव्यं तदा दुर्गाश्रयणमेव निष्प्रयोजनम् । अपरं च ।**

પછી આવીને નમસ્કાર કરી મેઘવર્ણ કહે છે, 'મહારાજ! કૃપાદૃષ્ટિ કરો. હમણા શત્રુ કિલ્લાના દરવાજાપર છે. માટે આપના ચરણકમલની આજ્ઞા હોય તો, હું બહાર નીકળી મારૂં પરાક્રમ દેખાડું. તેથી દેવપાદના ઋણથી હું મુક્ત થઈશ.' ચક્રવાક કહે છે—'એમ મા કર. જો બહાર નીકળી યુદ્ધ કર્તવ્ય હોય તો કિલ્લાનો આશ્રય વ્યર્થ છે. અને વળી,

**विषमो हि यथा नक्रः सलिलान्निर्गतो वशः ।**
**वनाद्विनिर्गतः शूरः सिंहोऽपि स्याच्छृगालवत् ॥५४३॥**

જેમ નક્ર (ઝુડ) પોતાના સ્થાનમાં વિસમ હોય છે, તેજ પાણીથી બહાર નીકળતાં પરાધીન બને છે; સિંહ શૂર છે તોપણ વનની બહાર નીકળતાં શિયાળ જેવો બને છે. ૫૪૩.

देव, स्वयं गत्वा दृश्यतां युद्धम् । यतः ।

મહારાજ! પોતે જઇને યુદ્ધ જુઓ. કારણ—

पुरस्कृत्य बलं राजा योधयेदवलोकयन् ।
स्वामिनाधिष्ठितः श्वापि किं न सिंहायते ध्रुवम् ॥५४४॥

રાજાએ પોતે સૈન્યની આગળ જઇને, તેની તરફ જોતાં જોતાં, તેમની પાસે યુદ્ધ કરાવવું. કારણ માલિક પાસે હોય ત્યારે કૂતરો પણ ખરેખર સિંહ જેવો બને છે. ૫૪૪.

अथ ते सर्वे दुर्गद्वारं गत्वा महाहवं कृतवन्तः । अपरेद्युश्चित्रवर्णो राजा गृध्रमुवाच—'तात, स्वप्रतिज्ञातमधुना निर्वाहय ।' गृध्रो ब्रूते—'देव, शृणु तावत् ।

પછી તે સર્વ કિલ્લાના દરવાજા પાસે જઇને, મોટું યુદ્ધ કરવા લાગ્યા. બીજે દહાડે ચિત્રવર્ણ રાજા ગીધ પાસે આવીને કહે છે, 'તાત! તેં જે પૂર્વે પ્રતિજ્ઞા કરી છે તે હવે પૂરી કર.' ગીધ કહે છે, 'મહારાજ! સાંભળો.

अकालसहमत्यल्पं मूर्खव्यसनिनायकम् ।
अगुप्तं भीरुयोधं च दुर्गव्यसनमुच्यते ॥ ५४५ ॥

ઘણા વખત સુધી જ્યાં રક્ષણ થઈ ન શકે, અતિ અલ્પ, જેનો નાયક મૂર્ખ અને વ્યસની હોય, અને જેના યોદ્ધા બીકણ હોય, અને જેનું રક્ષણ ઉત્તમ રીતે ન થયું હોય, એ પાંચ કિલ્લાના વ્યસનો (સંકટો) ગણાય છે. ૫૪૫.

तत्तावदत्र नास्ति । તે આ ઠેકાણે નથી.

उपजापश्चिरारोधोऽवस्कन्दस्तीव्रपौरुषम् ।
दुर्गस्य लङ्घनोपायाश्चत्वारः कथिता इमे ॥ ५४६ ॥

પહેલાં અંદરના મનુષ્યોમાં ફાટફૂટ કરાવવી, અંદરના મનુષ્યોની આવજા બંધ કરવી, ચોતરફથી એકદમ ચઢાઈ કરવી, અને તીવ્ર પરાક્રમ કરવું, એ ચાર કોટને ઓળંગવાના ઉપાયો કહેલા છે. ૫૪૬.

**अत्र यथाशक्ति क्रियते यत्नः । (कर्णे कथयति ।) एवमेव । ततोऽनुदित एव भास्करे चतुर्ष्वपि दुर्गद्वारेषु वृत्ते युद्धे दुर्गाभ्यन्तरगृहेष्वेकदा काकैरग्निर्निक्षिप्तः । ततः 'गृहीतं गृहीतं दुर्गम्' इति कोलाहलं श्रुत्वा सर्वत प्रदीप्ताग्निमवलोक्य राजहंससैनिका दुर्गवासिनश्च सत्वरं ह्रदं प्रविष्टाः । यतः ।**

આ ઠેકાણે યથાશક્તિ અમે યત્ન કરીએ છીએ, (કાનમાં કહેછે) આમં, આમ. પછી સૂર્યોદય થવાની પહેલાં કિલ્લાના ચારે દરવાજે યુદ્ધ ચાલેછે; તેવામાં કિલ્લાની અંદર રહેલા ઘરોમાં કાગડાએ આગ લગાડી. પછી કિલ્લો લીધો, કિલ્લો લીધો; એવો મોટો કોલાહલ સાંભળી, ચારે બાજુએ આગ શળગેલી જોઈને; રાજહંસના સૈનિકો, અને કિલ્લામાં રહેનારા સર્વે ત્વરાથી ડોહમાં પેઠા. કારણ—

**सुमन्त्रितं सुविक्रान्तं सुयुद्धं सुपलायितम् ।**
**कार्यकाले यथाशक्ति कुर्यान्न तु विचारयेत् ॥५४७॥**

કાર્યના વખતમાં પોતાની શક્તિ પ્રમાણે ઉત્તમ મસલત, ઉત્તમ ચઢાઈ, ઉત્તમ લડાઈ, અને ઉત્તમ પલાયણ કરવું. ત્યાં વિચાર ન કરવો. ૫૪૭.

**राजहंसः स्वभावान्मन्दगतिः सारसाद्वितीयश्च चित्रवर्णस्य सेनापतिना कुक्कुटेनागत्य वेष्टितः । हिरण्यगर्भः सारसमाह—'सारस सेनापते, ममानुरोधादा-**

त्मानं कथं व्यापादयिष्यसि । त्वमधुना गन्तुं शक्तः । तत्कृत्वा जलं प्रविश्यात्मानं परिरक्ष । अस्मत्पुत्रं चूडामणिनामानं सर्वज्ञसंमत्या राजानं करिष्यसि ।' सारसो ब्रूते—'देव, न वक्तव्यमेवं दुःसहं वचः । यावच्चन्द्रार्कौ दिवि तिष्ठतस्तावद्विजयतां देवः । अहं देव, दुर्गाधिकारी । मन्मांसासृग्विलिप्तेन द्वारवर्त्मना प्रविशतु शत्रुः । अपरं च ।

રાજહંસ સ્વભાવથી ધીમી ચાલનો, અને તેની સાથે બીજો સારસ પક્ષી હતો, તેને ચિત્રવર્ણના સેનાપતિ કુકડાએ આવીને ઘેરો ઘાલ્યો. હિરણ્યગર્ભ સારસને કહે છે—'હે સારસ સેનાપતિ! મારે માટે તું પોતાનો જીવ શા માટે ગુમાવે છે? તું હમણા નાસી જવા સમર્થ છે. તેમ કરી પાણીમાં જઈ તારા જીવનું રક્ષણ કર. ચુડામણિ નામના અમારા પુત્રને સર્વજ્ઞની સંમતિથી રાજા કરજો.' સારસ કહેછે, 'મહારાજ! આવું દુઃસહ વચન બોલશો મા. જ્યાં સૂધી ચંદ્ર સૂર્ય આકાશમાં છે, ત્યાં સૂધી દેવનો વિજય હો. હે મહારાજ! હું કિલ્લાપરનો અધિકારી છું, મારા માંસ અને રક્તથી ભરેલા દરવાજાના રસ્તાથી શત્રુને અંદર પ્રવેશ કરો. અને વળી,

दाता क्षमी गुणग्राही स्वामी दुःखेन लभ्यते ।'

દાતા, ક્ષમાવાન્ અને ગુણગ્રાહક એવો સ્વામી મહા મહેનતે મળે છે.'

राजाह—'सत्यमेवैतत् । किंतु ।

રાજા કહેછે—'એ સર્વ ખરૂં છે. પરંતુ—

शुचिर्दक्षोऽनुरक्तश्च जाने भृत्योऽपि दुर्लभः' ॥९४॥

પવિત્ર, હુશિયાર, અનુરક્ત એવો ચાકર પણ દુર્લભ છે, એમ હું માનું છું.' ૫૪૮.

सारसो ब्रूते—'शृणु देव,

સારસ કહેછે—'મહારાજ સાંભળો.

यदि समरमपास्य नास्ति मृत्यो-
भयमिति युक्तमितोऽन्यतः प्रयातुम् ।
अथ मरणमवश्यमेव जन्तोः
किमिति मुधा मलिनं यशः क्रियेत ॥५४९॥

જો યુદ્ધનો ત્યાગ કરતાં, મોતનું ભય ન રહે તો હોય તો અહીંથી બહાર જવું યોગ્ય છે, પરંતુ જંતુને મરણ તો અવશ્ય છેજ, ત્યારે પછી વ્યર્થ પોતાની કીર્તિને કલંક કેમ લગાડવું? ૫૪૯.

अन्यच्च । અને વળી,

भवेऽस्मिन्पवनोद्भ्रान्तवीचिविभ्रमभंगुरे ।
जायते पुण्ययोगेन परार्थे जीवितव्ययः ॥ ५५० ॥

વાયુથી હાલતા મોજાના વિલાસની પેઠે ક્ષણભંગુર એવા આ સંસારમાં, પુણ્યયોગથીજ બીજાને માટે આયુષ્યનો વ્યય થાય છે. ૫૫૦.

स्वाम्यमात्यश्च राष्ट्रं च दुर्गं कोशो बलं सुहृत् ।
राज्याङ्गानि प्रकृतयः पौराणां श्रेणयोऽपि च ॥५५१॥

સ્વામી, અમાત્ય, રાજ્ય, કિલ્લો, ખજાનો, સેના, મિત્ર, અને પ્રજાનો સમુદાય એ આઠ રાજ્યના અંગ છે. ૫૫૧.

देव त्वं च स्वामी सर्वथा रक्षणीयः । यतः ।

મહારાજ! આપ સ્વામી છો, આપનું રક્ષણ તો સર્વથા કરવુંજ જોઇએ, કારણ—

**प्रकृतिः स्वामिनं त्यक्त्वा समृद्धापि न जीवति ।**
**अपि धन्वन्तरिर्वैद्यः किं करोति गतायुषि ॥ ५५२ ॥**

સમૃદ્ધિવાળી પ્રજા પણ, રાજાવિના જીવતી નથી; ધનવંત્રી વૈદ્ય મળે તોપણ આયુષ્યવિના શું કરે ? ૫૫૨.

**अपरं च ।** અને વળી,

**नरेशे जीवलोकोऽयं निमीलति निमीलति ।**
**उदेत्युदीयमाने च रवाविव सरोरुहम् ॥ ५५३ ॥**

જેમ સૂર્યોદય થતાં, કમલ પ્રફુલ્લિત થાય છે અને અસ્ત પામતાં બીડાઈ જાય છે તેમ નરાધિપ (રાજા) ના ઉદયથી પ્રજાનો ઉદય અને રાજાના નાશથી સર્વ પ્રજાનો નાશ થાય છે. ૫૫૩.

**अथ कुक्कुटेनागत्य राजहंसस्य शरीरे खरतरनखाघातः कृतः । तदा सत्वरमुपसृत्य सारसेन स्वदेहान्तरितो राजा जले क्षिप्तः । अथ कुक्कुटैर्नखप्रहारजर्जरीकृतेन सारसेन कुक्कुटसेना बहुशो हताः । पश्चात्सारसोऽपि चञ्चुप्रहारेण विभिद्य व्यापादितः । अथ चित्रवर्णो दुर्गं प्रविश्य दुर्गावस्थितं द्रव्यं ग्राहयित्वा बन्दिभिर्जयशब्दैरानन्दितः स्वस्कन्धावारं जगाम ॥**

તે પછી કૂકડાએ આવી રાજહંસના શરીરપર અત્યંત તીક્ષ્ણ નખોરીઆં દીધાં. તે વખતે ઝટ દઈને પાસે આવીને સારસે, પોતાના દેહથી રાજહંસનું શરીર ઢાંકીને તેને પાણીમાં મૂકી દીધો. તે પછી કૂકડાએ નખોરીઆંથી જર જર કરેલો, એવા સારસ પંખીએ કૂકડાની ઘણીખરી સેનાને મારી નાખી. પછી ચાંચના પ્રહારથી સારસને પણ કૂકડાએ ટૂકડા કરીને મારી નાખ્યો. પછી કિલ્લામાં પે-

સીને, કિલ્લામાંનું સર્વ દ્રવ્ય લેવરાવીને, બંદીજનો પાસે જયઘોષ કરાવી, આનંદ પામી, ચિત્રવર્ણ પોતાની સેનામાં આવી પહોંચ્યો.

अथ राजपुत्रैरुक्तम्—'तस्मिन्राजबले स पुण्यवान्सारस एव येन स्वदेहत्यागेन स्वामी रक्षितः उक्तं चैतत—

પછી રાજપુત્ર કહેછે—'તે રાજસેનામાં પુણ્યવાન્ તે સારસજ છે. કારણ જેણે પોતાના દેહનો ત્યાગ કરીને માલિકનું રક્ષણ કર્યું છે. કહ્યું છે કે,

जनयन्ति सुतान्गावः सर्वा एव गवाकृतीन् ।
विषाणोल्लिखितस्कन्धं काचिदेव गवां पतिम्' ॥५५४॥

સર્વજ ગાયો, ગાયના આકારના ઘણાંજ વાછડાં ઉત્પન્ન કરે છે, પરંતુ જેનાં સીંગડા ખાંધસૂધી પહોંચ્યાં હોય એવા બલદનાપતિ સાંઢીઆને તો કોઈક ગાયજ જન્મ આપે છે.' ૫૫૪.

विष्णुशर्मोवाच—'स तावद्विद्याधरीपरिजनः स्वर्गसुखमनुभवतु महासत्त्वः । तथा चोक्तम्—

વિષ્ણુશર્મા કહેછે—'તે મહાસત્ત્વ સાર વિદ્યાધરીઓ જેની દાસી છે એવા થઈને સ્વર્ગસુખ ભોગવો. તેમજ કહ્યું છે—

आहवेषु च ये शूराः स्वाम्यर्थे त्यक्तजीविताः ।
भर्तृभक्ताः कृतज्ञाश्च ते नराः स्वर्गगामिनः ॥ ५५५ ॥

યુદ્ધમાં જે શૂર અને પોતાના માલિક માટે જેણે પ્રાણ છોડ્યા છે, એવા ભર્તાના ભક્તો અને કૃતજ્ઞ તેજ સર્વ નરો સ્વર્ગ પામવા યોગ્ય છે. ૫૫૫.

**यत्र तत्र हतः शूरः शत्रुभिः परिवेष्टितः ।**
**अक्षयाँल्लभते लोकान्यदि क्लैब्यं न गच्छति ॥ ५५६ ॥**

જો (રણાંગણમાંથી) નાશીને પાછો ન આવે અને આમતેમ જ્યાં ત્યાં શત્રુથી ઘેરાયલો શૂર મરણ પામે તો તે અક્ષય લોકને પામે છે. ૫૫૬.

**अपरमप्येवमस्तु ।**

અને બીજું પણ એમ થાઓ.

**विग्रहः करितुरङ्गपत्तिभि-**
**र्नो कदापि भवतां महीभुजाम् ।**
**नीतिमन्त्रपवनैः समाहताः**
**संश्रयन्तु गिरिगह्वरं द्विषः ॥ ५५७ ॥**

આપના રાજ્યમાં હાથી, ઘોડા અને પાયદળ એઓમાં કદીપણ વિગ્રહ મ થાઓ. નીતિના મંત્રરૂપી પવનથી શત્રુ ઊડી જઇને પર્વતની ગુફાનો આશ્રય ધરો. ૫૫૭.

**इति हितोपदेशे विग्रहो नाम तृतीयः**
**कथासंग्रहः समाप्तः ।**

**એ રીતે હિતોપદેશનો વિગ્રહ નામનો ત્રીજો**
**કથા સંગ્રહ સમાપ્ત.**



# ॥ संधिः ॥

## સંધિ.

पुनः कथारम्भकाले राजपुत्रैरुक्तम्—'आर्य, विग्रहः श्रुतोऽस्माभिः । संधिरधुनाभिधीयताम् ।' विष्णुशर्मणोक्तम्—'श्रूयताम् । संधिमपि कथयामि यस्यायमाद्यः श्लोकः—

ફરીથી કથારંભને વખતે રાજપુત્ર કહેછે—'મહારાજ! અમે વિગ્રહ સાંભળ્યો. હવે અમને સંધિ સંભળાવો.' વિષ્ણુશર્મા કહેછે—'સાંભળો. સંધિ કહું છું. જેનો પહેલો શ્લોક આ છેઃ—

वृत्ते महति संग्रामे राज्ञोर्निहतसेनयोः ।
स्थेयाभ्यां गृध्रचक्राभ्यां वाचा संधिः कृतः क्षणात्'॥५५८॥

બેઉ રાજાની સેના નાશ પામી, એવો મોટો સંગ્રામ થતાં, બાકી રહેલા ગીધ અને ચક્રવાક એ બેઉ મંત્રીએ તત્ક્ષણ વાચા સંધિ કરી.' ૫૫૮.

राजपुत्रा ऊचुः—'कथमेतत् ।' विष्णुशर्मा कथयति—

રાજપુત્રો કહેછે—'એ કેમ?' વિષ્ણુશર્મા કહેછે.

ततस्तेन राजहंसेनोक्तम्—'केनास्मद्दुर्गे निक्षिप्तोऽग्निः । किं पारक्येण किंवास्मद्दुर्गवासिना केनापि विपक्षप्रयुक्तेन ।' चक्रो ब्रूते—'देव, भवतो निष्कारणबन्धुरसौ मेघवर्णः सपरिवारो न दृश्यते । तन्मन्ये तस्यैव विचेष्टितमिदम् ।' राजा क्षणं विचिन्त्याह—'अस्ति तावदेव मम दुर्दैवमेतत् । तथा चोक्तम्—

તે પછી તે રાજહંસ બોલ્યો, 'અમારા કિલ્લામાં અગ્નિ કોણે નાખ્યો? શત્રુએ નાખ્યો કિંવા

શત્રુએ મોકલેલો અને અમારા કિલ્લામાં આવી રહેલા એવા કોઇએ નાખ્યો ?' ચક્રવાક કહેછે—'મહારાજ ! આપનો નિષ્કારણ બંધુ મેઘવર્ણ, તે પોતાના પરિવાર સાથે અહીં દેખાતો નથી. માટે તેનુંજ આ કામ હોવું જોઇએ, એમ હું માનુંછું.' રાજા ક્ષણભર વિચાર કરીને કહેછે—'આ મારૂંજ કમનસીબ છે. તેમજ કહ્યું છે—

**अपराधः स दैवस्य न पुनर्मन्त्रिणामयम् ।**
**कार्यं सुचरितं क्वापि दैवयोगाद्विनश्यति' ॥ ५५९ ॥**

તે દૈવનોજ અપરાધ છે, પ્રધાનનો અપરાધ નથી. ઉત્તમ રીતે કરેલું કાર્ય પણ કોઈ વખત દૈવયોગથી નાશ પામે છે.' ૫૫૯.

**मन्त्री ब्रूते—'उक्तमेवैतत् ।**

મંત્રી કહેછે—'પૂર્વેજ કહેવાયલું છે, કે

**विषमां हि दशां प्राप्य दैवं गर्हयते नरः ।**
**आत्मनः कर्मदोषांश्च नैव जानात्यपण्डितः ॥ ५६० ॥**

મનુષ્ય દુર્દશાને પામીને દૈવની નિંદા કરે છે, મૂર્ખ પોતાના કર્મનો દોષ જાણતા નથી. ૫૬૦.

**अपरं च ।** અને વળી,

**सुहृदां हितकामानां यो वाक्यं नाभिनन्दति ।**
**स कूर्म इव दुर्बुद्धिः काष्ठाद्भ्रष्टो विनश्यति ॥ ५६१ ॥**

જે હિતકર મિત્રનું વચન સાંભળતો નથી, તે દુર્બુદ્ધિ કાચબાની પેઠે લાકડાથી ભ્રષ્ટ થઇને નાશ પામે છે. ૫૬૧.

**अन्यच्च ।** અને વળી,

**रक्षितव्यं सदा वाक्यं वाक्याद्भवति नाशनम् ।**
**हंसाभ्यां नीयमानस्य कूर्मस्य पतनं यथा' ॥ ५६२ ॥**

જુઓ, બે હંસે ઉપાડીને ચાલતાં, કાચબો જેમ બોલવાથી પડયો તેમ નિરંતર વચનનું રક્ષણ કરવું, વાકયનું રક્ષણ ન કરતાં નાશ પમાય છે.' ૫૬૨.

राजाह—'कथमेतत् ।' मन्त्री कथयति—

રાજા કહે છે—'એ કેમ?' મંત્રી કહેછે.

---

कथा २२ द्वाविंशी । हंसयोः कच्छपस्यच ॥

વાર્તા ૨૨ મી. હંસ તથા કાચબાની.

अस्ति मगधदेशे फुल्लोत्पलाभिधानं सरः । तत्र चिरं संकटविकटनामानौ हंसौ निवसतः । तयोर्मित्रं कम्बुग्रीवनामा कूर्मश्च प्रतिवसति । अथैकदा धीवरैरागत्य तत्रोक्तम्—'यदत्रास्माभिरद्योषित्वा प्रातर्मत्स्यकूर्मादयो व्यापादयितव्याः ।' तदाकर्ण्य कूर्मो हंसावाह—'सुहृदौ, श्रुतोऽयं धीवरालापः । अधुना किं मया कर्तव्यम् ।' हंसावाहतुः—'ज्ञायताम् । पुनस्तावत्प्रातर्यदुचितं तत्कर्तव्यम् ।' कूर्मो ब्रूते—'मैवम् । यतो दृष्टव्यतिकरोऽहमत्र । तथा चोक्तम्—

મગધ (વરાડ) દેશમાં ફૂલોત્પલ નામનું સરોવર છે. ત્યાં ઘણા દિવસ સૂધી સંકટ વિકટ નામના બે હંસો રહેતા હતા. તે બેનો મિત્ર કંબુગ્રીવ નામનો કાચબો રહેતો હતો. કેટલાક દિવસ ગયા પછી માછી લોકોએ એક દહાડે આવીને કહ્યું કે 'આજ આપણે અહીં રહીને સવારે મચ્છ કૂર્મ વગેરે મારી નાંખવા છે.' તે સાંભળીને કૂર્મ હંસોને કહે છે—'હે મિત્રો! તમે આ માછીનું કહેવું સાંભળ્યું કે? હવે મારે આ વખતે શું કરવું?' હંસો કહેછે,

'જાણ્યું. પ્રાતઃકાલે જે યોગ્ય હશે તે આપણે કરીશું.' કૂર્મ કહેછે—'એમ મા બોલો. કારણ, અહીં મેં પ્રસંગ જોએલા છે. તેમજ કહ્યું છે—

अनागतविधाता च प्रत्युत्पन्नमतिस्तथा ।
द्वावेतौ सुखमेधेते यद्भविष्यो विनश्यति' ॥ ५६३ ॥

૧ અનાગત વિધાતા એટલે સંકટ આવતા પહેલા તેના નિવારણનો વિચાર કરનારો. ૨ પ્રત્યુત્પન્નમતિ એટલે સમયાનુસાર અક્કલ દોડવી સંકટથ પાર પડનારો. એ બે સુખથી વધે છે. ૩ યદ્ભવિષ્ય એટલે જે થવાનું હશે તે થશે એમ કહેનારો નાશ પામે છે.' ૫૬૩.

तावाहतुः—'कथमेतत् ।' कूर्मः कथयति—
તે હંસ કહેછે—'એ કેમ?' કૂર્મ કહે છે.



कथा २३ त्रयोविंशी । त्रयाणां मत्स्यानाम् ॥

વાર્તા ૨૩ મી. ત્રણ માછલાંની.

पुरास्मिन्नेव सरस्येवंविधेषु धीवरेषूपस्थितेषु मत्स्यत्रयेणालोचितम्—'तत्रानागतविधाता नामैको मत्स्यः । तेनालोचितम्—'अहं तावज्जलाशयान्तरं गच्छामि' इत्युक्त्वा ह्रदान्तरं गतः । अपरेण प्रत्युत्पन्नमतिनाम्ना मत्स्येनाभिहितम्—'भविष्यदर्थे प्रमाणाभावात्कुत्र मया गन्तव्यम् । तदुत्पन्ने यथाकार्यं तदनुष्ठेयम् ।

પૂર્વે આ જ સરોવરમાં એવી રીતના માછી આવતાં ૩ માછલાએ વિચાર કર્યો. તેમાંથી અનાગત વિધાતા નામના મચ્છે વિચાર કર્યો, 'હું તો બીજા

તલાવમાં જાઉં છું.' એમ કહીને બીજા ડોહમાં ગયો. બીજો પ્રત્યુત્પન્નમતિ નામનો મચ્છ વિચાર કરી બોલ્યો, 'થવાની વાત વિષે નિશ્ચય ન હોવાથી, મારે ક્યાં જવું? માટે પ્રસંગ આવતાં જે યોગ્ય હશે તેમ કરીશ.'

ततो यद्भविष्येणोक्तम्—

તે પછી યદ્ભવિષ્ય બોલ્યો,

'यद्भावि न तद्भावि भावि चेन्न तदन्यथा ।
इति चिन्ताविषघ्नोऽयमगदः किं न पीयते' ॥ ५६४ ॥

'જે નહી બનવાનું તે બનશેજ નહિ, જે થવાનું તે ટળવાનું નથી. ચિંતારૂપી ઝેરને ઉતારનાર એવા નિશ્ચયરૂપ ઔષધ કેમ પીતા નથી?' ૫૬૪.

ततः प्रातर्जालेन बद्धः प्रत्युत्पन्नमतिर्मृतवदात्मानं संदर्श्य स्थितः। ततो जालादपसारितो यथाशक्त्युत्प्लुत्य गभीरं नीरं प्रविष्टः । यद्भविष्यश्च धीवरैः प्राप्तो व्यापादितः। अतोऽहं ब्रवीमि—'अनागतविधाता' इत्यादि ॥ तद्यथाहमन्यह्रदं प्राप्नोमि तथा क्रियताम् ।' हंसावाहतु:—'जलाशयान्तरे प्राप्ते तव कुशलम् । स्थले गच्छतस्ते को विधिः ।' कूर्म आह—'यथाहं भवद्भ्यां सहाकाशवर्त्मना यामि तथा विधीयताम् ।' हंसौ ब्रूतः—'कथमुपायः संभवति ।' कच्छपो वदति—'युवाभ्यां चञ्चुधृतं काष्ठखण्डमेकं मया मुखेनावलम्ब्य गन्तव्यम् । युवयोः पक्षबलेन मयापि सुखेन गन्तव्यम् ।' हंसौ ब्रूतः—'संभवत्येष उपायः । किंतु

પછી પ્રાતઃકાળે જાળમાં સપડાયલો પ્રત્યુત્પન્નમતિ મૂઆ જેવો પોતાને દેખાડતો પડી રહ્યો.

પછી જાળમાંથી યુક્તિથી નીકળીને પોતાની શક્તિ પ્રમાણે પાણીમાં કુદીને ઘણા ઉંડાણમાં ભરાઈ ગયો. અને યદ્‌ભવિષ્ય નામના માછલાને માછીએ પકડીને મારી નાખ્યો. માટે હું કહું છું કે—

દોહરો.

અગમબુદ્ધિ નર તથા, અવસર સૂચક હોય;
બેઉ સુખી પણ જીવને, દૈવભરોસી ખોય.

માટે જે રીતે હું બીજા હ્રદમાં જઈ પહોંચુ તેમ કરો.' હંસ બોલ્યા—'બીજું જળાશય મળ્યા પછી તારૂં ક્ષેમ છે, પરંતુ જમીનપર ચાલતાં તારૂં કેમ થશે?' કૂર્મ કહેછે—'જે રીતે હું તમારી સાથે આકાશ માર્ગે જઈ શકું તેમ તમે કરો.' હંસ કહે છે, 'કયો ઉપાય સંભવશે?' કાચબો કહેછે—'તમે બેઉએ પોતાની ચાંચથી પકડેલો લાકડાનો કટકો હું મારા મુખથી પકડીને રહીશ. જેથી તમારી પંખના બળથી હું પણ ચાલી જઈશ.' હંસ કહેછે—આ ઉપાય સંભવિત છે. પરંતુ

**उपायं चिन्तयन्प्राज्ञो ह्यपायमपि चिन्तयेत् ।**
**पश्यतो बकमूर्खस्य नकुलैर्भक्षिताः प्रजाः' ॥ ५६५ ॥**

પ્રાજ્ઞ પુરુષે ઉપાયનો વિચાર કરતાં, અપાયનો પણ વિચાર કરવો જોઇએ. જુઓ, મૂર્ખ બગલાનાં બચ્ચાં નોળીઆએ ખાધાં.' ૫૬૫.

**कूर्मः पृच्छति—'कथमेतत् ।' तौ कथयतः—**

કાચબો પૂછેછે—'તે કેમ?' તે બે હંસો કહેછે.



### कथा २४ चतुर्विंशी । नकुल बकयोः ॥

### વાર્તા ૨૪ મી. નોળીઆ અને બગલાની.

अस्त्युत्तरापथे गृध्रकूटनाम्नि पर्वते महान्पिप्पलवृक्षः । तत्रानेकबका निवसन्ति । तस्य वृक्षस्याधस्ताद्विवरे सर्पो बालापत्यानि खादति । अथ शोकार्तानां बकानां विलापं श्रुत्वा केनचिद्वृद्धकेनाभिहितम्—'एवं कुरुत । यूयं मत्स्यानुपादाय नकुलविवरादारभ्य सर्पविवरं यावत्पङ्क्तिक्रमेण विकिरत । ततस्तदाहारलुब्धैर्नकुलैरागत्य सर्पो द्रष्टव्यः स्वभावद्वेषाद्व्यापादयितव्यश्च ।' तथानुष्ठिते तद्वृत्तम् । ततस्तत्र वृक्षे नकुलैर्बकशावकरावः श्रुतः । पश्चात्तैर्वृक्षमारुह्य बकशावकाः खादिताः । अत आवां ब्रूवः—'उपायं चिन्तयन्' इत्यादि ॥ आवाभ्यां नीयमानं त्वामवलोक्य लोकैः किंचिद्वक्तव्यमेव । तदाकर्ण्य यदि त्वमुत्तरं दास्यसि तदा त्वन्मरणम् । तत्सर्वथात्रैव स्थीयताम् ।' कूर्मो वदति—'किमहमप्राज्ञः । नाहमुत्तरं दास्यामि । किमपि न वक्तव्यम् । तथानुष्ठिते तथाविधं कूर्ममालोक्य सर्वे गोरक्षकाः पश्चाद्धावन्ति वदन्ति च । कश्चिद्वदति—'यद्ययं कूर्मः पतति तदात्रैव पक्त्वा खादितव्यः ।' कश्चिद्वदति—'अत्रैव दग्ध्वा खादितव्योऽयम् । कश्चिद्वदति—'गृहं नीत्वा भक्षणीयः' इति । तद्वचनं श्रुत्वा स कूर्मः कोपाविष्टो विस्मृतपूर्वसंस्कारः प्राह—'युष्माभिर्भस्म भक्षितव्यम् ।' इति वदन्नेव पतितस्तैर्व्यापादितश्च । अतोऽहं ब्रवीमि—'सुहृदां हितकामानाम्' इत्यादि ॥ अथ प्रणिधिर्बकस्तत्रागत्योवाच—'देव, प्रागेव मया निगदितम् । दुर्गशोधनं हि प्रतिक्षणं कर्तव्यमिति । तच्च युष्माभिर्न कृतं तदनवधानस्य

**फलमनुभूतम् । दुर्गदाहो मेघवर्णेन वायसेन गृध्रप्रयुक्तेन कृतः ।' राजा निःश्वस्याह—**

ઉત્તર દિશામાં ગૃધ્રકોટ નામના પર્વતપર મોટું પીપલાનું ઝાડ છે. ત્યાં અનેક બગલા રહે છે. તે ઝાડની નીચે એક બખોળમાં સર્પ નાના બચ્ચાંને ખાય છે, માટે શોકપીડિત બગલાનો વિલાપ સાંભળીને કોઈએક બગલો બોલ્યો, 'અહો! એમ કરો. તમે મત્સ લઈને નોળીઆના દરથી આરંભીને સર્પની બખોળ સૂધી હારદોર મૂકી જાઓ. પછી તે ખાવાના લોભથી નોળીઓ ત્યાં આવી સર્પને જોશે, અને સ્વાભાવિક વૈરને લીધે તેને મારી નાખશે. તેમ કરતાં તેમજ થયું. પછી તે ઝાડપર નોળીઆએ બચ્ચાંનો ઘાંટો સાંભળ્યો. પછી તે નોળીઆએ ઝાડપર ચઢી બગલાનાં બચ્ચાં પણ ખાધાં, માટે હું કહું છું કે—

દોહરો.

ઉપાય સાથ અપાયનો, વિદ્વદ્ કરો વિચાર;
મતિવણ બકબચ્ચાં થયાં, સકલ નકુલ આહાર.

માટે અમે બેઉ તને લઈને જતાં જોઈને, લોકો કંઈપણ બોલશેજ. તે સાંભળીને, જો તું કંઈ જવાબ દેશે, તો તારૂં મોત થશે, માટે તેમ કરવું હોય તો તું અહીંજ રહે.' કાચબો કહે છે—'શું હું મૂર્ખ છું? હું ઉત્તર નહિ દઉં. કંઈ પણ નહિ બોલું.' પછી તેવી રીતે હંસો કાચબાને લઈ જતાં, તેવા કાચબાને જોઈને સર્વે ગોવાળીઆ પાછલ દોડીને બોલ્યા. કોઈ કહેછે, 'જો આ કાચબો નીચે પડે તો અહીંજ એને પકાવીને અમે ખાઈ જઈશું.' કોઈ કહેછે, 'અહીંજ એને સેકીને ખાઈ જાઉં.' કો-

ઈ કહેછે, 'ઘેર લઈ જઇને ખાઉં.' આ સર્વ વચન સાંભળી. તે કાચબાને ક્રોધ ચઢતાં, પહેલાની બધી વાત વીસરીને બોલ્યો કે, 'તમે ભસ્મ ખાઓ.' એમ બોલતાંજ નીચે પડયો અને તેણે માર્યો. માટે હું કહુંછું—

દોહરો.

હિતકર મિત્રતણું વચન, જે નહિ ધારે કાન;
તે લક્કડ તજ કૂર્મ વત, દુર્બુધ ખુવે જાન.

પછી બગલો દૂત ત્યાં આવીને કહેછે—'મહારાજ! પૂર્વેજ મેં કહ્યું હતું કે, પ્રતિપળ કિલ્લાનો શોધ કરતા રહેવું. તે આપે કર્યું નહિ. તે બેસાવધપણાનું ફળ આપે ભોગવ્યું. ગીધના કહેવાથી મેઘવર્ણ નામના કાગડાએ કિલ્લાને બાળી મૂકયો.' રાજા નિસાસો મૂકી કહેછે.

'प्रणयादुपकाराद्वा यो विश्वसिति शत्रुषु ।
स सुप्त इव वृक्षाग्रात्पतितः प्रतिबुध्यते' ॥ ५६६ ॥

'જેમ ઝાડની ટોંચપર સૂતેલો માણસ પડે ત્યારે જાગે છે, તેમ જે પ્રીતિથી અથવા ઉપકાર કરવાથી શત્રુપર વિશ્વાસ રાખેછે તેનું તેમજ થાય છે.' ૫૬૬

प्रणिधिरुवाच--'इतो दुर्गदाहं विधाय यदा गतो मेघवर्णस्तदा चित्रवर्णेन प्रसादितेनोक्तम्--'अयं मेघवर्णोऽत्र कर्पूरद्वीपराज्येऽभिषिच्यताम् । तथा चोक्तम्--

દૂત કહેછે--'અહીં કિલ્લાનો દાહ કરીને જયારે મેઘવર્ણ આવ્યો, ત્યારે ચિત્રવર્ણ પ્રસન્ન થઇને બોલ્યો, 'આ મેઘવર્ણનો આ કર્પૂરદ્વીપના રાજ્યપર અભિષેક કરો, તેમજ કહ્યું છે—

कृतकृत्यस्य भृत्यस्य कृतं नैव प्रणाशयेत् ।
फलेन मनसा वाचा दृष्ट्या चैनं प्रहर्षयेत्' ॥५६७॥

જે ચાકર કૃતકૃત્ય છે, તેનું કરેલું કામ કદી પણ વ્યર્થ જવા દેવું નહિ. ફળથી, મનથી, વાણીથી તથા નજરથી પણ તેને રાજી કરવો.' ૫૬૭.

चक्रवाको ब्रूते--'ततस्ततः ।' प्रणिधिरुवाच--'ततः प्रधानमन्त्रिणा गृध्रेणाभिहितम्--'देव, नेदमुचितम् । प्रसादान्तरं किमपि क्रियताम् । यतः ।

ચક્રવાક કહેછે--'પછી શું થયું?' દૂત કહેછે, 'પછી પ્રધાનમંત્રી ગીધે કહ્યું, 'મહારાજ! એ યોગ્ય નથી. એને બીજી કંઈ જાગીર આપો. કારણ-

अविचारयतो युक्तिकथनं तुषखण्डनम् ।
नीचेषूपकृतं राजन्वालुकास्विव मूत्रितम् ॥ ५६८ ॥

વિચાર કર્યાવિના યુક્તિ કહેવી એ છાલાને ખાંડવા જેવું છે, તેમ હે રાજા! નીચપર ઉપકાર કરવો એ રેતીમાં લેખ લખવા જેવું છે. ૫૬૮.

महतामास्पदे नीच कदापि न कर्तव्यः । तथा चोक्तम्--

મોટાના સ્થાનપર નીચની નેમણુંક કદી પણ કરવી નહિ. તેમજ કહ્યું છે--

नीचः श्लाघ्यपदं प्राप्य स्वामिनं हन्तुमिच्छति ।
मूषिको व्याघ्रतां प्राप्य मुनिं हन्तुं गतो यथा' ॥५६९॥

જેમ ઉંદર વાઘ બનીને મુનિને મારવા ગયો, તેમ નીચ માણસ શ્રેષ્ઠ પદને પામતાં સ્વામીને મારવાની ઈચ્છા કરેછે.' ૫૬૯.

चित्रवर्णः पृच्छति--'कथमेतत् ।' मन्त्री कथयति--

ચિત્રવર્ણ પૂછેછે--'તે કેમ?' મંત્રી કહેછે.

कथा पंचविंशी । मुनिमूषकयोः ॥

વાર્તા ૨૫ મી. મુનિ અને ઉંદરની.

अस्ति गौतमस्य महर्षेस्तपोवने महातपा नाम मुनिः । तत्र तेन मुनिना काकेन नीयमानो मूषिकशावको दृष्टः । ततः स्वभावदयात्मना तेन मुनिना नीवारकणैः संवर्धितः । ततो बिडालस्तं मूषिकं खादितुमुपधावति । तमवलोक्य मूषिकस्तस्य मुनेः क्रोडे प्रविवेश । ततो मुनिनोक्तम्--'मूषिक, त्वं मार्जारो भव ।' ततः स बिडालः कुक्कुरं दृष्ट्वा पलायते । ततो मुनिनोक्तम्--'कुक्कुराद्बिभेषि । त्वमेव कुक्कुरो भव ।' स च कुक्कुरो व्याघ्राद्बिभेति । ततस्तेन मुनिना कुक्कुरो व्याघ्रः कृतः । अथ तं व्याघ्रं मुनिर्मूषिकोऽयमिति पश्यति । अथ तं मुनिं दृष्ट्वा व्याघ्रं च सर्वे वदन्ति--'अनेन मुनिना मूषिको व्याघ्रतां नीतः ।' एतच्छ्रुत्वा स व्याघ्रोऽचिन्तयत्--'यावदनेन मुनिना स्थातव्यं तावदिदं मे स्वरूपाख्यानमकीर्तिकरं न पलायिष्यते' इत्यालोच्य मूषिकस्तं मुनिं हन्तुं गतः । ततो मुनिना तज्ज्ञात्वा 'पुनर्मूषिको भव' इत्युक्त्वा मूषिक एव कृतः अतोऽहं ब्रवीमि--'नीचः श्लाघ्यपदम्' इत्यादि ॥ अपरं च । सुकरमिदमिति न मन्तव्यम् । शृणु ।

મહર્ષિ ગૌતમના તપોવનમાં મહાતપ નામનો મુનિ છે. તે મુનિયે કાગડાએ આણેલું એક ઉંદરનું બચ્ચું જોયું. પછી સ્વાભાવિક દયાથી તે મુનિયે તેને અનાજના દાણા ખવરાવીને મોટું કર્યું. પછી એક બિલાડો તે ઉંદરને ખાવાને દોડી આવ્યો. તેને જોઈને તે ઉંદર મુનિના પેટમાં પેઠો. પછી મુનિ બોલ્યો, 'હે ઉંદર! તું બિલાડો થા.' તેમ થતાં, તે બિલાડો કુતરાને જોઇને નાસવા લાગ્યો. ત્યારે મુનિ બોલ્યો—'જો તું કુતરાથી બીહે છે, ત્યારે તું કુતરોજ થા.' તે કુતરો થઇને વાઘથી બીવા લાગ્યો. પછી તે મુનિયે તે કુતરાને વાઘ કર્યો. પછી તે વાઘને આ ઉંદર છે એમ તે મુનિ સમજતો હતો. પછી તે મુનિને અને વાઘને જોઇને સર્વ બોલતાં કે આ મુનિયે ઉંદરનેજ વાઘ કર્યો છે. તે સાંભળીને તે વાઘ વિચાર કરવા લાગ્યો. 'આ મારા સ્વરૂપના કથનથી મારી અપકીર્તિ થાય છે માટે જ્યાંસૂધી આ મુનિ (જીવે) છે ત્યાં સૂધી એ (અપકીર્તિ) ટળે તેમ નથી.' એમ વિચારી તે ઉંદર તે મુનિને મારવા ગયો. ત્યારે મુનિયે તે જાણી, પાછો ઉંદર થા, એમ કહી ઉંદરજ કર્યો. માટે હું કહું છું—

દોહરો.

નીચ ઊંચ પદ પામતાં, સ્વામી હણવા ચ્હાય;
વાઘ થતાં ઉંદર યથા, મુનિને હણવા જાય.

અને એ સુલભ છે, એમ પણ હું માનતો નથી. સાંભળ.

**भक्षयित्वा बहून्मत्स्यानुत्तमाधममध्यमान् ।**
**अतिलोभाद्बकः पश्चान्मृतः कर्कटकग्रहात्** ॥ ५७० ॥

ઉત્તમ, અધમ અને મધ્યમ એવા ઘણા માછલાં ખાઇને, પછી અતિ લોભથી ખેકડાના પંજામાં પકડાઇને બગલો મરણ પામ્યો.' ૫૭૦.

**चित्रवर्णः पृच्छति—'कथमेतत् ।' मन्त्री कथयति—**

ચિત્રવર્ણ પૂછેછે—'એ કેમ?' મંત્રી કહેછે.



**कथा २६ षड्विंशी । बककुलीरयोः ॥**

**વાર્તા ૨૬ મી. બગલા અને ખેકડાની.**

**अस्ति मालवदेशे पद्मगर्भनामधेयं सरः । तत्रैको वृद्धो बकः सामर्थ्यहीन उद्विग्नमिवात्मानं दर्शयित्वा स्थितः । स च केनाचित्कुलीरेण दृष्टः पृष्टश्च—'किमिति भवानत्राहारत्यागेन तिष्ठति ।' बकेनोक्तम्—"मत्स्या मम जीवनहेतवः । ते कैवर्तैरागत्य व्यापादयितव्या इति वार्ता नगरोपान्ते मया श्रुता । अतो वर्तनाभावादेवास्मन्मरणमुपस्थितमिति ज्ञात्वाहारेऽप्यनादरः कृतः ।' ततो मत्स्यैरालोचितम्—इह समये तावदुपकारक एवायं लक्ष्यते । तदयमेव यथाकर्तव्यं पृच्छयताम् । तथा चोक्तम्—**

માલવ (માલવા) દેશમાં પદ્મગર્ભ નામનું સરોવર છે. ત્યાં એક સામર્થહીન વૃદ્ધ બગલો, પોતાને પીડિત જેવો દેખડાવતો બેઠો હતો. તેને કોઇએક ખેકડાએ દીઠો અને પૂછ્યું, 'તમે ભોજનનો ત્યાગ કરીને આમ કેમ રહોછો?' બગલાએ કહ્યું, 'મારા જીવનનું કારણ મચ્છ છે, અને તે મચ્છ માછી આવીને મારવાનો છે, એમ મેં નગર પાસે સાંભળ્યું છે.

માટે મારૂં ભોજન નષ્ટ થશે, અને મરણ થશે એમ જાણીને મેં ખાવા વિષે અનાદર કર્યો છે.' તે સાંભળતાં સર્વે મચ્છોએ વિચાર કર્યો કે આવી વખતે આ આપણો ઉપકારક છે. ત્યારે કેમ કરવું તે એનેજ પૂછવું. તેમજ કહ્યું છે.

**उपकर्त्रारिणा संधिर्न मित्रेणापकारिणा ।**
**उपकारापकारो हि लक्ष्यं लक्षणमेतयोः' ॥ ५७१ ॥**

ઉપકાર કરનાર શત્રુ સાથે પણ સંધિ કરવી, પરંતુ અપકાર કરનાર મિત્ર સાથે ન કરવી. કારણ ઉપકાર અને અપકાર એજ બે મિત્ર અને શત્રુનાં લક્ષણ જાણવાં.' ૫૭૧.

**मत्स्या ऊचुः—'भो बक, कोऽत्र रक्षणोपायः ।' बको ब्रूते—'अस्ति रक्षणोपायो जलाशयान्तराश्रयणम् । तत्राहमेकैकशो युष्मान्नयामि ।' मत्स्या आहुः—'एवमस्तु ।' ततोऽसौ बकस्तान्मत्स्यानेकैकशो नीत्वा खादति । अनन्तरं कुलीरस्तमुवाच—'भो बक, मामपि तत्र नय ।' ततो बकोऽप्यपूर्वकुलीरमांसार्थी सादरं तं नीत्वा स्थले धृतवान् । कुलीरोऽपि मत्स्यकण्टकाकीर्णं तत्स्थलमालोक्याचिन्तयत्—'हा, हतोऽस्मि मन्दभाग्यः । भवतु । इदानीं समयोचितं व्यवहरिष्यामि' इत्यालोच्य कुलीरस्तस्य ग्रीवां चिच्छेद । स बकः पञ्चत्वं गतः । अतोऽहं ब्रवीमि—'भक्षयित्वा बहून्मत्स्यान्' इत्यादि ॥ ततश्चित्रवर्णोऽवदत्—'शृणु तावन्मन्त्रिन्, मयैतदालोचितमस्ति ।' अत्रावस्थितेन मेघवर्णेन राज्ञा यावन्ति वस्तूनि कर्पूरद्वीपस्योत्तमानि तावन्त्यस्माकमुपनेतव्यानि । तेनास्माभिर्महासुखेन विन्ध्याचले स्थातव्यम् ।' दूरदर्शी विहस्याह—'देव,**

માછલાં કહેછે—'અરે! બગલા! અહીં બચવાનો કયો ઉપાય છે?' બગલો કહે છે, 'બીજા જળાશયનો આશ્રય કરવો એ રક્ષણનો ઉપાય છે. ત્યાં હું તમો એકેકને ઉપાડી લઈ જઈશ.' મચ્છે કહ્યું, 'ઠીક છે. ભલે તેમ કરો.' તે પછી બગલો તેમાંથી એકેક મચ્છને લઈ જઇને ખાતો. પછી ખેકડાએ તેને કહ્યું, 'અરે! બગલા! મને પણ ત્યાં લઈ જા.' પછી બગલો, આ અપૂર્વ એટલે અગાઉ કદી ન ખાધેલું એવું ખેકડાનું માંસ ખાવાની ઈચ્છા કરીને, ખુશીથી તેને લઇને ચાલ્યો. ખેકડાએ પણ મચ્છના હાડકાંથી ભરેલી તે જગા જોઇને વિચાર કર્યો, 'અરેરે! હું મંદભાગી મૂઓ. હશે. આ વખતે જે યોગ્ય તે વર્તન હું કરીશ.' એમ વિચારી ખેકડાએ બગલાની ડોક મરડી નાખી. તેથી તે બગલો મરણ પામ્યો. માટે હું કહુંછું—

### દોહરો.

ઉત્તમ મધ્યમ ને અધમ, ઘણાં માછલાં ખાઈ;
અતિલોભે બગલો મુઓ, ખેકડથી સપડાઈ.

તે પછી ચિત્રવર્ણે કહ્યું,—'હે મંત્રી! મેં જે વિચાર કર્યો છે તે સાંભળ. અહીં મેઘવર્ણ હતો ત્યારે રાજાએ જેટલી જેટલી કર્પૂરદ્વીપની ઉત્તમ વસ્તુ આપણને મોકલી હોય, તેટલી તેટલી વસ્તુ સાથે એણે આપણી સાથે વિંધ્યાચલ પર રહેવું.' દૂરદર્શી મંત્રીએ હસીને કહ્યું, 'મહારાજ!

**अनागतवतीं चिन्तां कृत्वा यस्तु प्रहृष्यति ।**
**स तिरस्कारमाप्नोति भग्नभाण्डो द्विजो यथा' ॥१७२॥**

કદી ન થએલી અથવા ન થનારી એવી વાત

વિચારીને જે આનંદ પામે છે, તે જેનાં હાંડલાં ફૂટેલાં છે, એવા દ્વિજની પેઠે તિરસ્કાર પામેછે.' ૫૭૨.

राजाह—'कथमेतत् ।' मन्त्री कथयति—

રાજા કહેછે—'એ કેમ?' મંત્રી કહેછે—



कथा २७ सप्तविंशी ॥ भग्नभांड ब्राह्मणस्य ॥

વાર્તા ૨૭ મી. વાસણ ભાંગનાર બ્રાહ્મણની.

अस्ति देवीकोट्टनाम्नि नगरे देवशर्मा नाम ब्राह्मणः । तेन महाविषुवत्संक्रान्त्यां सक्तुपूर्णशराव एकः प्राप्तः । तमादायासौ कुम्भकारस्य भाण्डपूर्णमण्डपैकदेशे रौद्रेणाकुलितः सुप्तः ततः । सक्तुरक्षार्थं हस्ते दण्डमेकमादायाचिन्तयत्—'यद्यहं सक्तुशरावं विक्रीय दश कपर्दकान्प्राप्स्यामि तदात्रैव तैः कपर्दकैर्घटशरावादिकमुपक्रीयानेकधा वृद्धैस्तद्धनैः पुनः पुनः पूगवस्त्रादिकमुपक्रीय विक्रीय लक्षसंख्यानि धनानि कृत्वा विवाहचतुष्टयं करिष्यामि । अनन्तरं तासु सपत्नीषु रूपयौवनवती या तस्यामधिकानुरागं करिष्यामि । सपत्न्यो यदा द्वन्द्वं करिष्यन्ति तदा कोपाकुलोऽहं ता लगुडेन ताडयिष्यामि' इत्यभिधाय लगुडः क्षिप्तः । तेन सक्तुशरावश्चूर्णितो भाण्डानि च बहूनि भग्नानि । ततस्तेन शब्देनागतेन कुम्भकारेण तथाविधानि भाण्डान्यवलोक्य ब्राह्मणस्तिरस्कृतो मण्डपाद्बहिष्कृतश्च । अतोऽहं ब्रवीमि—'अनागतवतीं चिन्ताम्' इत्यादि ॥ ततो राजा रहसि गृध्रमुवाच—'तात, यथा कर्तव्यं तथोपदिश ।' गृध्रो ब्रूते—

દેવીકોટ નામના નગરમાં દેવશર્મા નામનો

બ્રાહ્મણ હતો. તેને મકરસંક્રાંતિમાં સાથવાની ભરેલી ઘણી હાંડલીઓ મળી. તે લઇને તે કુંભારને ઘેર જ્યાં ઘણી માટલીઓ ભરેલી હતી તેના ખૂણામાં, તાવથી ગભરાઇને સૂઈ ગયો. પછી સાથવાનું રક્ષણ કરવા માટે હાથમાં દંડુકો લઇને વિચાર કરવા લાગ્યો કે જો હું આ સાથવાની માટલી વેચી નાખીશ તો ૧૦ કપર્દક (કોડીઓ) મળશે. પછી અહીંજ તે કપર્દકથી ઘણી હાંડલી, બટેરાં વગેરે વેચાતાં લઇને, અનેક રીતે વધારીશ. અને બહુ પૈસા એકઠા કરીશ. તે પૈસાથી ફરી ફરી સોપારી, વસ્ત્ર વગેરે વેચાતાં લઈ, તે વેચી લાખો રૂપીઆ મેળવીશ. પછી હું ચાર બૈરી પરણીશ. તે ચાર સ્ત્રીમાં જે અત્યંત રૂપાળી તરૂણી હશે તેના પર હું પ્રેમ બાંધીશ. તે વખતે બાકીની સ્ત્રીઓ પરસ્પર લડાઈ કરશે. તે વખતે હું ચીડાઇને આ દંડુકાથીજ તેને મારીશ, એમ બોલીને દંડુકો ઉરાડયો. તેથી સાથવાથી ભરેલી તે માટલીઓ ફૂટીને ચૂરો થયો. તેનો અવાજ સાંભળીને કુંભાર જાગી ઉઠયો, અને ફૂટેલી હાંડલીઓ જોઇને તે બ્રાહ્મણને તિરસ્કાર કરી, પોતાના મંડપમાંથી બહાર કાઢયો. માટે હું કહુ છું કે—

દોહરો.

મનોરથો અનુચિત કરી, મનમાં જે મલકાય;
ભજનભાંડ ભૂદેવ વત, તે ધિક્કાર પમાય.

પછી રાજા એકાંતમાં ગીધને પૂછવા લાગ્યો, 'તાત! જે કર્તવ્ય હોય તે મને કહે.' ગીધ કહેછે.

**'मदोद्धतस्य नृपतेः संकीर्णस्येव दन्तिनः ।**
**गच्छन्त्युन्मार्गयातस्य नेतारः खलु वाच्यताम् ॥५७३॥**

'મદોન્મત્ત અને વગર નાહેલા હાથી પેઠે, મદોન્મત્ત રાજા ખરાબ રસ્તે જતાં, તેનાપર જે નેતા નિયામક (માહુવત તેમજ રાજગુરુ) હોય છે તે નિંદાનું પાત્ર બને છે. ૫૭૩.

**शृणु देव, किमस्माभिर्बलदर्पाद्दुर्गं भग्नम् । न । किंतु तव प्रतापाधिष्ठितेनोपायेन ।' राजाह—'भवतामुपायेन ।' गृध्रो ब्रूते—'यद्यस्मद्वचनं क्रियते तदा स्वदेशे गम्यताम् । अन्यथा वर्षाकाले प्राप्ते पुनर्विग्रहे सत्यस्माकं परभूमिष्ठानां स्वदेशगमनमपि दुर्लभं भविष्यति । सुखशोभार्थं संधाय गम्यताम् । दुर्गं भग्नं कीर्तिश्च लब्धैव । मम संमतं तावदेतम् । यतः ।**

મહારાજ! સાંભળો. અમે શું બળના ગર્વથી કિલ્લો ભાગ્યો છે કે? નાં. ત્યારે આપના પ્રતાપથી મને જે ઉપાય સૂજ્યો, તે ઉપાયથી ભાંગ્યો છે.' રાજા કહેછે—'તમારા ઉપાયથી તમે કર્યો.' ગીધ કહે છે, 'જો મારૂં કહેવું આપે સાંભળવું હોય તો, આપણા દેશમાં ચાલ્યા જવું. નહિ તો ફરી વર્ષાદ આવતાં, ફરી લડાઈ શરૂ થતાં, પરદેશમાં રહેનારા જે આપણે તેને સ્વદેશમાં જવું પણ દુર્લભ થઈ પડશે. માટે આપણું માન કાયમ રાખવા માટે સુખથી સંધિ કરીને ચાલ્યા જવું. કિલ્લો તોડયો, અને કીર્તિ પણ મળી. મને તો એ સંમત છે. કારણ—

**यो हि धर्मं पुरस्कृत्य हित्वा भर्तुः प्रियाप्रिये ।**
**अप्रियाण्याह तथ्यानि तेन राजा सहायवान् ॥५७४॥**

જે માલિકનું ગમતું કે અણગમતું ન જોતાં, માત્ર ધર્મને વળગીને અપ્રિય પણ હિતકારક સત્ય કહેછે, એવાનીજ ખરી મદદ રાજાને હોય છે. ૫૭૪.

**अन्यच्च ।** અને વળી;

**सुहृद्बलं तथा राज्यमात्मानं कीर्तिमेव च ।**
**युधि संदेहदोलास्थं कोहि कुर्यादबालिशः ॥ ५७५ ॥**

મિત્રનું બલ, રાજ્ય, પોતે અને કીર્તિ એ ચારે વાતો યુદ્ધમાં ડોલાયમાન છે. માટે કોણ મૂર્ખ યુદ્ધ કરે છે? ૫૭૫.

**अपरं च ।** અને વળી;

**संधिमिच्छेत्समेनापि संदिग्धो विजयो युधि ।**
**सुन्दोपसुन्दावन्योन्यं नष्टौ तुल्यबलौ न किम्' ॥५७६॥**

સમાવડીઆ સાથે પણ સંધિ કરવી; કારણ યુદ્ધમાં વિજય સંશયાત્મક હોય છે. જુઓ. સુંદ અને ઉપસુંદ સમાન બળવાળા હતા, તોપણ તેઓ મૂઆ કે નહિ?' ૫૭૬.

**राजोवाच—'कथमेतत् ।' मन्त्री कथयति—**
રાજા કહેછે—'એ કેમ?' મંત્રી કહેછે.



**कथा २८ अष्टाविंशी । सुंदोपसुंदयोः ॥**

**વાર્તા ૨૮ મી. સુન્દ અને ઉપસુન્દની.**

**पुरा दैत्यौ महोदारौ सुन्दोपसुन्दनामानौ महता क्लेशेन त्रैलोक्यकामनया चिराच्चन्द्रशेखरमाराधितवन्तौ । ततस्तयोर्भगवान्परितुष्टः 'वरं वरयतम्' इत्युवाच । अनन्तरं तयोः समाधिष्ठितया सरस्वत्या तावन्यद्वक्तुकामावन्यदभिहितवन्तौ । यद्यावयोर्भगवान्परितुष्टस्तदा स्वप्रियां पार्वतीं परमेश्वरो ददातु । अथ भगवता क्रुद्धेन वरदानस्यावश्यकतया विचारमूढयोः पार्वती प्रदत्ता । ततस्तस्या रूपलावण्यलुब्धाभ्यां जं-**

**गच्छातिभ्यां मनसोत्सुकाभ्यां पापतिमिराभ्यां समेत्यन्योन्यकलहाभ्यां प्रमाणपुरुषः कश्चित्पृच्छ्यतामिति मतौ कृतायां स एव भट्टारको वृद्धद्विजरूपः समागत्य तत्रोपस्थितः । अनन्तरम् 'आवाभ्यामियं स्वबललब्धा, कस्येयमावयोर्भवति' इति ब्राह्मणमपृच्छताम् । ब्राह्मणो ब्रूते—**

પૂર્વે મોટા ઉદાર સુંદ અને ઉપસુંદ નામના બે દૈત્યો હતા. તેમણે ત્રૈલોક મેળવવાની ઇચ્છાથી મોટા ક્લેશથી ઘણા કાળ સૂધી શિવનું આરાધન કર્યું. પછી તે બેઉપર શિવજીએ પ્રસન્ન થઈ વર માંગવા કહ્યું. તે બેઉની સમાધિમાં રહેલી સરસ્વતીએ, અંદર રહીને, બોલવાનું હતું એક અને બોલાવ્યું બીજું. 'જો ભગવાન્ અમારાપર પ્રસન્ન થયા હો તો આપની પ્રિયા પાર્વતી અમને આપો.' પછી ભગવાન્ શિવજી ક્રોધાયમાન્ થઈ વર દેવો આવશ્યક છે, પરંતુ આ વિચારમાં મૂઢ છે, એમ જાણીને તેને પાર્વતી આપી. પછી તેના રૂપ લાવણ્યથી લોભાઇને જગતનો સંહાર કરનાર તે બેઉ, મનથી ઉત્સુક થએલા, પાપરૂપ અંધકારથી ઘેરાઈને, 'આ મારે જોઇએ, આ મારે જોઇએ,' એમ પરસ્પર કલહ કરવા લાગ્યા. હવે આપણે કોઈ તિરાહિત પ્રમાણિક પુરુષને જઈ પૂછીએ. પછી તે કહે તે પ્રમાણ. એમ નિશ્ચય કર્યો. એટલામાં વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લીધેલ એક ભટ્ટારક ત્યાં આવી ચઢયો. પછી બેઉએ 'અમારા બળથી આ મળેલી છે. ત્યારે એ કોની છે?' એમ બ્રાહ્મણને પૂછ્યું. બ્રાહ્મણે કહ્યું,

**'वर्णश्रेष्ठो द्विजः पूज्यः क्षत्रियो बलवानपि ।**
**धनधान्याधिको वैश्यः शूद्रस्तु द्विजसेवया ॥७७॥**

'બ્રાહ્મણ વર્ણથી શ્રેષ્ઠ માટે પૂજ્ય, અને ક્ષત્રીય બલવાન હોય તે પૂજ્ય, વૈશ્ય ધનધાન્યથી અધિક તે પૂજ્ય, અને શૂદ્ર દ્વિજની સેવાથી પૂજ્ય. ૫૭૭.

तद्युवां क्षत्रधर्मानुगौ । युद्ध एव युवयोर्नियमः।' इत्यभिहिते सति 'साधूक्तमनेन' इति कृत्वान्योन्यतुल्यवीर्यौ समकालमन्योन्यघातेन विनाशमुपगतौ अतोऽहं ब्रवीमि—'संधिमिच्छेत्समेनापि' इत्यादि ॥ राजाह—'प्रागेव किं नोक्तं भवद्भिः।' मन्त्री ब्रूते—'मद्वचनं किमवसानपर्यन्तं श्रुतं भवद्भिः।' तदापि मम संमत्या नायं विग्रहारम्भः । साधुगुणयुक्तोऽयं हिरण्यगर्भो न विग्राह्यः । तथा चोक्तम्—

માટે તમે બેઉ ક્ષાત્ર ધર્મવાળા છો. માટે તમારા બેનો યુદ્ધથીજ નિશ્ચય કહેવાય.' એમ કહેતાં બેઉએ કહ્યું, 'એ વાત યોગ્ય છે.' એમ કહી તે સમાન બળવાળાઓએ એકે સમયે પરસ્પર પ્રહાર કર્યો અને નાશ પામ્યા. માટે હું કહું છું—

દોહરો.

ચડે સંધિસમ યુદ્ધમાં, વિજય તણો સંદેહ;<br>
સુન્દોપસુન્દ તુલ્ય પણ, લડતાં છોડી દેહ.

રાજા કહેછે—'તમે મને પૂર્વે કેમ ન કહ્યું?' મંત્રી કહેછે—'મારૂં કહેવું તમે છેવટ સૂધી સાંભળ્યું કે? તે વખતે પણ મારી સંમતિથી લડાઇનો આરંભ થયો નથી, કારણ આ હિરણ્યગર્ભ સાધુગુણથી યુક્ત છે, આ લડાઇને યોગ્ય નથી. તેમજ કહ્યું છે—

सत्यार्यो धार्मिकोऽनार्यो भ्रातृसंघातवान्बली ।<br>
अनेकयुद्धविजयी संधेयाः सप्त कीर्तिताः ॥ ५७८ ॥

સત્ય બોલનાર, આર્ય, ધાર્મિક, અનાર્ય, જેને ભાઈનો સમુદાય છે એવો, બલવાન, અનેક યુદ્ધમાં વિજય મેળવનાર, એ સાત સંધિ કરવા યોગ્ય છે. ૫૭૮.

**सत्योऽनुपालयेत्सत्यं संधितो नैति विक्रियाम् ।**
**प्राणबाधेऽपि सुव्यक्तमार्यो नायात्यनार्यताम् ॥५७९॥**

સત્ય બોલનાર સત્યજ પાળે છે. સંધિ કીધા પછી તે વિકૃત થતો નથી. જે આર્ય હોય છે તે સ્પષ્ટ રીતે પ્રાણ જવાનો પ્રસંગ આવે તોપણ અનાર્ય (અપવિત્ર) કામ કરતો નથી. ૫૭૯.

**धार्मिकस्याभियुक्तस्य सर्व एव हि युध्यते ।**
**प्रजानुरागाद्धर्माच्च दुःखोच्छेद्यो हि धार्मिकः ॥५८०॥**

જે ધાર્મિક તે કુલીન હોવાથી, તે સર્વ રીતે યોગ્ય હોય છે. કારણ તે ધર્મથી વર્તે છે, માટે પ્રજાની પ્રીતિ મેળવે છે, સબબ તેનો ઉચ્છેદ કરવો દુઃખથી પણ મુશ્કેલ છે. ૫૮૦.

**संधिः कार्योऽप्यनार्येण विनाशे समुपस्थिते ।**
**विना तस्याश्रयेणार्यः कुर्यान्न कालयापनम् ॥ ५८१ ॥**

વિનાશકાલ આવતાં અનાર્ય સાથે પણ સંધિ કરવી, કારણ તેનો આશ્રય લીધા વિના, આર્યથી સુદ્ધા સુખથી વખત કઢાતો નથી. ૫૮૧.

**संहतत्वाद्यथा वेणुर्निबिडैः कण्टकैर्वृतः ।**
**न शक्यते समुच्छेत्तुं भ्रातृसंघातवांस्तथा ॥ ५८२ ॥**

જેમ વાંસ ઘણા કાંટાથી વીટલાયલો હોવાથી, અને ગાંઠોવાળો હોવાથી, તોડવો અશક્ય છે, તેમ જેને ભાઈઓનો સમૂહ છે તેને તોડવો અશક્ય છે (માટે તેની સાથે સંધિ કરવી.) ૫૮૨.

**बलिना सह योद्धव्यमिति नास्ति निदर्शनम् ।**
**प्रतिवातं नहि घनः कदाचिदुपसर्पति ॥ ५८३ ॥**

બલવાન્ સાથે યુદ્ધ કરવાનું નીતિમાં કહ્યું નથી, કારણ મેઘ વાયુની સામે કદી પણ જઈ શકતો નથી. ૫૮૩.

**जमदग्नेः सुतस्येव सर्वः सर्वत्र सर्वदा ।**
**अनेकयुद्धजयिनः प्रतापादेव भुज्यते ॥ ५८४ ॥**

જમદગ્નિ પુત્ર પર્શુરામની પેઠે નિરંતર સર્વ ઠેકાણે અનેક યુદ્ધમાં વિજય પામનાર હોય, તે પોતાના પરાક્રમથીજ ભોગવે છે. ૫૮૪.

**अनेकयुद्धविजयी संधानं यस्य गच्छति ।**
**तत्प्रतापेन तस्याशु वशमायान्ति शत्रवः ॥ ५८५ ॥**

જેની સાથે, અનેક યુદ્ધ વિજયીનું સંધાન થયું છે તેના પ્રતાપથીજ તે રાજાના સંપૂર્ણ શત્રુ તાબે થાય છે. ૫૮૫.

**तत्र तावद्बहुभिर्गुणैरुपेतः संधेयोऽयं राजा ।' चक्रवाकोऽवदत्—'प्रणिधे, सर्वत्रावगच्छ । सर्वमवगतम् । गत्वा पुनरागमिष्यसि ।' राजा चक्रवाकं पृष्टवान्—'मन्त्रिन्, असंधेयाः कति । ताञ्श्रोतुमिच्छामि ।' मन्त्री ब्रूते—'देव, कथयामि । शृणु ।**

ત્યારે ત્યાં હવે ઘણા ગુણથી યુક્ત આ રાજા સંધિ કરવા યોગ્ય છે.' ચક્રવાક કહેછે—' હે દૂત ! સર્વ ઠેકાણે ફર. સર્વ જોઈ આવ્યો, કે જઇને ફરી આવશે.' રાજા ચક્રવાકને પૂછેછે, 'હે મંત્રી ! સંધાન ન કરવા યોગ્ય કોણ તે કહે. મને સાંભળવાની ઇચ્છા છે.' મંત્રી કહેછે, 'મહારાજ ! કહું છું. સાંભળો.

बालो वृद्धो दीर्घरोगी तथा ज्ञातिबहिष्कृतः ।
भीरुको भीरुजनको लुब्धो लुब्धजनस्तथा ॥ ५८६ ॥
विरक्तप्रकृतिश्चैव विषयेष्वतिसक्तिमान् ।
अनेकचित्तमन्त्रस्तु देवब्राह्मणनिन्दकः ॥ ५८७ ॥
दैवोपहतकश्चैव तथा दैवपरायणः ।
दुर्भिक्षव्यसनोपेतो बलव्यसनसंकुलः ॥ ५८८ ॥
अदेशस्थो बहुरिपुर्युक्तः कालेन यश्च न ।
सत्यधर्मव्यपेतश्च विंशति पुरुषा अमी ॥ ५८९ ॥
एतैः संधिं न कुर्वीत विगृह्णीयात्तु केवलम् ।
एते विगृह्यमाणा हि क्षिप्रं यान्ति रिपोर्वशम् ॥५९०॥

૧ બાલક, ૨ વૃદ્ધ, ૩ દીર્ઘરોગી, ૪ ન્યાતબહાર થએલો, ૫ બીકણ, ૬ જેની પાસેના ચાકરો બીકણ હોય છે એવો, ૭ લોભી, તથા ૮ જેની પાસે લોભી ચાકર હોય છે તે, (૫૮૬). ૯ જેનાપર પ્રજા નાખુશ હોય તે, ૧૦ વિષય સુખમાં અતિ આસક્ત, ૧૧ અનેક મનુષ્યોની સલાહ પ્રમાણે ચાલનાર, ૧૨ દેવ બ્રાહ્મણની નિંદા કરનાર, (૫૮૭). ૧૩ કમનસીબ, તથા ૧૪ દૈવપરજ વિશ્વાસ રાખનાર, ૧૫ દુકાળ અને વ્યસનથી ઘેરાયલો, ૧૬ જેની સેનામાં ફાટફૂટ હોય તે, (૫૮૮). ૧૭ પોતાના દેશમાં ન રહેનાર, ૧૮ જેને શત્રુ ઘણા હોય તે, ૧૯ જે વખત વિચારી કામ ન કરે તેવો, ૨૦ સત્ય અને ધર્મથી છૂટેલો, એવા ૨૦ જણો છે. (૫૮૯). એની સાથે કદી પણ સલાહ કરવી નહિ. તેમની સાથે તો યુદ્ધજ કરવું. યુદ્ધ કરતાં તે જલદી વશ થાય છે. ૫૯૦.

बालस्याल्पप्रभावत्वान्न लोको योद्धुमिच्छति ।
युद्धायुद्धफलं यस्माज्ज्ञातुं शक्तो न बालिशः ॥५९१॥

નાનો બાલક અલ્પ સામર્થવાળો હોવાથી, તેની સાથે લોક યુદ્ધની ઈચ્છા કરતા નથી. અને યુદ્ધ કરવું અને યુદ્ધ ન કરવું એના ફળનો વિચાર બાલક (અજ્ઞાન) ને હોતો નથી. ૫૯૧.

उत्साहशक्तिहीनत्वाद्वृद्धो दीर्घामयस्तथा ।
स्वैरेव परिभूयेते द्वावप्येतावसंशयम् ॥ ५९२ ॥

ઘરડા તથા દીર્ઘરોગીમાં ઉત્સાહ તથા શક્તિ ન હોવાથી, તેના પોતાના માણસોથીજ તે નક્કી પરાજય પામેલો હોય છે. અર્થાત્ શત્રુથી તેનો પરાજય થાય એમાં શું નવાઈ? ૫૯૨.

सुखोच्छेद्यो हि भवति सर्वज्ञातिबहिष्कृतः ।
त एवैनं विनिघ्नन्ति ज्ञातयस्त्वात्मसात्कृताः ॥ ५९३ ॥

આખી ન્યાતે બહાર કાઢેલા, મનુષ્યનો પરાજય સહેલથી થાય છે, કારણ તેની ન્યાતનાજ આપણને અનુકૂળ થઈ તેનો પરાજય કરેછે. ૫૯૩.

भीरुर्युद्धपरित्यागात्स्वयमेव प्रणश्यति ।
तथैव भीरुपुरुषः संग्रामे तैर्विमुच्यते ॥ ५९४ ॥

જે બીકણ છે, તે યુદ્ધનો પરિત્યાગ કરવાથી, પોતેજ નાશ પામે છે, તેમજ જેના માણસો બીકણ છે, તે માણસો તેને યુદ્ધમાંથી મૂકીને નાસી જાય છે. ૫૯૪.

लुब्धस्यासंविभागित्वान्न युद्ध्यन्तेऽनुयायिनः ।
लुब्धानुजीविकैरेष दानभिन्नैर्निहन्यते ॥ ५९५ ॥

જે લોભી છે તે કોઇને પૈસા આપતો નથી, માટે તેની વતી તેના ચાકરો લડતા નથી. અને જેના ચાકર લોભી હોય છે, તેઓ બીજા તરફથી લાંચ લઈ એને મારે છે. ૫૯૫.

संत्यज्यते प्रकृतिभिर्विरक्तप्रकृतिर्युधि ।
सुखाभियोज्यो भवति विषयेष्वतिसक्तिमान् ॥५९६॥

જેની પ્રજા વિરક્ત હોય તેની પ્રજાજ તેને યુદ્ધમાં છોડે છે. જે વિષયમાં આસકત છે તે, સુખથી જીતી શકાય છે. ૫૯૬.

अनेकचित्तमन्त्रस्तु भेद्यो भवति मन्त्रिणा ।
अनवस्थितचित्तत्वात्कार्यतः स उपेक्ष्यते ॥ ५९७ ॥

ઘણાની વાતો જે સાંભળે છે તેને, પ્રધાન મારફત ફોડી શકાય છે. કારણ જેના ચિત્તનું ઠેકાણું નથી તેના કાર્યથી સહજ ભ્રષ્ટ થાય છે. ૫૯૭.

सदा धर्मबलीयस्त्वाद्देवब्राह्मणनिन्दकः ।
विशीर्यते स्वयं ह्येष दैवोपहतकस्तथा ॥ ५९८ ॥

દરેક કામમાં ધર્મનું બલ હોવાથી, જે દેવ બ્રાહ્મણની નિંદા કરનાર અને દૈવહત હોય તે પોતેજ નાશ પામેછે. ૫૯૮.

संपत्तेश्च विपत्तेश्च दैवमेव हि कारणम् ।
इति दैवपरो ध्यायन्नात्मानमपि चेष्टते ॥ ५९९ ॥

સંપત્તિ અને વિપત્તિનું કારણ દૈવજ છે, એમ દૈવનુંજ ધ્યાન કરનારો તે કંઈ વ્યાપાર ધંધો કરતો નથી. (માટે તે સંધિમાં નિરૂપયોગી છે.) ૫૯૯.

दुर्भिक्षव्यसनी चैव स्वयमेव विषीदति ।
बलव्यसनयुक्तस्य योद्धुं शक्तिर्न जायते ॥ ६०० ॥

દરિદ્રી છતાં વ્યસની એ, પોતેજ હમેશા દુઃખી હોય છે, જેની સેનામાં ફાટફૂટ હોય તેને યુદ્ધ કરવાની શકિત હોતી નથી. ૬૦૦.

अदेशस्थो हि रिपुणा स्वल्पकेनापि हन्यते ।
ग्राहोऽल्पीयानपि जले गजेन्द्रमपि कर्षति ॥ ६०१ ॥

જે પરદેશમાં રહેલો માણસ હોય તે થોડા-શત્રુથી હણાય છે. કારણ ઝુડ ઘણો નાનો છતાં, પાણીમાં હાથીને પણ તાણી શકે છે. ૬૦૧.

बहुशत्रुस्तु संत्रस्तः श्येनमध्ये कपोतवत् ।
येनैव गच्छति पथा तेनैवाशु विपद्यते ॥ ६०२ ॥

જેમ સેન પક્ષીઓ પાસે કપોત હોય, તો તેને તે જે રસ્તે જાય તે રસ્તે મારે છે તેમ જેને ઘણા શત્રુ છે તે, ત્રાસ પામીને, ચારેકોરથી માર ખાય છે. ૬૦૨.

अकालसैन्ययुक्तस्तु हन्यते कालयोधिना ।
कौशिकेन हतज्योतिर्निशीथ इव वायसः ॥ ६०३ ॥

જેમ ઘૂવડ રાત્રે આવીને રતાંધળા કાગડાને મારે છે તેમ, જે વખત વિચારીને કામ કરનાર નથી, જેને વખતનો વિચાર હોતો નથી તે કાગડાની પેઠે હણાય છે. ૬૦૩.

सत्यधर्मव्यपेतेन संदध्यान्न कदाचन ।
स संधितोऽप्यसाधुत्वादचिरात्याति विक्रियाम् ॥६०४॥

જે સત્યધર્મ માનતો નથી, તેની સાથે કદી પણ સંધિ ન કરવી, કારણ તેની સાથે સંધિ કરતાં, તે અસાધુ હોવાથી તેને ફરી જતાં વાર લાગતી નથી. ૬૦૪.

अपरमपि कथयामि । संधिविग्रहयानासनसंश्रयद्वैधीभावाः षाड्गुण्यम् । कर्मणामारम्भोपायः पुरुषद्रव्यसंपद्देशकालविभागो विनिपातप्रतीकारः कार्यसिद्धिश्च पञ्चाङ्गो मन्त्रः । सामदानभेददण्डाश्चत्वार उपायाः । उत्साहशक्तिर्मन्त्रशक्तिः प्रभुशक्तिश्चेति शक्तित्रयम् । एतत्सर्वमालोच्य नित्यं विजिगीषवो भवन्ति महान्तः ।

વળી પણ હું આપને કહુંછું કે—સંધિ, વિગ્રહ, યાન, આસન, સંશ્રય, દ્વૈધિભાવ, એ છ ગુણો છે. અને કર્મના આરંભનો ઉપાય, પુરુષ અને દ્રવ્ય સંપતિ, દેશકાલનો વિભાગ, શત્રુનો હુમલો અટકાવવાનો ઉપાય, અને કાર્યસિદ્ધિ એ પાંચ અંગવાળો મંત્ર હોય છે. સામ, દાન, ભેદ અને દંડ એ ચાર ઉપાય છે. ઉત્સાહશક્તિ, મંત્રશક્તિ અને પ્રભુશક્તિ (લશ્કરાદિ સાધન સામર્થ) એ ત્રણ શકિત હોય છે. એ સર્વનો વિચાર કરી જે વિજયની ઈચ્છાવાળા છે તે હમેશા મોટાઈ પામે છે.

या हि प्राणपरित्यागमूल्येनापि न लभ्यते ।
सा श्रीर्नीतिविदां पश्य चञ्चलापि प्रधावति ॥६०५॥

જે લક્ષ્મી પ્રાણપરિત્યાગરૂપી કીમતથી પણ મળતી નથી, તે ચંચલ લક્ષ્મી પણ, નીતિ જાણનાર લોકોની આગળ દોડતી આવેછે. જુઓ. ૬૦૫.

तथा चोक्तम्— તેમજ કહ્યું છે.

वित्तं यदा यस्य समं विभक्तं
गूढश्चरः संनिभृतश्च मन्त्रः ।
न चाप्रियं प्राणिषु यो ब्रवीति
स सागरान्तां पृथिवीं प्रशास्ति ॥ ६०६ ॥

જેનું દ્રવ્ય હુમેશા સરખી રીતે વહેંચાયલું છે, અને જેના દૂતો છુપી રીતે ફરે છે, અને જેનો મંત્ર ઘણોજ ગુપ્ત રહેછે, એ કદી પ્રાણીમાત્ર સાથે અપ્રિય ભાષણ કરતો નથી, તે સમુદ્રથી વિંટલાયલી આખી પૃથ્વીપર રાજ કરેછે. ૬૦૬.

**किंतु यद्यपि महामन्त्रिणा गृध्रेण संधानमुपन्यस्तं तथापि तेन राज्ञा संप्रति भूतजयदर्पान्न मन्तव्यम् । देव, तदेवं क्रियताम् । सिंहलद्वीपस्य महाबलो नाम सारसो राजास्मन्मित्रं जम्बुद्वीपे कोपं जनयतु । यतः ।**

જોકે મહામંત્રી ગીધે સંધિ કરવાનું ચલાવ્યું છે તોપણ તે રાજાને હમણા જય મળ્યો છે, માટે તે ગર્વથી કબૂલ નહિ કરે. માંટે મહારાજ! એમ કરવું. સિંહલદ્વીપનો મહાબલ નામનો રાજસારસ આપણો મિત્ર છે. તે જંબુદ્વીપપર જઇને ચઢાઈ કરે. કારણ—

**सुगुप्तिमाधाय सुसंहतेन**
**बलेन वीरो विचरन्नरातिम् ।**
**संतापयेद्येन समं सुतप्त-**
**स्तप्तेन संधानमुपैति तप्तः' ॥ ६०७ ॥**

ઘણું મોટું સંપીલું સૈન્ય લઇને છૂપી રીતે, શત્રુપર ચઢી જઈ તેને ઘણો સંતાપ ઉપજાવવો. કારણ તપેલા (લોહ) સાથે તપેલું (લોહ) સહજ મળી જાય છે.' ૬૦૭.

**राज्ञा 'एवमस्तु' इति निगद्य विचित्रनामा बकः सुगुप्तलेखं दत्त्वा सिंहलद्वीपं प्रहितः ।**

રાજા કહેછે—'ઠીક.' એમ કહીને વિચિત્ર નામના બગલાને ગુપ્ત લેખ આપી સિંહલદ્વીપમાં મોકલ્યો.

अथ प्रणिधिरागत्योवाच—'देव, श्रूयतां तत्रत्यप्रस्तावः । एवं तत्र गृध्रेणोक्तम्—'देव, यन्मेघवर्णस्तत्र चिरमुषितः स वेत्ति किं संधेयगुणयुक्तो हिरण्यगर्भो न वा' इति । ततोऽसौ राज्ञा समाहूय पृष्टः—'वायस, कीदृशोऽसौ हिरण्यगर्भः । चक्रवाको मन्त्री वा कीदृशः ।' वायस उवाच—'देव, हिरण्यगर्भो राजा युधिष्ठिरसमो महाशयः । चक्रवाकसमो मन्त्री न क्वाप्यवलोक्यते ।' राजाह—'यद्येवं तदा कथमसौ त्वया वञ्चितः ।' विहस्य मेघवर्णः प्राह—'देव,

પછી દૂત આવીને કહેવા લાગ્યો, 'મહારાજ! ત્યાંનો વૃત્તાંત સાંભળો. ત્યાં ગીધ એમ કહેછે કે, 'મહારાજ! મેઘવર્ણ ત્યાં ઘણા દિવસ રહ્યો હતો, માટે હિરણ્યગર્ભ સંધિ કરવા યોગ્ય છે કે નહિ તે તે જાણતો હોવો જોઇએ.' પછી રાજાએ મેઘવર્ણને બોલાવી પૂછ્યું, 'અરે! મેઘવર્ણ! હિરણ્યગર્ભ કેવો છે, અને ચક્રવાક મંત્રી કેવો છે?' કાગડો કહે છે, 'હિરણ્યગર્ભ ધર્મરાજા (યુધિષ્ઠિર) જેવો મહાશય છે. અને ચક્રવાક જેવો મંત્રી કોઈ ઠેકાણે શોધ્યો મળે તેમ નથી.' રાજા કહેછે—'એમ છે ત્યારે તેં તે મને કેમ ફસાવ્યા.' મેઘવર્ણ હસીને બોલ્યો, 'મહારાજ!

विश्वासप्रतिपन्नानां वञ्चने का विदग्धता ।
अङ्कमारुह्य सुप्तं हि हत्वा किं नाम पौरुषम् ॥१०८॥

જે વિશ્વાસે રહ્યા હોય, તેને ફસાવવામાં શી ચાતુરી છે? કારણ ખોળાપર ચઢીને સૂતેલા માણસને મારવામાં શું પરાક્રમ છે? ૧૦૮.

शृणु देव, तेन मन्त्रिणाहं प्रथमदर्शन एव ज्ञातः । किंतु महाशयोऽसौ राजा । तेन मया विप्रलब्धः । तथा चोक्तम्—

મહારાજ સાંભળો. તે પ્રધાને મને પ્રથમ દર્શનમાંજ ઓળખી કહાડયો, પરંતુ એ રાજા મહાશય છે, માટે હું તેને ફસાવી શકયો. તેમજ કહ્યું છે—

आत्मौपम्येन यो वेत्ति दुर्जनं सत्यवादिनम् ।
स तथा वञ्च्यते धूर्तैर्ब्राह्मणश्छागतो यथा' ॥१०९॥

જેમ ધૂર્તે બ્રાહ્મણને બકરાના સંબંધમાં ફસાવ્યો, તેમ જે દુર્જનને પણ પોતાને જેવો સત્યવકતા સમજે છે, તે દુર્જનથી ફસાય છે. ૧૦૯.

राजोवाच—'कथमेतत् ।' मेघवर्णं कथयति—

રાજા કહેછે—'તે કેમ?' મેઘવર્ણ કહેછે.

---

## कथा २९. एकोनत्रिंशी । प्रस्तुयज्ञ नामक ब्राह्मणस्य त्रयाणां धूर्तानांच ॥

## વાર્તા ૨૯ મી. પ્રસ્તુયજ્ઞ નામના બ્રાહ્મણ અને ત્રણ ધૂતારાની.

अस्ति गौतमस्यारण्ये प्रस्तुतयज्ञः कश्चिद्ब्राह्मणः । स च यज्ञार्थं ग्रामान्तराच्छागमुपक्रीय स्कन्धे नीत्वा गच्छन्धूर्तत्रयेणावलोकितः । ततस्ते धूर्ता यद्येष च्छागः केनाप्युपायेन लभ्यते तदा मतिप्रकर्षो भवतीति समालोच्य वृक्षत्रयतले क्रोशान्तरेण तस्य ब्राह्मणस्यागमनं प्रतीक्ष्य पथि स्थिताः । तत्रैकेन धूर्तेन गच्छन्स

ब्राह्मणोऽभिहितः—'भो ब्राह्मण, किमिति कुक्कुरः स्कन्धेनोह्यते ।' विप्रेणोक्तम्—'नायं श्वा किंतु यज्ञच्छागः ।' अथानन्तरास्थितेनान्येन धूर्तेन तथैवोक्तम् । तदाकर्ण्य ब्राह्मणश्छागं भूमौ निधाय मुहुर्निरीक्ष्य पुनः स्कन्धे कृत्वा दोलायमानमतिश्चलितः । यतः ।

ગૌતમ મુનિના અરણ્યમાં યજ્ઞનો આરંભ કરનાર એક બ્રાહ્મણ હતો. તે બ્રાહ્મણ યજ્ઞ માટે બીજે ગામથી એક બકરો વેચાતો લાવી, ખાંધપર મૂકી જતો હતો. તે ત્રણ ધૂર્તોએ દીઠો. પછી તે ધૂર્તોએ જો આ બકરો કોઈ યુક્તિથી મળે, તો આપણી બુદ્ધિની કુશલતા સિદ્ધ થશે. એવો વિચાર કરીને, એકેક ગાઉને અંતરે ત્રણે જણા ત્રણ ઝાડની નીચે જઈને બેઠા. અને તે બ્રાહ્મણની વાટ જોવા લાગ્યા. તેમાંથી એક ધૂર્ત બ્રાહ્મણને જતો જોઇને બોલ્યો, 'હે બ્રાહ્મણ! આપ આ કૂતરાને કેમ ખાંધે ઉપાડીને લઈ જાઓછો?' બ્રાહ્મણે કહ્યું—'એ કૂતરો નથી પણ યજ્ઞ માટે આણેલો બકરો છે.' આગળ ચાલતાં બીજા ધૂર્તે પણ તેમજ પૂછ્યું. તે સાંભળીને બ્રાહ્મણે બકરાને ભોંયપર મૂકી થોડો વિચાર કરી, પાછો ખાંધપર મૂકી મનમાં સંકલ્પવિકલ્પ કરતો ચાલવા લાગ્યો. કારણ—

मतिर्दोलायते सत्यं सतामपि खलोक्तिभिः ।
ताभिर्विश्वासितश्चासौ म्रियते चित्रकर्णवत्' ॥६१०॥

જેમ ખળના વચનથી વિશ્વાસે રહેલો ચિત્રકર્ણ મરેછે, તેમ સત્પુરુષની બુદ્ધિ પણ ખળના ભાષણથી ડોલાયમાન થાય છે. ૬૧૦.

राजाह—'कथमेतत् ।' स कथयति—
રાજા કહેછે—'એ કેમ?' તે કહેછે.



## कथा ३० त्रिंशी । मदोत्कट सिंहस्य तदनुचराणामुष्ट्रस्यच ॥

## વાર્તા ૩૦ મી. મદોત્કટ સિંહ અને તેના ઊંટ નોકરની.

अस्ति कस्मिंश्चिद्वनोद्देशे मदोत्कटो नाम सिंहः । तस्य सेवकास्त्रयः काको व्याघ्रो जम्बुकश्च । अथ तैर्भ्रमद्भिः । कश्चिदुष्ट्रो दृष्टः पृष्टश्च—'कुतो भवानागतः सार्थाद्भ्रष्टः ।' स चात्मवृत्तान्तमकथयत् । ततस्तैर्नीत्वा सिंहेऽसौ समर्पितः । तेनाभयवाचं दत्त्वा चित्रकर्ण इति नाम कृत्वा स्थापितः । अथ कदाचित्सिंहस्य शरीरवैकल्याद्भूरिवृष्टिकारणाच्चाहारमलभमानास्ते व्यग्रा बभूवुः । ततस्तैरालोचितम्—'चित्रकर्णमेव यथा स्वामी व्यापादयति तथानुष्ठीयताम् । किमनेन कण्टकभुजा ।' व्याघ्र उवाच—'स्वामिनाभयवाचं दत्त्वानुगृहीतस्तत्कथमेवं संभवति ।' काको ब्रूते—'इह समये परिक्षीणः स्वामी पापमपि करिष्यति । यतः ।

કોઈ એક વન પ્રદેશમાં મદોત્કટ નામનો સિંહ છે, તેના કાગડો, વાઘ અને શિયાળ એવા ત્રણ સેવક હતા. તે ત્રણે ફરતાં ફરતાં તેમણે એક ઊંટ જોયો. અને પૂછ્યું, 'તું ક્યાંથી આવ્યો?' તેણે પોતાનો સર્વ વૃત્તાંત કહ્યો. તે પછી ત્રણે જણા તે ઊંટને સિંહ પાસે લઈ ગયા. તે સિંહે પણ તેને અ-

ભય વચન આપ્યું. અને ચિત્રકર્ણ નામ પાડી પાસે રાખ્યો. તેની આગળ કોઇએક દહાડે સિંહ માંદો પડતાં તથા ઘણો વર્ષાદ વર્ષતાં, તે ત્રણેને ખાવા ન મળતાં, તેઓ ગભરાયાં. તે ત્રણેએ વિચાર કર્યો. સ્વામી જે રીતે ચિત્રકર્ણનેજ મારે એવી કંઈ યુક્તિ કરો. આ કાંટા ખાનારનું આપણે શું કામ છે?' વાઘ કહેછે—'સ્વામીએ અભય વચન આપી, તેનો અનુગ્રહ કર્યો છે. ત્યારે એ કેમ સંભવે?' કાગડો કહેછે—'આ વખતે સ્વામી ક્ષીણ થયો છે. માટે પાપ પણ કરશે. કારણ—

त्यजेत्क्षुधार्ता महिला स्वपुत्रं
खादेत्क्षुधार्ता भुजगी स्वमण्डम् ।
बुभुक्षितः किं न करोति पापं
क्षीणा नरा निष्करुणा भवन्ति ॥ ६११ ॥

ભૂખથી પીડાતી માતા પોતાના પુત્રને તજે છે, ભૂખી સાપણ પોતાનાં ઇંડાં ખાય છે, ભૂખ્યો માણસ કયું પાપ કરતો નથી? કારણ ક્ષીણ મનુષ્ય નિર્દય બને છે. ૬૧૧.

अन्यच्च । અને વળી,

मत्तः प्रमत्तश्चोन्मत्तः श्रान्तः क्रुद्धो बुभुक्षितः ।
लुब्धो भीरुस्त्वरायुक्तः कामुकश्च न धर्मवित् ॥६१२॥

મત્ત,[1] પ્રમત્ત,[2] ઉન્મત્ત,[3] શ્રાંત,[4] ક્રોધી, ભૂખ્યો, લોભી, બીકણ, ઉતાવળીઓ અને કામી એટલા ધર્મને જાણતા નથી. ૬૧૨.

इति संचिन्त्य सर्वे सिंहान्तिकं जग्मुः । सिंहेनोक्तम्—'आहारार्थं किंचित्प्राप्तम् ।' तैरुक्तम्—'यत्ना-

૧ ગર્વિષ્ઠ. ૨ બેસાવધ. ૩ નિશાવાળો. ૪ થાકેલો.

द्यपि न प्राप्तं किंचित् ।' सिंहेनोक्तम्—'कोऽधुना जीवनोपायः ।' काको वदति—'देव, स्वाधीनाहारपरित्यागात्सर्वनाशोऽयमुपस्थितः ।' सिंहेनोक्तम्—'अत्राहारः कः स्वाधीनः ।' काकः कर्णे कथयति—'चित्रकर्णः' इति । सिंहो भूमिं स्पृष्ट्वा कर्णौ स्पृशति । अभयवाचं दत्त्वा धृतोऽयमस्माभिः । तत्कथमेवं संभवति । तथा च ।

એવો વિચાર કરી સર્વે સિંહ પાસે ગયા. સિંહે કહ્યું, 'કંઈ ખાવાનું મળ્યું કે?' તેમણે કહ્યું, 'યત્ન કર્યા છતાં, કંઈ મળ્યું નથી.' સિંહે કહ્યું, 'હવે જીવન માટે શો ઉપાય કરવો?' કાગડો કહેછે, 'મહારાજ! આપણા હાથમાં આહાર છતાં, તેનો ત્યાગ કરવાથી આ સર્વનો નાશ પ્રાપ્ત થયો છે.' સિંહ કહેછે—'સ્વાધીન આહાર શું છે?' કાગડો કાનમાં કહેછે, 'ચિત્રકર્ણ એ.' સિંહ (ભોંયનો સ્પર્શ કરીને કાને હાથ અડકાડીને) 'જેને અભય વચન આપી આપણે પાસે રાખ્યો છે, તેને વિષે એ કેમ સંભવે? તેમજ વળી,

न भूप्रदानं न सुवर्णदानं
न गोप्रदानं न तथान्नदानम् ।
यथा वदन्तीह महाप्रदानं
सर्वेषु दानेष्वभयप्रदानम् ॥ ६१३ ॥

જેવું સર્વદાનમાં અભયદાન એ મહાપ્રદાન કહ્યું છે, તેવું ભૂમિદાન નથી, સુવર્ણદાન નથી, ગોપ્રદાન નથી, અને અન્નદાન પણ નથી. ૬૧૩.

अन्यच्च । અને વળી,

सर्वकामसमृद्धस्य अश्वमेधस्य यत्फलम् ।
तत्फलं लभते सम्यग्रक्षिते शरणागते' ॥ ६१४ ॥

સર્વ ઇચ્છા પૂર્ણ કરનાર જે અશ્વમેધ યજ્ઞ, તેનું જે ફળ છે, તે ફળ શરણાગતનું રક્ષણ કરવાથી મળે છે. ૬૧૪.

काको ब्रूते—'नासौ स्वामिना व्यापादयितव्यः । किंत्वस्माभिरेव तथा कर्तव्यं यथासौ स्वदेहदानमङ्गीकरोति ।' सिंहस्तच्छ्रुत्वा तूष्णीं स्थितः । ततोऽसौ लब्धावकाशः कूटं कृत्वा सर्वानादाय सिंहान्तिकं गतः । अथ काकेनोक्तम्—'देव, यत्नादप्याहारो न प्राप्तः । अनेकोपवासखिन्नः स्वामी । तदिदानीं मदीयमांसमुपभुज्यताम् । यतः ।

કાગડો કહેછે—'સ્વામીએ એને ન મારવો, પરંતુ અમેજ એવી યુક્તિ કરીએ, કે જેથી એ પોતે આવીને પોતાના દેહનું દાન આપને કરે.' સિંહ તે સાંભળી ચૂપ રહ્યો. પછી એ કાગડો વખત વિચારી કપટ રચી, સર્વને સાથે લઈ સિંહ પાસે ગયો. પછી કાગડો બોલ્યો—'મહારાજ ! યત્નથી પણ આહાર મળ્યો નથી. સ્વામી આપ તો અનેક ઉપવાસ કરીને ખિન્ન થયા છો, ત્યારે હવે મારૂં માંસ ખાઓ. કારણ—

स्वामिमूला भवन्त्येव सर्वाः प्रकृतयः खलु ।
समूलेष्वपि वृक्षेषु प्रयत्नः सफलो नृणाम्' ॥६१५॥

સર્વ પ્રજાનું ખરેખર સ્વામી એ મૂળ છે, મૂળવાળા ઝાડ પર મનુષ્યે કરેલો પ્રયત્ન સફળ થાય છે. ૬૧૫.

सिंहेनोक्तम्—'वरं प्राणपरित्यागः । न पुनरीदृशि कर्मणि प्रवृत्तिः ।' जम्बुकेनापि तथोक्तम् । ततः सिंहेनोक्तम्—'मैवम् ।' अथ व्याघ्रेणोक्तम्—'मद्देहेन जीवतु स्वामी ।' सिंहेनोक्तम्—'न कदाचिदेवमुचितम् ।' अथ चित्रकर्णोऽपि जातविश्वासस्तथैवात्मदानमाह । ततस्तद्वचनात्तेन व्याघ्रेणासौ कुक्षिं विदार्य व्यापादितः सर्वैर्भक्षितः । अतोऽहं ब्रवीमि—'मतिर्दोलायते सत्यम्' इत्यादि ॥ ततस्तृतीयधूर्तवचनं श्रुत्वा स्वमतिभ्रमं निश्चित्य छागं त्यक्त्वा ब्राह्मणः स्नात्वा गृहं ययौ । स छागस्तैर्धूर्तैर्नीत्वा भक्षितः । अतोऽहं ब्रवीमि—'आत्मौपम्येन यो वेत्ति' इत्यादि ॥ राजाह—'मेघवर्ण, कथं शत्रुमध्ये त्वया चिरमुषितम् । कथं वा तेषामनुनयः कृतः ।' मेघवर्ण उवाच—'देव, स्वामिकार्यार्थिना स्वप्रयोजनवशाद्वा किं न क्रियते । पश्य ।

સિંહ કહેછે—'પ્રાણ જવો સારો, પરંતુ આવા કામમાં પ્રવર્ત થવું સારૂં નથી.' શિયાળે પણ તેમજ કહ્યું. સિંહે કહ્યું, 'એમ મા બોલ.' પછી વાઘે કહ્યું, 'મારા દેહથી સ્વામીએ પોતાનો જીવ બચાવવો.' સિંહે કહ્યું, 'એ કદી પણ યોગ્ય નહિ થાય.' પછી વિશ્વાસ પામેલો ચિત્રકર્ણ પણ તે પ્રમાણેજ પોતાનો દેહ આપવા તૈયાર થયો. તેનું બોલવું થતાંજ તે વાઘે તેનું પેટ ચીરીને તેને માર્યો, અને સર્વેએ તેને ખાધો. માટે હું કહુંછું—

દોહરો.

ખલ વચને સંતોતણી, મતિ અતિ ઝોલા ખાય;
ચિત્રકર્ણ પેઠે મરે, જો વિશ્વાસ રખાય.

આગળ જતાં ત્રીજા ધૂર્તનું વચન સાંભળી, મારી મતિને ભ્રમ થયો છે, એવો નિશ્ચય કરી, તે બકરાને છોડી દઈ, બ્રાહ્મણ સ્નાન કરી ઘેર આવ્યો. તે બકરો તે ધૂર્તોએ લઈ જઈને ખાધો. માટે હું કહું છું—(જુઓ શ્લોક ૬૧૩).

રાજા કહેછે—'હે મેઘવર્ણ (કાગડા)! તું શત્રુને ઘેર ઘણો વખત શી રીતે રહ્યો?' તેની પ્રીતિ કેમ મેળવી?' મેઘવર્ણ કહેછે—'મહારાજ! સ્વામીનું કાર્ય થવા અથવા પોતાની મતલબ સાધવાની ઈચ્છાથી (લોકો) શું નથી કરતા? જુઓ,

**लोको वहति किं राजन्न मूर्ध्ना दग्धुमिन्धनम् ।**
**क्षालयन्नपि वृक्षांघ्रिं नदीवेला निकृन्तति ॥ ६१६ ॥**

હે રાજા! મનુષ્ય બાળવાને માટે લાકડા માથાપર ઉપાડીને લઈ નથી જતાં કે? નદીનો આવેલો મોજો વૃક્ષના પગ પખાળે છે, અને પછી તેનું નિકંદન કરે છે. ૬૧૬.

**तथा चोक्तम्**— તેમજ કહ્યું છે—

**स्कन्धेनापि वहेच्छत्रून्कार्यमासाद्य बुद्धिमान् ।**
**यथा वृद्धेन सर्पेण मण्डूका विनिपातिताः' ॥ ६१७ ॥**

જે રીતે વૃદ્ધ સાપે, દેડકાને (માથે ઉપાડીને) છેવટે માર્યો તેમ બુદ્ધિમાન્ પુરુષે પોતાનું કામ હોય ત્યાંસુધી શત્રુને ખાંધપર ઉપાડવો.' ૬૧૭.

**राजाह—'कथमेतत् ।' मेघवर्णः कथयति—**

રાજા કહેછે—'એ કેમ?' મેઘવર્ણ કહેછે.



**कथा ३१ एकत्रिंशी । मंदविष सर्पस्य मंडुकानांच ॥**

**વાર્તા ૩૧ મી. મંદવિષ સર્પ અને દેડકાની.**

अस्ति जीर्णोद्याने मन्दविषो नाम सर्पः । सोऽतिजीर्णतयाहारमप्यन्वेष्टुमक्षमः सरस्तीरे पतित्वा स्थितः । ततो दूरादेव केनचिन्मण्डूकेन दृष्टः । पृष्टश्च—'किमिति त्वमाहारं नान्विष्यसि ।' सर्पोऽवदत्—'गच्छ भद्र, मम मन्दभाग्यस्य प्रश्नेन किम् ।' ततः संजातकौतुकः स च भेकः 'सर्वथा कथ्यताम्' इत्याह । सर्पोऽप्याह—'भद्र, ब्रह्मपुरवासिनः श्रोत्रियस्य कौण्डिन्यस्य पुत्रो विंशतिवर्षीयः सर्वगुणसंपन्नो दुर्दैवान्मम नृशंसस्वभावाद्दष्टः । तं पुत्रं सुशीलनामानं मृतमालोक्य मूर्छितः कौण्डिन्यः पृथिव्यां लुलोठ । अनन्तरं ब्रह्मपुरवासिनः सर्वे बान्धवास्तत्रागत्योपविष्टाः । तथा चोक्तम्—

એક જુના બાગમાં મંદવિષ નામનો એક સર્પ હતો. તે ઘણો ઘરડો થવાથી, પોતાનો આહાર મેળવવામાં અસમર્થ થઇને, સરોવરના કાંઠાપર પડી રહ્યો. પછી કોઇએક દેડકાએ તેને દૂરથી દીઠો. અને પૂછ્યું, 'તું તારો આહાર કેમ મેળવતો નથી?' સર્પ કહેછે—'ભાઈ તું તારે રસ્તે જા. હું મંદભાગી છું, મને પૂછવાથી શો ઉપયોગ?' આથી કૌતુક પામેલા તે દેડકાએ કહ્યું, 'તું ખરેખર કારણ કહે.' સર્પ કહેછે—'ભદ્ર! બ્રહ્મપુરમાં રહેનાર કૌંડિન્ય નામના શ્રોત્રીયના સર્વગુણ સંપન્ન ૨૦ વર્ષના એક છોકરાને મારા દુર્દૈવથી અને દુષ્ટ સ્વભાવથી હું કરડયો. તેવા તે સુશિલ પુત્રને મરેલો જોઇને, કૌંડિન્ય મૂર્છા પામી ભોંયપર આળોટવા લાગ્યો, પછી

બ્રહ્મપુરમાં રહેનાર તેના સગાવહાલા સર્વ બ્રાહ્મણો ત્યાં આવી બેઠા. તેમજ કહ્યું છે—

**उत्सवे व्यसने युद्धे दुर्भिक्षे राष्ट्रविप्लवे ।**
**राजद्वारे श्मशाने च यस्तिष्ठति स बान्धवः' ॥६१८॥**

ઉત્સવ, વ્યસન, યુદ્ધ, દુકાળ, રાજ્યક્રાંતિ, રાજંદ્વાર અને સ્મશાન એમાં જે પાસે ઉભો રહે છે, તેને બાંધવ જાણવો. ૬૧૮.

**तत्र कपिलो नाम स्नातकोऽवदत्—'अरे कौण्डिन्य, मूढोऽसि । तेनैव विलपसि । शृणु ।**

તેમાં કપિલ નામનો એક સ્નાતક (યજ્ઞ કરીને અવભૃથ સ્નાનથી નાહેલો) હતો તે બોલ્યો, 'અરે ! કૌંડિન્ય તું મૂર્ખ છે, માટે આવો વિલાપ કરે છે. સાંભળ.

**क्रोडीकरोति प्रथमं यथा जातमनित्यता ।**
**धात्रीव जननी पश्चात्तथा शोकस्य कः क्रमः ॥६१९॥**

જેમ જન્મેલા મનુષ્યને પ્રથમ અનિત્યતા આલિંગન આપે છે, પછી ધાવની પેઠે માતા આલિંગન દે છે, ત્યારે ત્યાં શોકનો શો ક્રમ?' ૬૧૯.

**क्व गताः पृथिवीपालाः ससैन्यबलवाहनाः ।**
**वियोगसाक्षिणी येषां भूमिरद्यापि तिष्ठति ॥ ६२० ॥**

સૈન્ય, બળ, વાહન એથી યુક્ત મોટા મોટા રાજા ક્યાં ગયાં? જેના વિયોગની સાક્ષી પૂરનાર પૃથ્વી અદ્યાપિ ઊભી છે. ૬૨૦.

**अपरं च ।** અને વળી,

**कायः संनिहितापायः संपदः पदमापदाम् ।**
**समागमाः सापगमाः सर्वमुत्पादि भंगुरम् ॥ ६२१ ॥**

શરીર એ હમેશા નાશવંત છે, સંપત્તિ એ આપત્તિનું સ્થાન છે, સમાગમ એ વિયોગસહિત છે, સર્વ જગત્ નાશવંત ઉત્પન્ન કર્યું છે. ૬૨૧.

प्रतिक्षणमयं कायः क्षीयमाणो न लक्ष्यते ।
आमकुम्भ इवाम्भःस्थो विशीर्णः सन्विभाव्यते ॥६२२॥

જેમ પાણીમાં રાખેલો કાચો ઘડો ધીમે ધીમે ઝરીને છેવટે હણાય છે તેમ પળે પળે ક્ષીણ થતો આ દેહ, લક્ષમાં ઉતરતો નથી. ૬૨૨.

आसन्नतरतामेति मृत्युर्जन्तोर्दिने दिने ।
आघातं नीयमानस्य वध्यस्येव पदे पदे ॥ ६२३ ॥

જેમ ફાંસીપર લઈ જનારનું આયુષ્ય પગલે પગલે મોતની પાસે જાય છે, તેમ મોત દિનપ્રતિદિન માણસની નજીક આવતું જાયછે. ૬૨૩.

अनित्यं यौवनं रूपं जीवितं द्रव्यसंचयः ।
ऐश्वर्यं प्रियसंवासो मुह्येत्तत्र न पण्डितः ॥ ६२४ ॥

જુવાની, રૂપ, જીવિત, દ્રવ્યસંચય, ઐશ્વર્ય, પ્રિય સહવાસ, આ સર્વ અનિત્ય છે. તેમાં પંડિતોએ મોહ પામવો નહિ. ૬૨૪.

यथा काष्ठं च काष्ठं च समेयातां महोदधौ ।
समेत्य च व्यपेयातां तद्वद्भूतसमागमः ॥ ६२५ ॥

જેમ સમુદ્રમાં એક લાકડું બીજા લાકડાને મળે છે અને થોડા વખતમાં છૂટું પડે છે, તેમ આ ભૂત (પ્રાણી તથા પંચમહાભૂત) નો (ભવસાગરમાં) સમાગમ છે. ૬૨૫.

यथा हि पथिकः कश्चिच्छायामाश्रित्य तिष्ठति ।
विश्रम्य च पुनर्गच्छेत्तद्वद्भूतसमागमः ॥ ६२६ ॥

જેમ મુસાફર કોઇએક છાયાને આધારે બેસે છે, વિશ્રાંતિ લઈ આગલ ચાલવા માંડે છે, તેવો આ ભૂત સમાગમ છે. ૬૨૬.

अन्यच्च । અને વળી,

पञ्चभिर्निर्मिते देहे पञ्चत्वं च पुनर्गते ।
स्वां स्वां योनिमनुप्राप्ते तत्र का परिदेवना ॥६२७॥

આ દેહ પંચભૂતોથી ઉત્પન્ન થયો છે, તે દેહ પંચત્વ (પોતપોતાની જાતિમાં મળી જઇ નાશ) પામી પોતપોતાના કારણમાં લીન થાય છે, તેમાં શો શોક? ૬૨૭.

यावतः कुरुते जन्तुः संबन्धान्मनसः प्रियान् ।
तावन्तोऽपि निखन्यन्ते हृदये शोकशङ्कव ॥ ६२८ ॥

પ્રાણી, જેટલાનો સંબંધ કરી, પોતાના મનને જેટલી વસ્તુ પ્રિય કરે છે તેટલી ચીજો તેના હૃદયમાં શોકના ખીલા ખોસે છે. ૬૨૮.

नायमत्यन्तसंवासो लभ्यते येन केनचित् ।
अपि स्वेन शरीरेण किमुतान्येन केनचित् ॥ ६२९ ॥

કોઈ પણ વસ્તુ સાથે જંતુનો અત્યંત સમાગમ રહેતો નથી, વિશેષ શું પણ પોતાના દેહ સાથે પણ રહેતો નથી, ત્યાં બીજાની શી વાત? ૬૨૯.

अपि च । અને વળી,

संयोगो हि वियोगस्य संसूचयति संभवम् ।
अनतिक्रमणीयस्य जन्म मृत्योरिवागमम् ॥ ६३० ॥

જે રીતે જન્મ, એ અટળ મૃત્યુનું આગમન સૂચવે છે, તેમ સંયોગ એ વિયોગનો સંભવ સૂચવે છે. ૬૩૦.

आपातरमणीयानां संयोगानां प्रियैः सह ।
अपथ्यानामिवान्नानां परिणामोऽतिदारुणः ॥ ६३१ ॥

જેમ અપથ્ય અન્નનો પરિણામ અતિ ભયંકર હોય છે; તેમ ઉપર ઉપરથી રમણીય દેખાતા પ્રિય વસ્તુના સમાગમનું પરિણામ અતિ દારૂણ છે. ૬૩૧.

अपरं च । અને વળી;

व्रजन्ति न निवर्तन्ते स्रोतांसि सरितां यथा ।
आयुरादाय मर्त्यानां तथा रात्र्यहनी सदा ॥ ६३२ ॥

જેમ નદીનો પ્રવાહ એકની પાછળ એક આવ્યા કરે છે, અને તે જીવન (જળ)ને ઘસડી જાય છે, તેમ રાત્ર અને દિવસ એક પછી એક આવીને માણસનું આયુષ્ય હરી જાય છે. ૬૩૨.

सुखास्वादपरो यस्तु संसारे सत्समागमः ।
स वियोगावसानत्वाद्दुःखानां धुरि युज्यते ॥ ६३३ ॥

સંસારમાં સત્પુરુષનો સમાગમ એ સુખનો આસ્વાદ આપનાર છે, તેને પણ છેવટે વિયોગ હોવાથી, તે પણ દુઃખનો અગ્રભાગી ગણાય છે. ૬૩૩.

अत एव हि नेच्छन्ति साधवः सत्समागमम् ।
यद्वियोगासिलूनस्य मनसो नास्ति भेषजम् ॥६३४॥

માટે સત્પુરુષ સત્પુરુષના સમાગમની ઇચ્છા કરતા નથી, કારણ જેના વિયોગરૂપ તરવારથી કપાયલા મનને સાંધવાને બીજું ઔષધ નથી. ૬૩૪.

सुकृतान्यपि कर्माणि राजभिः सगरादिभिः ।
अथ तान्येव कर्माणि ते चापि प्रलयं गताः ॥६३५॥

સગર વગેરે રાજાઓએ, મોઠાં મોટાં સુકૃત

કર્મો કીધાં, તે કર્મો તથા તે પોતે પણ પ્રલય પામ્યાં. ૬૩૫.

संचिन्त्य संचिन्त्य तमुग्रदण्डं
मृत्युं मनुष्यस्य विचक्षणस्य ।
वर्षाम्बुसिक्ता इव चर्मबन्धाः
सर्वे प्रयत्नाः शिथिलीभवन्ति ॥ ६३६ ॥

જેમ વર્ષાદના પાણીથી ભીંજાયલાં ચર્મબંધન ઢીલા પડે છે, તેમ ઉગ્રદંડવાળા મૃત્યુના ચિંતવન કરતાં કરતાં, વિચક્ષણ મનુષ્યના સર્વ પ્રયત્નો શિથિલ થાય છે. ૬૩૬.

यामेव रात्रिं प्रथमामुपैति
गर्भे निवासी नरवीर लोकः ।
ततः प्रभृत्यस्खलितप्रयाणः
स प्रत्यहं मृत्युसमीपमेति ॥ ६३७ ॥

ગર્ભમાં રહેલો નરવીર જન જે પહેલી રાત્રિયે ગર્ભમાં પ્રાપ્ત થાય છે, તે દિવસથીજ જેનું પ્રયાણ શરૂ થાય છે, એવો તે પ્રાણી દરરોજ મૃત્યુની પાસે જાય છે. ૬૩૭.

अतः संसारं विचारय । शोकोऽयमज्ञानस्य प्रपञ्चः । पश्य ।

માટે સંસારનો વિચાર કર. શોક કરવો એ અજ્ઞાનનો વિસ્તાર છે, જુઓ.

अज्ञानं कारणं न स्याद्वियोगो यदि कारणम् ।
शोको दिनेषु गच्छत्सु वर्धतामपयाति किम् ॥६३८॥

અજ્ઞાન જો (શોકનું) કારણ ન હોય, અને જો વિયોગ એ કારણ હોય તો, ઘણા દિવસ જતાં શો-

क वधवो जोइए, ओछो केम थाय छे, (माटे) शोकनुं कारण अज्ञान छे, वियोग नथी. ६३८.

तदात्मानमनुसंधेहि । शोकचर्चां परिहर । यतः ।

त्यारे तुं आत्मामां तारुं चित्त लगाड. शोकवार्ता छोडी दे. कारण—

अकाण्डपातजातानां गात्राणां मर्मभेदिनाम् ।
गाढशोकप्रहाराणामचिन्तैव महौषधी ॥ ६३९ ॥

एकाएक पतनथी थएला, अने शरीरना मर्म भेदनार, घणा शोकरूपी प्रहारोने अचिंता ए मोटुं औषध छे. ६३९.

ततस्तद्वचनं निशम्य प्रबुद्ध इव कौण्डिन्य उत्थायाब्रवीत्—'तदलमिदानीं गृहनरकवासेन । वनमेव गच्छामि ।' कपिलः पुनराह—

तेनुं भाषण सांभळी कौंडिन्य जाग्रत थवा जेवो थइने बोल्यो, 'हवे घरवासरूपी नरक बहु थयुं. वनमां जाउं.' फरी कपिल कहे छे.

'वनेऽपि दोषाः प्रभवन्ति रागिणां
गृहेऽपि पञ्चेन्द्रियनिग्रहस्तपः ।
अकुत्सिते कर्मणि यः प्रवर्तते
निवृत्तरागस्य गृहं तपोवनम् ॥ ६४० ॥

रागी पुरुषने वनमां पण दोष उपजे छे, घरमां रहीने पण पांच इंद्रियनो निग्रह ए तप छे. जे अकुत्सितकर्म करे छे अने जेनो पदार्थ प्रेम निवृत्त थयो छे, तेने घर एज तपोवन छे. ६४०.

यतः । कारण—

दुःखितोऽपि चरेद्धर्मं यत्र कुत्राश्रमे रतः ।
समः सर्वेषु भूतेषु न लिङ्गं धर्मकारणम् ॥ ६४१ ॥

કારણ દુઃખિત મનુષ્યોએ (બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ એમાંના) કોઈપણ આશ્રમમાં રહીને અને સર્વ ભૂતોમાં સમદૃષ્ટિ રાખીને, ધર્માચરણ કરવું. લિંગ (ચિહ્ન) એ કંઈ ધર્મનું કારણ નથી. ૬૪૧.

उक्तं च । કહ્યું છે કે—

वृत्त्यर्थं भोजनं येषां संतानार्थं च मैथुनम् ।
वाक्सत्यवचनार्थाय दुर्गाण्यपि तरन्ति ते ॥ ६४२ ॥

જેનું ભોજન જીવવા માટે છે, અને જેની સ્ત્રીક્રીડા સંતાન માટે છે, અને જેની વાણી સત્ય બોલવા માટે છે, તે દુઃખને પણ તરી જાય છે. ૬૪૨.

तथा हि । તથા

आत्मा नदी संयमपुण्यतीर्था
सत्योदका शीलतटा दयोर्मिः ।
तत्राभिषेकं कुरु पाण्डुपुत्र
न वारिणा शुध्यति चान्तरात्मा ॥ ६४३ ॥

હે પાંડવ! જેમાં ઈંદ્રિયનિગ્રહ અને પુણ્ય એ તીર્થ છે, સત્ય એ પાણી છે, શીલ (ઉત્તમ સ્વભાવ) એ કિનારો છે, દયા એ ઉર્મી (મોજો) છે, એવી આત્મારૂપી નદીમાં સ્નાન કર. પાણીથી અંતરાત્મા શુદ્ધ થતો નથી. ૬૪૩.

विशेषतश्च । વિશેષ કરીને,

जन्ममृत्युजराव्याधिवेदनाभिरुपद्रुतम् ।
संसारमिममुत्पन्नमसारं त्यजतः सुखम् ॥ ६४४ ॥

વિશેષે કરીને જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, અને તેની વેદનાથી પીડાયલા, અને જેમાં સાર નથી

એવા આ ઉત્પન્ન થએલા સંસારને જે ત્યાગ કરે તેને સુખ થાય છે. ૬૪૪.

यतः । કારણ—

दुःखमेवास्ति न सुखं यस्मात्तदुपलभ्यते ।
दुःखार्तस्य प्रतीकारे सुखसंज्ञा विधीयते ॥ ६४५ ॥

દુઃખજ છે, તેમાં સુખ દેખાતું નથી. કારણ દુઃખથી જે પીડાયલો છે, તેના દુઃખનો પ્રતિકાર થતાં, સુખ એ નામ અપાય છે. ૬૪૫.

कौण्डिन्यो ब्रूते—'एवमेव ।' ततोऽहं तेन शोकाकुलेन ब्राह्मणेन शप्तः—'यदद्यारभ्य मण्डूकानां वाहनं भविष्यसि' इति । कपिलो ब्रूते—'संप्रत्युपदेशासहिष्णुर्भवान् । शोकाविष्टं ते हृदयम् । तथापि कार्यं शृणु ।

કૌંડિન્ય કહેછે—'એમજ છે. પછી તે શોકથી વ્યાકુલ થએલા બ્રાહ્મણે મને શ્રાપ દીધો કે, આજથી તું દેડકાનું વાહન થશે.' પછી કપિલ કહેછે—'હમણા તું ઉપદેશને માટે અયોગ્ય છે. કારણ તારૂં હૃદય શોકથી ભરેલું છે. તથાપિ જે કર્તવ્ય છે તે સાંભળ.

सङ्गः सर्वात्मना त्याज्यः स चेत्त्यक्तुं न शक्यते ।
स सद्भिः सह कर्तव्यः सतां सङ्गो हि भेषजम् ॥६४६॥

સર્વ રીતે સંગનો ત્યાગ કરવો, પરંતુ તે સંગત્યાગ શક્ય ન હોય ત્યારે સત્પુરુષનો સંગ કરવો. કારણ સત્પુરુષનો સંગ એ (ભવરોગનું) ઔષધ છે. ૬૪૬.

अन्यच्च । અને વળી,

कामः सर्वात्मना हेयः स चेद्धातुं न शक्यते ।
स्वभार्यां प्रति कर्तव्यः सैव तस्य हि भेषजम् ॥६४७॥

કામ, સર્વ રીતે તજવો યોગ્ય છે, પરંતુ તે તજવો શક્ય નથી, ત્યારે પોતાની ભાર્યાને વિષે રાખવો. કારણ તે સ્ત્રી એ (કામરોગનું) ઔષધ છે. ૬૪૭.

एतच्छ्रुत्वा स कौण्डिन्य कपिलोपदेशामृतप्रशान्तशोकानलो यथाविधि दण्डग्रहणं कृतवान् । अतो ब्राह्मणशापान्मण्डूकान्वोढुमत्र तिष्ठामि ।' अनन्तरं तेन मण्डूकेन गत्वा मण्डूकनाथस्य जालपादनाम्नोऽग्रे तत्कथितम् । ततोऽसावागत्य मण्डूकनाथस्तस्य सर्पस्य पृष्ठमारूढवान् । स च सर्पस्तं पृष्ठे कृत्वा चित्रपदक्रमं बभ्राम । परेद्युश्चलितुमसमर्थं तं मण्डूकनाथोऽवदत्—'किमद्य भवान्मन्दगतिः ।' सर्पो ब्रूते—'देव, आहारविरहादसमर्थोऽस्मि ।' मण्डूकनाथोऽवदत्—'अस्मदाज्ञया मण्डूकान्भक्षय ।' ततः 'गृहीतोऽयं महाप्रसादः' इत्युक्त्वा क्रमशो मण्डूकान्खादितवान् । अतोऽहं ब्रवीमि—'स्कन्धेनापि वहेच्छत्रून्' इत्यादि ॥ देव, यात्विदानीं पुरावृत्ताख्यानकथनम् । सर्वथा संधेयोऽयं हिरण्यगर्भो राजा संधीयतामिति मे मतिः ।' राजोवाच—'कोऽयं भवतो विचारः । यतो जितस्तावदयमस्माभिस्ततो यद्यस्मत्सेवया वसति तदास्ताम् । नो चेद्विगृह्यताम् ।'

આ સર્વ સાંભળીને તે કૌંડિન્યે કપિલોપદેશરૂપી અમૃતથી જેનો શોકાગ્નિ શાંત થયો છે, એવો થઇને, યથાશાસ્ત્ર દંડ (સંન્યાસ) ધારણ કર્યો, માટે બ્રાહ્મણના શાપથી દેડકાને ઉપાડવાને હું અહીં ઉભો છું.' પછી તે દેડકાએ, મંડૂકનાથ જલપાદ

નામના રાજા પાસે જઇને તે કહ્યું. પછી તે મંડૂકરાજ ત્યાં આવી સર્પની પીઠપર બેઠો. તે સર્પ તેને પીઠપર લઇને ચિત્રવિચિત્ર ગતિ કરીને ફર્યો. બીજે દહાડે ચાલવામાં અસમર્થ થએલા તે સર્પને, તે મંડૂકરાજે કહ્યું, 'આજ તારી ગતિ મંદ કેમ છે?' સર્પે કહેછે—'મહારાજ! મને આહાર મળતો નથી માટે હું મંદ છું.' મંડૂકરાજ કહેછે—'અમારી આજ્ઞાથી મંડૂક ખા.' તે પછી, આ આપનો મહાપ્રસાદ લઉંછું, એમ કહીને એકેક દેડકાને ખાવા લાગ્યો. પછી તે સરોવર મંડૂકરહિત થયું જોઇને, તે સર્પે મંડૂકરાજને પણ ખાધો. માટે હું કહુંછું—(જુઓ શ્લોક ૬૧૭.)

મહારાજ! હવે પૂર્વે બનેલા બનાવોની વાર્તા રહેવા દો. સર્વ પ્રકારે કરીને હિરણ્યગર્ભ રાજા સંધિ કરવા યોગ્ય છે. ત્યારે એની સાથે તહ કરવો, એમ મારો મત છે.' રાજા કહેછે, 'આ શો તમારો વિચાર? જો તેને અમે જીત્યો છે, તો અમારી સેવામાં તે રહે તો ઠીક. નહિ તો તેને કેદ પકડો.'

अत्रान्तरे जम्बुद्वीपादागत्य शुकेनोक्तम्—'देव, सिंहलद्वीपस्य सारसो राजा संप्रति जाम्बुद्वीपमाक्रम्यावतिष्ठते । राजा ससंभ्रमं ब्रूते—'किं किम् ।' शुकः पूर्वोक्तं कथयति । गृध्रः स्वगतमुवाच—'साधु रे चक्रवाक मन्त्रिन् सर्वज्ञ, साधु साधु ।' राजा सकोपमाह—'आस्तां तावदयम् । गत्वा तमेव समूलमुन्मूलयामि ।' दूरदर्शी विहस्याह—

એટલામાં જંબુદ્વીપથી શુકે આવીને કહ્યું, 'મહારાજ! સિંહલદ્વીપનો સારસ રાજા હમણા જંબુદ્વીપપર ચઢી આવ્યો છે.' રાજા ગભરાઇને બોલેછે,

'શું? શું?' શુક પહેલાં કહેલુંજ ફરી કહેછે. ગીધ મનમાં કહેછે—'વાહવાહ ચક્રવાક! વાહ સાધુ, વાહ સર્વજ્ઞ મંત્રી, સાધુ? રાજા કોપથી બોલ્યો, 'એને તો રહેવા દો. જઇને તેનેજ સમૂળ ઉખેડી નાખું.' દૂરદર્શી હસીને બોલ્યો.

'न शरन्मेघवत्कार्यं वृथैव घनगर्जितम् ।
परस्यार्थमनर्थं वा प्रकाशयति नो महान् ॥ ६४८ ॥

'શરદ ઋતુના મેઘની માફક વ્યર્થજ ગર્જના ન કરવી. મોટો માણસ બીજાનો અર્થ કે અનર્થ બહાર પ્રગટ કરતો નથી. ૬૪૮.

अपरं च । અને વળી,

एकदा न विगृह्णीयाद्बहून्राजाभिघातिनः ।
सदर्पोऽप्युरगः कीटैर्बहुभिर्नाश्यते ध्रुवम् ॥ ६४९ ॥

રાજાએ (નાની ઉમરના પણ) સર્વ શત્રુ સાથે એકે સમયે યુદ્ધનો આરંભ ન કરવો, કારણ ગર્વિષ્ઠ સર્પનો પણ ઘણી કીડીઓ પ્રાણ નથી લેતી કે? ૬૪૯.

देव, किमिति विना संधानं गमनमस्ति । यतस्तदास्मत्पश्चात्प्रकोपोऽनेन कर्तव्यः । अपरं च ।

મહારાજ! સંધિ કર્યાવિના ગતિ છે શું? કારણ જો આપણે ચાલ્યા તો, તે આપણી પાછળ આવી હલ્લો કરશે. અને વળી,

योऽर्थतत्त्वमविज्ञाय क्रोधस्यैव वशं गतः ।
स तथा तप्यते मूढो ब्राह्मणो नकुलाद्यथा' ॥६५०॥

જેમ નકુલથી મૂર્ખ બ્રાહ્મણ સંતાપ પામ્યો, તેમ જે અર્થતત્વ ન વિચારતાં, ક્રોધનેજ વશ થાય છે તે દુઃખ પામે છે. ૬૫૦.

राजाह—'कथमेतत् ।' दूरदर्शी कथयति—

રાજા કહેછે—'એ કેમ?' દૂરદર્શી કહેછે.



कथा ३२ द्वात्रिंशी । माधव ब्राह्मण नकुलयोः ॥

વાર્તા ૩૨ મી. માધવ બ્રાહ્મણ અને નોળીઓ.

अस्त्युज्जयिन्यां माधवो नाम विप्रः । तस्य ब्राह्मणी प्रसूता बालापत्यस्य रक्षार्थं ब्राह्मणमवस्थाप्य स्नातुं गता । अथ ब्राह्मणाय राज्ञः पार्वणश्राद्धं दातुमाह्वानमागतम् । तच्छ्रुत्वा ब्राह्मणः सहजदारिद्र्यादचिन्तयत्—'यदि सत्वरं न गच्छामि तदान्यः कश्चिच्छ्रुत्वा श्राद्धं ग्रहीष्यतिः । यतः ।

ઉજ્જયનીમાં માધવ નામનો બ્રાહ્મણ છે. તેની સ્ત્રી પ્રસૂત થતાં, નાના બાલકને રક્ષણ માટે બ્રાહ્મણ પાસે મૂકીને નાહવા ગઈ. બ્રાહ્મણને રાજાને ત્યાંથી પાર્વણ શ્રાદ્ધનું આમંત્રણ આવ્યું. તે સાંભળીને, બ્રાહ્મણ દરિદ્રી હોવાથી વિચાર કરવા લાગ્યો કે જો હું જલદી નહિ જાઉં તો, બીજો કોઈ જઇને શ્રાદ્ધ લેશે. કારણ—

आदानस्य प्रदानस्य कर्तव्यस्य च कर्मणः ।
क्षिप्रमक्रियमाणस्य कालः पिबति तद्रसम् ॥ ६५१ ॥

લેવું દેવું, અને કર્તવ્ય કર્મ એ જલદી ન કરતાં, કાલ તેનો રસ ખાઈ જાય છે. ૬૫૧.

किंतु बालकस्यात्र रक्षको नास्ति । तत्किं करोमि । यातु । चिरकालपालितमिमं नकुलं पुत्रनिर्विशेषं बालकरक्षायां व्यवस्थाप्य गच्छामि ।' तथा कृत्वा

गतः । ततस्तेन नकुलेन बालकसमीपमागच्छन्कृष्णसर्पो दृष्ट्वा व्यापाद्य कोपात्खण्डं खण्डं कृत्वा खादितः । ततोऽसौ नकुलो ब्राह्मणमायान्तमवलोक्य रक्तविलिप्तमुखपादः सत्वरमुपागम्य तच्चरणयोर्लुलोठ । ततः स विप्रस्तथाविधं तं दृष्ट्वा बालकोऽनेन खादित इत्यवधार्य नकुलं व्यापादितवान् । अनन्तरं यावदुपसृत्यापत्यं पश्यति ब्राह्मणस्तावद्बालकः सुस्थः सर्पश्च व्यापादितस्तिष्ठति । ततस्तमुपकारकं नकुलं निरीक्ष्य भावितचेताः स परं विषादमगमत् । अतोऽहं ब्रवीमि—'योऽर्थतत्त्वमविज्ञाय' इत्यादि ॥

પરંતુ બાલકનું રક્ષણ કરનાર અહીં કોઈ નથી. ત્યારે શું કરૂં? હશે. ઘણા દિવસથી પુત્ર પેઠે પાળેલો એવો આ નોળીઓ છે, તેને પુત્રના રક્ષણ માટે મૂકીને જાઉંછું. તેમ કરીને ગયો. પછી તે નકુળે છોકરા પાસે આવેલો એક કાળો સર્પ દીઠો. તેને જોઈને ક્રોધથી તેના કટકા કટકા કરી મારી નાખ્યો. તે પછી બ્રાહ્મણને આવતો જોઇને જેના હાથ પગ લોહીથી ખરડાયલા છે એવો તે નોળીઓ, બ્રાહ્મણના પગમાં પડી આળોટવા લાગ્યો. પછી તે બ્રાહ્મણે તેવા નોળીઆને જોઇને, આ નોળીઆએ મારા પુત્રને ખાધો એમ નિશ્ચય કરી તે નકુલને માર્યો. પછી ઘરમાં જઇને બાળકને જુએછે, તો બાળક સુખરૂપ સૂતેલો અને પાસે મૂવેલો સર્પ દીઠો. પછી ઉપકાર કરનાર નોળીઆને જોઇને જેના હૃદયમાં એક જાતનો ભાવ ઉત્પન્ન થઇ મહા વિષાદ પામ્યો. માટે હું કહુંછું—

દોહરો.

અર્થ તત્વ ન વિચારતાં, થાય ક્રોધવશ જેહ;
પામે પીડા નકુલથી, મૂર્ખ વિપ્રવત તેહ.

अपरं च । અને વળી,

कामः क्रोधस्तथा मोहो लोभो मानो मदस्तथा ।
षड्वर्गमुत्सृजेदेनमस्मिंस्त्यक्ते सुखी नृपः' ॥ ६५२ ॥

કામ, ક્રોધ, મોહ, લોભ, અભિમાન તથા મદ, એ છ (શત્રુ) વર્ગનો ત્યાગ કરવો. તેનો ત્યાગ કરતાં રાજા સુખી થાય છે.' ૬૫૨.

राजाह—'मन्त्रिन्, एष ते निश्चयः ।' मन्त्री ब्रूते—'एवमेव । यतः ।

રાજા કહે છે—'હે પ્રધાન! તારો આ નિશ્ચય છે?' મંત્રી કહે છે, 'હા, એમજ છે. કારણ—

स्मृतिश्च परमार्थेषु वितर्को ज्ञाननिश्चयः ।
दृढता मन्त्रगुप्तिश्च मन्त्रिणः परमो गुणः ॥ ६५३ ॥

પરમાર્થમાં સ્મૃતિ, વિતર્ક, જ્ઞાનનો નિશ્ચય, દૃઢતા, મંત્રરક્ષણ, એ મંત્રીના મુખ્ય ગુણો છે. ૬૫૩.

तथा च । તેમજ કહ્યું છે,

सहसा विदधीत न क्रिया-
मविवेकः परमपदां पदम् ।
वृणते हि विमृश्यकारिणं
गुणलुब्धाः स्वयमेव संपदः ॥ ६५४ ॥

એકાએક (અવિચારે) કોઈ પણ કામ ન કરવું, કારણ અવિચાર એ મોટી વિપત્તિનું સ્થાન છે. કારણ વિચારવંત પુરુષને ગુણ વિષે લોભી એવી સંપત્તિયો પડે આવીને વરેછે. ૬૫૪.

तदेव, यदि वानीमसद्वचनं क्रियते तदा संधाय गम्यताम् । यतः ।

ત્યારે મહારાજ! જો અમારી વાત તમને માન્ય હોય તો, સંધિ કરીને જવું. કારણ—

अथाप्युपायाश्चत्वारो निर्दिष्टाः साध्यसाधने ।
संख्यामात्रं फलं तेषां सिद्धिः साम्नि व्यवस्थिता ॥६५५॥

જોકે આપણું સાધ્ય સિધ્ધ કરવાને (સામ, દાન, ભેદ, દંડ એ) ચાર ઉપાય કહ્યા છે, પરંતુ તેની ગણત્રી છે, ખરેખર સિધ્ધી તો સામમાંજ રહી છે.' ૫૫૫.

राजाह—'कथमेवं संभवति ।' मन्त्री ब्रूते—'देव, सत्वरं भविष्यति । यतः ।

રાજા કહેછે—'એ કેમ સંભવે?' મંત્રી કહેછે, 'જલદી થશે.

अज्ञः सुखमाराध्यः सुखतरमाराध्यते विशेषज्ञः ।
ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापि नरं न रञ्जयति ॥ ६५६ ॥

અજ્ઞાની સુખથી વશ થાય છે, અને વિશેષ જાણનારો તો ઘણીજ સહેલાઇથી વશ થાય છે, પરંતુ દાધ્યા બળ્યા (જ્ઞાન થોડું અને આગ્રહ વધારે એવા) ને બ્રહ્મદેવ પણ ખુશ કરવાને સમર્થ નથી. ૫૫૬.

विशेषतश्चायं धर्मज्ञो मन्त्री च । ज्ञातमेतन्मया पूर्वं मेघवर्णवचनात्तत्कृतकार्यसंदर्शनाच्च । यतः ।

વિશેષ કરીને, આ રાજા ધર્મજ્ઞ છે, અને મંત્રી સર્વજ્ઞ છે. એ મેં પહેલેજ મેઘવર્ણના બોલવાથી તથા તેણે કરેલું કાર્ય જોયાથી જાણ્યું છે. કારણ—

कर्मानुमेयाः सर्वत्र परोक्षगुणवृत्तयः ।
तस्मात्परोक्षवृत्तीनां फलैः कर्मानुभाव्यते ॥ ६५७ ॥

સર્વ ઠેકાણે પરોક્ષ ગુણોની વૃત્તિ કર્મથી જાણવાની હોય છે. માટે પરોક્ષ વૃત્તિનું કર્મ ફળથી સમજાય છે.' ૬૫૭.

राजाह—'अलमुत्तरोत्तरेण । यथाभिप्रेतमनुष्ठीयताम् ।' एतन्मन्त्रयित्वा गृध्रो महामन्त्री 'तत्र यथार्ह कर्तव्यम्' इत्युक्त्वा दुर्गाभ्यन्तरं चलितः । ततः प्रणिधिबकेनागत्य राज्ञो हिरण्यगर्भस्य निवेदितम्—'देव, संधिं कर्तुं महामन्त्री गृध्रोऽस्मत्समीपमागच्छत् ।' राजहंसो ब्रूते—'मन्त्रिन्, पुनः संबन्धिना केनचिदत्रागन्तव्यम् ।' सर्वज्ञो विहस्याह—'देव, न शङ्कास्पदमेतत् । यतोऽसौ महाशयो दूरदर्शी । अथवा स्थितिरियं मन्दमतीनाम् । कदाचिच्छङ्कैव न क्रियते कदाचित्सर्वत्र शङ्का । तथा हि ।

રાજા કહે છે—'ઉત્તર પ્રત્યુત્તર બસ થયાં. જે ઇચ્છિત છે તે કામ કરો.' 'જે યોગ્ય હશે તે કરીશ.' એમ કહી મહામંત્રી ગીધ કિલ્લાની અંદર ગયો. તે પછી હિરણ્યગર્ભ રાજાનો દૂત બગલો આવીને કહે છે—'મહારાજ! સંધિ કરવાને મહામંત્રી ગીધ, આપની પાસે આવ્યો છે.' રાજહંસ કહે છે—'હે મંત્રી, કંઈ પણ કારણસર એ અહીં આવ્યો લાગે છે.' સર્વજ્ઞ હસીને બોલે છે, 'દેવ! આ શંકાનું સ્થાન નથી. કારણ આ મહાશય દૂરદર્શી છે અથવા મંદમતિની એવી સ્થિતિ હોય છે. કદી શંકાજ ન કરવી અથવા સર્વત્ર શંકાશીલ રહેવું. તેમજ કહ્યું છે—

सरसि बहुशस्ताराच्छाये क्षणात्परिवञ्चितः
कुमुदविटपान्वेषी हंसो निशास्वविचक्षणः ।
न दशति पुनस्ताराशङ्की दिवापि सितोत्पलं
कुहकचकितो लोकः सत्येऽप्यपायमपेक्षते ॥६५८॥

કમળ તંતુનો શોધ કરનાર રાત્રીમાં અચતુર એવો રાજહંસ જે સરોવરમાં તારાનું પ્રતિબિંબ પડ્યું હોય તે ઠેકાણે ઘણું કરીને ફસાયલો, દિવસે પણ સફેદ કમળને પણ તારા જાણી ખાતો નથી. કારણ માયા જાળમાં ફસાયલો મનુષ્ય સત્ય વસ્તુપર પણ અપાયની શંકા કરે છે. ૬૫૮.

दुर्जनदूषितमनसः सुजनेष्वपि नास्ति विश्वासः ।
बालः पायसदग्धो दध्यपि फूत्कृत्य भक्षयति ॥ ६५९. ॥

દુર્જને જેનું મન દોષિત કર્યું છે, એવા મનુષ્યનો વિશ્વાસ સુજનપર પણ બેસતો નથી. જુઓ કે, દૂધ પીતાં દાઝેલો બાળક દહીને પણ ફૂકીને ખાય છે. ૬૫૯.

तद्देव, यथाशक्ति तत्पूजार्थं रत्नोपहारादिसामग्री सुसज्जीक्रियताम् ।' तथानुष्ठिते सति स गृध्रो मन्त्री दुर्गद्वाराच्चक्रवाकेणोपगम्य सत्कृत्यानीय राजदर्शनं कारितो दत्तासने चोपविष्टः । चक्रवाक उवाच—'युष्मदायत्तं सर्वम् । स्वेच्छयोपभुज्यतामिदं राज्यम् ।' राजहंसो ब्रूते—'एवमेव ।' दूरदर्शी कथयति—'एवमेवैतत् । किंत्विदानीं बहुप्रपञ्चवचनं निष्प्रयोजनम् । यतः ।

માટે મહારાજ! યથાશક્તિ તેનો સત્કાર કરવાને રત્ન વગેરે ભેટની સામગ્રી તૈયાર કરો.' તેમ કર્યા પછી તે ગીધ મંત્રીને ચક્રવાકે તે કિલ્લાના દ-

रवाजाथी तेडी आणीने सत्कार करीने राजानी मुलाकात करावी, उत्तम आसनपर बेसाडयो. चक्रवाक कहे छे, 'ए सर्व आपनुं छे. ए सर्व राज्य आपनी इच्छा प्रमाणे भोगवो.' राजहंस कहेछे, 'एमज.' दूरदर्शी कहेछे, 'ए एमज छे. परंतु हवे घणुं कपटयुक्त भाषण नकामुं छे. कारण—

**लुब्धमर्थेन गृह्णीयात्स्तब्धमञ्जलिकर्मणा ।**
**मूर्खं छन्दोनुरोधेन याथातथ्येन पण्डितम् ॥ ६६० ॥**

लोभीने पैसाथी वश करवो, स्तब्ध (गर्विष्ठ) ने हाथ जोडीने वश करवो, मूर्खने तेनी मरजी प्रमाणे वर्तीने वश करवो अने पंडितने तत्त्व कहीने वश करवो. ६६०.

**अन्यञ्च ।** अने वळी,

**सद्भावेन हरेन्मित्रं संभ्रमेण तु बान्धवान् ।**
**स्त्रीभृत्यौ दानमानाभ्यां दाक्षिण्येनेतराञ्जनान् ॥६६१॥**

सद्भावथी मित्रने अनुकूळ करवो, बांधवोने संभ्रमथी वश करवो, दान अने मानथी स्त्री अने चाकरने वश करवा अने बीजा मनुष्योने चतुराई थी वश करवा. ६६१.

**तदिदानीं संधाय गम्यताम् । महाप्रतापश्चित्रवर्णो राजा । चक्रवाको ब्रूते—'यथा संधानं कार्यं तदप्युच्यताम् ।' राजहंसो ब्रूते—'कति प्रकाराः संधीनां संभवन्ति ।' गृध्रो ब्रूते—'कथयामि । श्रूयताम् ।**

त्यारे हवे संधि करीने आपणे जवुं. चित्रवर्ण राजा महा प्रतापी छे.' चक्रवाक कहेछे—'संधि केम करवी ते पण अमने कहो.' गीध कहेछे—'कहुं छुं. सांभळो.

बलीयसाभियुक्तस्तु नृपो नान्यप्रतिक्रियः ।
आपन्नः संधिमान्विच्छेत्कुर्वाणः कालयापनम् ॥ ६६२ ॥

બળવાનથી પરાજય પામેલા રાજાએ, બીજો કંઈ ઉપાય ન સુઝે તો, આપત્તિમાં પડતાં, કાળ ગુમાવવા માટે સંધિ કરવી. ૬૬૨.

कपाल उपहारश्च संतानः संगतस्तथा ।
उपन्यासः प्रतीकारः संयोगः पुरुषान्तरः ॥ ६६३ ॥
अदृष्टनर आदिष्ट आत्मादिष्ट उपग्रहः ।
परिक्रयस्तथोच्छिन्नस्तथा च परभूषणः ॥ ६६४ ॥
स्कन्धोपनेयः संधिश्च षोडशैते प्रकीर्तिताः ।
इति षोडशकं प्राहुः संधिं संधिविचक्षणाः ॥६६५॥

કપાલ, ઉપહાર, સંતાન, સંગત, ઉપન્યાસ, પ્રતિકાર, સંયોગ, પુરુષાંતર, અદૃષ્ટનર, આદિષ્ટ, આત્માદિષ્ટ, ઉપગ્રહ, પરિક્રય, ઉચ્છિન્ન, પરભૂષણ, સ્કંધોપનેય, એ સોળ પ્રકારની સંધિ છે. સંધિ કરવામાં જે ચતુર હોય તે આમ સોળ પ્રકારની સંધિ કહે છે. ૬૬૩–૬૬૪–૬૬૫.

कपालसंधिर्विज्ञेयः केवलं समसंधितः ।
संप्रदानाद्भवति य उपहारः स उच्यते ॥ ६६६ ॥
संतानसंधिर्विज्ञेयो दारिकादानपूर्वकः ।
सद्भिस्तु संगतः संधिर्मैत्रीपूर्व उदाहृतः ॥ ६६७ ॥

જે સંધિમાં સરખી સરતો હોય તે કપાલ* સંધિ. કંઈ આપીને જે સંધિ કરવામાં આવે તેને ઉપહાર સંધિ કહે છે. (૬૬૬) કન્યાનું દાન દઈને જે સંધિ કરવામાં આવે તે સંતાનસંધિ. મિત્રતા

* કપાલ એટલે સંપુટનો એકેક ભાગ.

પૂર્વક જે સંધિ તે સંગતસંતિ એમ સત્પુરુષોએ કહી છે. ૬૬૭.

यावदायुःप्रमाणस्तु समानार्थप्रयोजनः ।
संपत्तौ वा विपत्तौ वा कारणैर्यो न भिद्यते ॥६६८॥
संगतः संधिरेवायं प्रकृष्टत्वात्सुवर्णवत् ।
तथान्यैः संधिकुशलैः काञ्चनः स उदाहृतः ॥६६९॥

જ્યાં સૂધી આયુષ્ય છે, અને જ્યાં સૂધી સરખું અર્થ પ્રયોજન છે, સંપત્તિ અને વિપત્તિમાં પણ કોઈપણ કારણથી જે બદલાતો નથી, ત્યાંસૂધી એ સંધિ સુવર્ણ જેવી અત્યુત્તમ છે. માટે બીજા કેટલાક સંધિ કુશલજનો એને કાંચનસંધિ પણ કહે છે. ૬૬૮–૬૬૯.

आत्मकार्यस्य सिद्धिं तु समुद्दिश्य क्रियेत यः ।
स उपन्यासकुशलैरुपन्यास उदाहृतः ॥ ६७० ॥

પોતાના કાર્યની સિદ્ધિના ઉદ્દેશથી જે સંધિ થાય છે તેને ઉપન્યાસ સંધિમાં કુશલ પુરુષોએ ઉપન્યાસ સંધિ કહે છે. ૬૭૦.

मयास्योपकृतं पूर्वं ममाप्येष करिष्यति ।
इति यः क्रियते संधिः प्रतीकारः स उच्यते ॥६७१॥

પૂર્વે મેં એનાપર ઉપકાર કર્યો છે, માટે એ પણ મારાપર ઉપકાર કરશે એમ સમજી જે સંધિ કરવી તેને પ્રતિકાર સંધિ કહે છે. ૬૭૧.

उपकारं करोम्यस्य ममाप्येष करिष्यति ।
अयं चापि प्रतीकारो रामसुग्रीवयोरिव ॥ ६७२ ॥

જેમ રામ અને સુગ્રીવની સંધિ પેઠે, હું એના પર ઉપકાર કરૂં છું, માટે મારા પર આ ઉપકાર કરશે, તેને પ્રતિકાર સંધિ જાણવી. ૬૭૨.

एकार्थौ सम्यगुद्दिश्य क्रियां यत्र हि गच्छति ।
सुसंहितप्रमाणस्तु स च संयोग उच्यते ॥ ६७३ ॥

જેમાં બંનેનું સામાન્ય પ્રયોજન હોય એવા એક કામને ઉદ્દેશીને સલાહ અને જેમાં બંનેનો સંબધ રહેલો છે એવી સંધિને સંયોગ સંધિ કહે છે. ૬૭૩.

आवयोर्योधमुख्यैस्तु मदर्थः साध्यतामिति ।
यस्मिन्पणस्तु क्रियते स संधिः पुरुषान्तरः ॥६७४॥

આપણા બેઉના મુખ્ય મુખ્ય યોદ્ધાઓએ લડીને મારો સ્વાર્થ સાધવો એવી સરત જેમાં હોય તેને પુરુષાન્તર સંધિ કહે છે. ૬૭૪.

त्वयैकेन मदीयोऽर्थः संप्रसाध्यस्त्वसाविति ।
यत्र शत्रुः पणं कुर्यात्सोऽदृष्टपुरुषः स्मृतः ॥ ६७५ ॥

તમારે એકલાએજ મારૂં કામ સિદ્ધ કરવું જોઇએ, એવી જેમાં શત્રુ સરત કરેછે, તેને અદૃષ્ટનર સંધિ કહે છે. ૬૭૫.

यत्र भूम्येकदेशेन पणेन रिपुरूर्जितः ।
संधीयते संधिविद्भिः स चादिष्ट उदाहृतः ॥ ६७६ ॥

જ્યાં કંઈ રાજ્યનો ભાગ આપવાની સરત કરીને સંધિ કરે છે તેને, સંધિ જાણનાર આદિષ્ટ કહે છે. ૬૭૬.

स्वसैन्येन तु संधानमात्मादिष्ट उदाहृतः ।
क्रियते प्राणरक्षार्थं सर्वदानमुपग्रहः ॥ ६७७ ॥

પોતાનું સૈન્ય આપીને જે સંધિ કરવામાં આવે છે તેને આત્માદિષ્ટ સંધિ કહી છે. પોતાના પ્રા-

ણ રક્ષણ માટે સર્વદાન કરીને જે સંધિ કરવી તે ઉપગ્રહ સંધિ. ૬૭૭.

कोशांशेनार्धकोशेन सर्वकोशेन या पुनः ।
शिष्टस्य प्रतिरक्षार्थं परिक्रय उदाहृतः ॥ ६७८ ॥

ખજાનાનો કંઈ અંશ, અથવા અડધો ખજાનો કિંવા સર્વ ખજાનો આપીને આપણા સર્વ રાજ્ય રક્ષણ માટે જે સંધિ કરવી તેનું નામ પરિક્રય સંધિ. ૬૭૮.

भुवां सारवतीनां तु दानादुच्छिन्न उच्यते ।
भूम्युत्थफलदानेन सर्वेण परभूषणः ॥ ६७९ ॥

સારા પાકવાળી જમીનનું દાન કરીને સંધિ કરવી તેને ઉચ્છિન્ન સંધિ કહે છે. ભૂમિમાંથી જે ફળ થાય તે સર્વ ફળ આપવાની [સરતે જે સંધિ તે પરભૂષણ સંધિ. ૬૭૯.

परिच्छिन्नं फलं यत्र प्रतिस्कन्धेन दीयते ।
स्कन्धोपनेयं तं प्राहुः संधिं संधिविचक्षणाः ॥६८०॥

જેમાં ઉપજનો હિસ્સો આપવામાં આવે અથવા જેમાં કાંધા (હફતા) કરીને અમુક હિસ્સો પહોંચાડવામાં આવે તેને ચતુર પુરુષ સ્કંધોપનેય સંધિ કહે છે. ૬૮૦.

परस्परोपकारस्तु मैत्री संबन्धकस्तथा ।
उपहारश्च विज्ञेयाश्चत्वारश्चैव संधयः ॥ ६८१ ॥

પરસ્પર ઉપકાર (પ્રતિકાર), મૈત્રી (સંગત) અને સંબંધ (સંતાન) અને ઉપહાર એ ચાર સંધિ મુખ્ય જાણવી. ૬૮૧.

एक एवोपहारस्तु संधिरेव मतो मम ।
उपहारविभेदास्तु सर्वे मैत्रविवर्जिताः ॥ ६८२ ॥

આ (ચાર)માં એક ઉપહાર સંધિજ મને માન્ય છે. ઉપહાર વિના બીજી મૈત્રી પણ ઠીક લાગેછે. ૬૮૨.

**अभियोक्ता बलीयस्त्वादलब्ध्वा न निवर्तते ।**
**उपहारादृते तस्मात्संधिरन्यो न विद्यते' ॥ ६८३ ॥**

ચઢી આવેલો શત્રુ બલવાન્ હોવાથી કંઈ લીધાવિના પાછો જતો નથી માટે ઉપહાર શિવાય બીજી સંધિ સારી નથી.' ૬૮૩.

**राजाह—'भवन्तो महान्तः पण्डिताश्च । तदत्रास्माकं यथाकार्यमुपदिश्यताम् ।' मन्त्री ब्रूते—'आः, किमेवमुच्यते ।**

રાજા કહેછે—'તમે મહાત્મા અને પંડિત છો. તો અત્રે જે અમને યોગ્ય હોય તે કહો.' મંત્રી કહેછે, 'અરે! એમ શું બોલો છો.

**आधिव्याधिपरीतापादद्य श्वो वा विनाशिने ।**
**को हि नाम शरीराय धर्मापेतं समाचरेत् ॥ ६८४ ॥**

ચિંતા, રોગ એના તાપથી આજ કિંવા કાલે નાશ પામનાર દેહ માટે, ધર્મ વિરુદ્ધ આચરણ કોણ કરશે? ૬૮૪.

**जलान्तश्चन्द्रचपलं जीवितं खलु देहिनाम् ।**
**तथाविधमिति ज्ञात्वा शश्वत्कल्याणमाचरेत् ॥६८५॥**

મનુષ્યજીવિત પાણીમાં પડેલા ચંદ્રના પ્રતિબિંબ જેવું ચંચલ છે. એમ જાણી નિરંતર ટકે એવું સદાચરણ કરવું. ૬૮૫.

**मृगतृष्णासमं वीक्ष्य संसारं क्षणभंगुरम् ।**
**सज्जनैः संगतं कुर्याद्धर्माय च सुखाय च ॥ ६८६ ॥**

ઝાંઝવાના જળની પેઠે આ સર્વ સંસાર ક્ષણ-

ભંગુર છે એમ જાણીને, ધર્મ માટે તથા સુખ માટે સજ્જન સાથે સંગત કરવી. ૬૮૬.

तन्मम संमतेन तदेव क्रियताम् । यतः ।

ત્યારે મારી સંમત્તિથી તેજ કરો. કારણ—

अश्वमेधसहस्राणि सत्यं च तुलया कृतम् ।
अश्वमेधसहस्राद्धि सत्यमेवातिरिच्यते ॥ ६८७ ॥

હજારો અશ્વમેધ, અને સત્ય એ બેની તુલના કરતી વખતે, હજાર અશ્વમેધ કરતાં સત્ય એ અધિક ઠર્યું છે. ૬૮૭.

अतः, सत्याभिधानदिव्यपुरःसरयोरप्यनयोर्भूपालयोः काञ्चनाभिधानसंधिर्विधीयताम् ।' सर्वज्ञो ब्रूते—'एवमस्तु ।' ततो राजहंसेन राज्ञा वस्त्रालंकारोपहारैः स मन्त्री दूरदर्शी पूजितः प्रहृष्टमनाश्चक्रवाकं गृहीत्वा राज्ञो मयूरस्य संनिधानं गतः । तत्र चित्रवर्णेन राज्ञा सर्वज्ञो गृध्रवचनाद्बहुमानदानपुरःसरं संभाषितस्तथाविधं संधिं स्वीकृत्य राजहंससमीपं प्रस्थापितः । दूरदर्शी ब्रूते—'देव, सिद्धं नः समीहितम् । इदानीं स्वस्थानमेव विन्ध्याचलं व्यावृत्य प्रतिगम्यताम् ।' अथ सर्वे स्वस्थानं प्राप्य मनोभिलषितं फलं प्राप्नुवन्निति ।

માટે "સત્ય" નામક "દિવ્ય"* પૂર્વક આ બે રાજાની કાંચન નામની સંધિ કરવી.' સર્વજ્ઞ કહેછે, 'ઠીક.' પછી રાજહંસ રાજાએ, વસ્ત્ર અલંકાર ભેટ આપીને, સત્કાર કરેલો તે દૂરદર્શી મંત્રી ચક્રવાકને

* ખરૂંખોટું પારખવાનો ધર્મશાસ્ત્રનો એક પ્રકાર. સાક્ષી, દિવ્ય, અને લેખ.

સાથે લઇને, મોરના રાજા (ચિત્રવર્ણ) પાસે ગયો. ત્યાં ચિત્રવર્ણ રાજાએ ગીધના કહેવાથી સર્વજ્ઞ મંત્રી સાથ ઘણા માનપૂર્વક સંભાષણ કરી કાંચન નામની સંધિ કબૂલ કરી, રાજહંસ પાસે ગયો. દૂરદર્શી કહે છે, 'મહારાજ! આપણું ઇચ્છિત કાર્ય સિદ્ધ થયું. હવે આપણું સ્થાન જે વિંધ્યાચળ ત્યાં પાછા ફરો.' પછી સર્વ પોતપોતાને સ્થાને જઇને મનોવાંચ્છિત ફળને પામ્યા.

**विष्णुशर्मणोक्तम्—'अपरं किं कथयामि । कथ्यताम् ।' राजपुत्रा उचुः—'तव प्रसादाद्राज्यव्यवहाराङ्गं ज्ञातम् । ततः सुखिनो भूता वयम् ।' विष्णुशर्मोवाच—'यद्यप्येवं तथाप्यपरमपीदमस्तु—**

વિષ્ણુશર્મા કહેછે—'બીજું તમોને શું કહું? બોલો.' રાજપુત્રો કહેછે—'આપની કૃપાથી રાજ્યવ્યવહારના અંગો અમે શીખ્યા. હવે અમે સુખી થયા.' વિષ્ણુશર્મા કહે છે—'જો એમ છે, તો આમ પણ હો.

**संधिः सर्वमहीभुजां विजयिनामस्तु प्रमोदः सदा**
**सन्तः सन्तु निरापदः सुकृतिनां कीर्तिश्चिरं वर्धताम् ।**
**नीतिर्वारविलासिनीव सततं वक्षःस्थले संस्थिता**
**वक्त्रं चुम्बतु मन्त्रिणामहरहर्भूयान्महानुत्सवः' ॥ ६८८ ॥**

વિજય પામનારા સર્વ રાજાઓમાં સંધિ થાઓ, સદા આનંદ રહો, સત્પુરુષ આપત્તિરહિત થાઓ, પુણ્યવાન્ પુરુષોની કીર્તિ ચિરકાલ વધો, વારાંગનાની પેઠે નિરંતર હૃદયમાં રહેનારી નીતિ મંત્રી લોકોના મુખનું ચુંબન કરો, અને દરરોજ મોટો ઉત્સાહ થાઓ.' ૬૮૮.

अन्यच्चास्तु । અને વળી એમ પણ થાઓ,

प्रालेयाद्रेः सुतायाः प्रणयनिवसतिश्चन्द्रमौलिः स याव-
द्यावल्लक्ष्मीर्मुरारेर्जलद इव तडिन्मानसे विस्फुरन्ती ।
यावत्स्वर्णाचलोऽयं दववहनसमो यस्य सूर्यः स्फुलिङ्ग-
स्तावन्नारायणेन प्रचरतु रचितः संग्रहोऽयं कथानाम् ॥

હિમાલયની કન્યા પાર્વતીના પ્રીતિપાત્ર ચંદ્રમૌલી (શિવ) જ્યાંસૂધી છે, મેઘ ઉપર વીજળીની પેઠે મુરારિ (વિષ્ણુ) ના હૃદયપર લક્ષ્મી જ્યાં સૂધી શોભે છે, જ્યાં સૂધી જેની ઉપર આ સૂર્ય વડવાનળના તણખાની પેઠે શોભે છે, તે આ સુવર્ણ જ્યાં સૂધી છે, ત્યાં સૂધી નારાયણ પંડિતે રચેલા આ કથાનો સંગ્રહ અચલ વર્તો. ૧૮૯.

अपरं च । અને વળી,

श्रीमान्धवलचन्द्रोऽसौ जीयान्माण्डलिको रिपून् ।
येनायं संग्रहो यत्नाल्लेखयित्वा प्रचारितः ॥ १९० ॥

જેણે આ સંગ્રહ યત્નપૂર્વક લખાવી પ્રચારમાં આણ્યો, તે આ શ્રીમાન્ માંડલિક ધવલચંદ્ર મહારાજ શત્રુને જીતી લ્યો. ૧૯૦.

इति हितोपदेशे संधिर्नाम चतुर्थः कथासंग्रहः समाप्तः ।

હિતોપદેશનો સંધિ નામક ચોથો કથાસંગ્રહ સંપૂર્ણ.

समाप्तोऽयं हितोपदेशः । शुभं भूयात् ।

હિતોપદેશ સમાપ્ત. કલ્યાણ થાઓ.

પારસી પ્રીંટીગ પ્રેસ.

# વસંતસેના.

## એક નવીન રસિક વાર્તા.

પૈસાની લાલચુ કહેવાતી વેશ્યા, પૈસા તરફ ન જોતાં માત્ર ગુણ ઉપર મોહિત થઇ ગરીબ થયલા ચારૂદત્ત ઉપર પ્રેમ દર્શાવે છે, તથા દુર્જન પોતાની દુર્જનતા કેટલી હદ સુધી ચલાવે છે તેનું આબેહુબ વર્ણન.

સારા કાગળ, સોનેરી નામવાળું કપડાનું પુંઠું.

કીમત રૂ ૧. પો. વે. પે. રૂ ૦)≡

—:o:—

# વીરવિજય.

## (૭ સુંદર ચિત્રો સાથે.)

રજપૂત વીર પુરૂષો તથા સ્ત્રીઓના શૂરવીરપણા, સાહસ અને ધૈર્યની પાંચ મોટી વાર્તાઓ.

સારા કાગળ, સોનેરી નામવાળું કપડાનું પુંઠું.

કીમત રૂ ૧. પો. વે. પે. રૂ ૦)≡

એચ. જી. મર્ચન્ટ.

ઘર નં૦ ૧૦૫, વિઠ્ઠલવાડી, મુંબઇ.